मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

શ્રી

# જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૯ મું ॥ અંક ૧ લો




વીર સંવત ૨૪૬૯ ॥ વિક્રમ સંવત ૧૯૯૯

ચૈત્ર

પ્રગટકર્તા—
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂ. ૧-૧૨-૦

| પુસ્તક ૫૯ મું<br>અંક ૧ લો | ચૈત્ર | વીર સં. ૨૪૬૯<br>વિક્રમ સં. ૧૯૯૯ |
|---|---|---|

## अनुक्रमणिका



નવા સભાસદોનાં નામ.




પુસ્તક ૫૯ મું | ચૈત્ર | વીર સં. ૨૪૬૯
અંક ૧ લો | | વિ. સં. ૧૯૯૯

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

# શ્રી આદિજિનસ્તુતિ



( રાગ-કલ્યાણ, તાલ ધ્રુપદ )

મોક્ષના વિહારી, તારી ક્ષમા દયા અતિ ભારી ભારી. ( ૨ )

અનંત ગુણ વીર્યવાન, પૂર્ણ જ્ઞાનનો પ્રકાશ;
ક્ષાયિક ભાવે દિન રાત, શાંતિમાં કર્યો નિવાસ. મોક્ષના૦

પરાર્થે પરમાત્મ રૂપ, શુક્લધ્યાનનું સ્વરૂપ;
વિશ્વનું અનૂપ રૂપ, અખંડ ને અચળ સ્વરૂપ. મોક્ષના૦

અધો ઊર્ધ્વ મધ્યલોક, સર્વનો ઉદ્ધાર યોગ;
ચૌદ પૂર્વનો પ્રયોગ, વાણીનો વહ્યો છે ધોધ. મોક્ષના૦

આદિ દેવ અરિહંત, આદિ ધર્મના મહંત;
ચતુર્થ તીર્થ શ્રમણ સંત, કર્મોનો કર્યો છે અંત મોક્ષના૦

સર્વ કાર્ય સિદ્ધ થાય, આદિ નામ જો જપાય;
સ્વરૂપનો "પ્રકાશ" થાય, પૂર્ણ ભાવે જે ભજાય. મોક્ષના૦

મગનલાલ મોતીચંદ શાહ
વઢવાણ કેમ્પ

# શ્રી મહાવીર પ્રભુની સ્તુતિ

( આવોને દીનદયાળ રમવા આવોને રે—એ રાગ )

ભજીએ શ્રી મહાવીર, સુંદર જે જગતારૂ;
ભજીએ ધર્મ શરીર, સુંદર જે જગતારૂ. (ટેક)
ત્રિશલાનંદન છે જગવંદન, કર્મનિકંદન છે શીત ચંદન;
કરીએ નિત્ય અભિવંદન, સુંદર જે જગતારૂ. ભજીએ૦ ૧
જન્મથકી ત્રય જ્ઞાન વર્યું છે, નામ રૂડું વર્ધમાન ધર્યું છે;
અમૃત વચને વદન ભર્યું છે, સુંદર જે જગતારૂ. ભજીએ૦ ૨
માત પિતા સુખકાર થયા છે, સર્વ જીવો પ્રતિ શુદ્ધ દયા છે;
વડિલવચને ગૃહે રહ્યા છે, સુંદર જે જગતારૂ. ભજીએ૦ ૩
જાણી અસાર સંસાર અકારો, અણગાર થઈને તજ્યા ઘરબારો;
જે તરીઆ તો અમને તારો, સુંદર જે જગતારૂ. ભજીએ૦ ૪
વસમા વરસો સાડાબારે, તપથી કાપ્યાં કર્મ અપારે;
કેવળજ્ઞાની ત્યારે, સુંદર જે જગતારૂ. ભજીએ૦ ૫
લોક હિતારથ ધારી મારી, ઉત્તમ ધર્મ બતાવ્યો ભારી;
સિદ્ધ પદે બલિહારી, સુંદર જે જગતારૂ. ભજીએ૦ ૬
પ્રભુજયન્તિ આજે ઉજવીએ, ચૈત્ર ત્રયોદશી મનમાં ધરીએ;
જન્મ્યા ત્રિભુવન સ્વામી, સુંદર જે જગતારૂ ભજીએ૦ ૭
ગૌતમ જેવા ગણધર સ્થાપી, દ્વાદશાંગીની રચના દીપી;
ચતુર્વિધ સંઘને સ્થાપી, સુંદર જે જગતારૂ. ભજીએ૦ ૮
ચંદનબાળાને આપે તારી, ચંડકોશીના ઉદ્ધાર કર્યો ભારી;
વીર તુમ ચરણની બલિહારી, સુંદર જે જગતારૂ ભજીએ૦ ૯
ધર્મ યત્ન કરીને તરવું, ધારી દયા સાચું શુભ કરવું;
શુદ્ધ સત્ય પંથે વિચરવું, શ્રી વીર વચનને ધારી. ભજીએ૦ ૧૦
[illegible] જયંતિ ઉજવીએ [illegible];
[illegible] વીર અમને શરણ તમારું. ભજીએ૦ ૧૧

પારેખ રાયચંદ મૂળજી

---

## પ્રકાશની સુવાસ

शांत शांत मदनवपुषा वाग्माला प्रतिष्ठा,
दर्पाग्रतबिम्बितमुखा दिग्वर्णगंधपूर्णा ।
आनन्दप्रमुदितमना पावना: शान्तिवाणा,
शान्तात्मानं जनहितकरो जैनधर्मप्रकाश: ॥ १ ॥

બાલચંદ હીરાચંદ-માલેગામ

ચિરંજીવ!

# જૈન ધર્મ પ્રકાશ

(મંદાક્રાંતા)

આપે સારા પ્રખર ઊજળો જૈન ધર્મ પ્રકાશ,
વારી સર્વે તિમિર મનનો જૈન ધર્મ પ્રકાશ;
ચિત્તાકાશે પ્રગટ કરતો જૈન ધર્મ પ્રકાશ,
આનંદોર્મિ પ્રકટિત કરે જૈન ધર્મ પ્રકાશ. ૧

કાવ્યો સારા મધુરરસથી પૂર્ણ સૌગંધ ધારી,
વર્ષે જેવા અમૃત ઘટ છે ચિત્ત આનંદકારી;
તૃપ્તિ આપે રસિક મનને બોધ સૌંદર્ય ધારી,
ઝીલે ભવ્યો અમૃત સરિતામાંહિ સ્વેચ્છા વિહારી. ૨

પ્રાચીનોની રૂચિર કણિકા રત્નની સંગ્રહે છે,
અર્વાચીન પ્રબુધ કવિના કાવ્યને આદરે છે;
હિંદી કાવ્યો બહુવિધ તથા ગુર્જરી સદ્‌ગિરાના,
ગીર્વાણીમાં તિમ પ્રગટતા કાવ્ય છે માગધીના ૩

સંતોની જે સુમધુર કથા બોધ આનંદ આપે,
દ્રાક્ષો જેવી મધુરરસથી શાંતિ તૃપ્તિ સમર્પે;
તત્ત્વજ્ઞાન ગ્રથિત મણકા કાવ્ય જેવા નિબંધો,
દાડીમોના કવચ નિકળે જેમ માધુર્ય લાધો ૪

તત્ત્વાર્થથી ઘટિત લિખિતો જેહ વિદ્વાન ભોગ્ય,
તે લેખો શ્રીફલ સમ જુઓ લાગતા કષ્ટ ભોગ્ય;
પ્રશ્નો પૂછે વિવિધ જનતા ટાળવા ચિત્ત શંકા,
આપે તેના બહુવિધ ખગ ઉત્તરો જાય શંકા ૫

શાસ્ત્રોમાંથી સમુચિત કરી ચુંટણી તત્ત્વકેરી,
આપે લેખો વિવિધ વિષયો નિસ્તરી રીતિ સારી,
કાપે પાપો અમિત ભવના દ્વાર ખોલે વિશાલ,
ભવ્યાત્માઓ મુદિત થઈને થાય ચિત્તે ખુશાલ ૬

સાધુ સંતો મુનિવર લખે એહમાં ભવ્ય લેખો,
ભાષાકોવિદ્ સમકિતતણા જાણતા લેખ પેખો,
વિદ્વાન્ શાસ્ત્રી પ્રખર વચનો આંગ્લભાષા પ્રવીણ,
ચર્ચા થાયે બહુવિધ સદા ધર્મના મર્મ જાણ. ૭

પ્રકીર્ણમાં રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ સંબંધી લેખ રા. સુશીલનો છે અને બાકીના પુસ્તકોની પહોંચ, ભૂલનો સુધારો, જાણવા યોગ્ય વિગેરે ૧૦ લેખો મારા છે એમ કુલ ૧૧ છે.

ત્રણ વિભાગના મળીને કુલ લેખો ૧૬૩ છે. તેના લેખકો સંબંધી ટૂંકી હકીકત ઉપર બતાવવામાં આવી છે. કેટલાક લેખકોના લેખો ઘણા પ્રયાસપૂર્વક લખેલા છે, કેટલાક વિદ્વત્તાભરેલા છે અને કેટલાક વ્યવહારશુદ્ધિમાં ઉપયોગી થઇ પડે તેવા છે. ચોકસીની કલમ કથાપ્રસંગ લખવા માટે ઘણી તીવ્ર છે. એક કથાને કેમ લંબાવવી અને તેમાં પણ રસક્ષતિ થવા ન દેવી તે તેઓનું લક્ષ્ય છે. કાળ સંબંધી રા. જીવરાજભાઇના ૩ લેખો ખાસ વિચારણીય છે. યોગિરાજ આનંદઘનજી મહારાજના પદોનું વિવરણ તો મૌક્તિકે ગુરુગમથી મેળવેલ હોવાથી જ સુંદર રીતે આલેખન કર્યું છે. કેટલાક વાંચકોને તેમાં પીષ્ટ-પેષણ જેવું લાગતું હશે, પરંતુ તે પદોમાં માત્ર ૩-૪ ગાથામાં એટલું રહસ્ય ભરેલું હોય છે કે તેને માટે લંબાણથી સમજાવવાની આવશ્યકતા છે. મારા લેખોના સંબંધમાં તો હું કાંઇ લખવા માગતો નથી, પરંતુ પ્રશ્નોત્તરના લેખો ઘણે સ્થાને રસભેર વંચાય છે એમ જાણવામાં આવ્યું છે. ડૉ. ભગવાનદાસ શારીરિક કારણથી બહુ થોડા લેખ મોકલી શકયા છે. મુનિ રામવિજયજીએ તત્ત્વાર્થનો પદ્યાનુવાદ લખવાનું શરૂ કર્યું છે. બે અધ્યાયનો અનુવાદ આપ્યો છે. બીજા કેટલાક લેખો વિવેચન યોગ્ય છે, પરંતુ તેને માટે તો લક્ષપૂર્વક લેખો વાંચવાની વિનતિ કરવી તે જ ઠીક લાગે છે.

શરૂ થયેલા નવા વર્ષ માટે હુ તો સેવા કરવાનો જ છું. મૌક્તિકના તો ઘણા લેખો સીલકમાં છે. આ. વિજયપદ્મસૂરિએ 'સુપાત્રદાનના તાત્ત્વિક સ્વરૂપ' ઉપર લેખ મોકલેલ છે તે ઘણા અંકમાં આવે તેવો છે ચોકસી ને ડૉક્ટર તો લેખો લખવાના જ છે. રા. રા. જીવરાજભાઇ અને ભાઇ ન્યાલચંદને લેખો લખવાની ઊર્મિ જાગી છે તે લાભનો વિષય છે, કારણ કે બંને કેળવાયેલા અને અભ્યાસી છે. મુનિ રામવિજયજી તત્ત્વાર્થનો અનુવાદ આગળ ચલાવવાના છે. મુનિ પુણ્યવિજયજી, મુનિ વિદ્યાનંદવિજયજી અને મુનિ પ્રેમવિમળજીના તો કેટલાય લેખો સીલકમા છે. પ્રશ્નોત્તરો માસિકમાં અપાય છે તેથી બમણા ત્રણગણા લખાય છે એટલે તેની સીલક પણ વધારે છે ઉપર જણાવેલા ખાસ લેખકો સિવાય બીજા લેખકોના લેખો ઘણા સીલકમા છે, પરંતુ તેનો સમાવેશ થઇ શકતો નથી. પદ્ય લેખોમાં રાજમલ ભંડારી ને કવિ બાલચંદ હીરાચંદના લેખો આવ્યા જ કરે છે, મુનિ વિદ્યાનંદવિજયજી અને મુનિ પુણ્યવિજયજીના પદ્ય લેખો પણ આવેલા છે. આ હકીકત નવા શરૂ થયેલા વર્ષને અંગે ટૂંકામાં જણાવી છે.

આશા છે કે પરમાત્માની કૃપાથી નવું વર્ષ માસિકને અંગે લેખના સંબંધમાં તો સંતોષકારક નીવડશે, પરંતુ ચાલુ યુદ્ધને અંગે કાગળોના ભાવો એકદમ બહુ વધી જવાથી તેને અંગે મુશ્કેલી ઉત્પન્ન થવા સંભવ છે, છતાં તે પણ ઉદારદિલના સજ્જનોની મિષ્ટદૃષ્ટિથી સહેજે દૂર થઇ જશે એમ માની આ લઘુ લેખ સમાપ્ત કરવામાં આવે છે. કુંવરજી






**પરમાત્માની** કૃપાથી આજે ( સં. ૧૯૯૯ ના ચૈત્ર શુદિ ૧ મે ) આ માસિક ૫૯ મા વર્ષમા પ્રવેશ કરે છે. નિર્વિઘ્ને આટલુ દીર્ઘાયુષ્ય ભોગવવું તે શાસનના અધિષ્ઠાયક દેવોની અસીમ કૃપાનુ જ પરિણામ છે એક સરખી શાસ્ત્રશૈલી અનુસાર લેખનશૈલીને લઇને માસિક કોઇ પણ વ્યક્તિની અપ્રીતિનું કારણ બની શક્યુ નથી. આધુનિક ચાલતા વિવાદગ્રસ્ત વિષયને હાથ લગાડવાનુ જ છોડી દીધેલુ હોવાથી પ્રાયે કોઇનો અભાવ ઉત્પન્ન થયો નથી વર્તમાન સમાચાર ને વર્તમાન ચર્ચા વિષે લખતા પણ કોઇ કોઇ વ્યક્તિને ખેદ ઉપજવાનું કારણ બનવા સભવ છે એમ જાણીને તે બાબતને પણ તજી દીધેલ છે અને ખાસ આત્મહિત કરે તેવા ધાર્મિક ને વ્યવહારિક લેખો લખવાનું જ ધોરણ સ્વીકાર્યું છે.

પ્રારભમા ગત વર્ષમા આવેલા લેખોનુ સરવૈયુ આપતા તેના લેખક સબંધી વિચાર કરતા સન્મિત્ર કર્પૂરવિજયજીની જે ખામી પડી તે અદ્યાપિ પૂરાણી નથી. બીજા લેખકો પ્રાયે ગત વર્ષમા હતા તે જ છે, તે લેખકોના નામો ઉપરથી સમજી શકાશે

પદ્ય લેખો ૪૪ છે તેમા ૮ રાજમલ ભડારીના, ૬ કવિ બાલચદ હીરાચદના, ૫ મુનિ વિદ્યાનદવિજયજીના, ૩ મુનિ પુણ્યવિજયજીના, ૫ સ્વર્ગવાસી મુનિ કર્પૂરવિજયજીના, ૨ સુખલાલ રવજીભાઇના, ૨ અમીચદ કરશનજીના, ૨ ગયચદ મૂળજીના અને ૧૧ છૂટક છૂટક ૧૧ લેખકના લખેલા છે.

ગદ્ય લેખો ૧૦૮ છે, તેમા ૧૧ આ. શ્રી વિજયપદ્મસૂરિના છે, જેમા ૪ સિદ્ધચક્રસ્તોત્રના અને ૭ ગણધરકલ્પલતાના છે મૌક્તિકના લેખો ૧૯ છે, તેમા ૯ યોગીરાજ શ્રી આનદઘનજીના પદોના છે, ૫ વાગ્વિલાસના છે ને ૪ વ્યવહાર કૌશલ્યના છે મારા લેખો ૪૦ છે, તેમા ૧૪ પ્રશ્નોત્તરના અને ૨૬ જુદે જુદે વખતે લખેલા નાના મોટા લેખો છે. મોહનલાલ દીપચદ ચોકસીના પ્રભાવિક પુરુષોના લેખ ૧૦ છે, મુનિ પુણ્યવિજયજીના ૫ લેખો છે, ૪ મુનિ વિદ્યાનદવિજયજીના છે, ૫ લેખો રા. રા. જીવરાજભાઇ ઓધવજીના છે, ૪ ભાઇ ન્યાલચદ લક્ષ્મીચદના છે, ૩ ડૉ. ભગવાનદાસ મનસુખભાઇના છે, ૨ મુનિ રામવિજયજીના તત્ત્વાર્થના પદ્યાનુવાદના છે અને બાકીના ૫ લેખો જુદા જુદા પાચ લેખકોના છે.

---



થાજો દીર્ઘાયુષી જગતમા જૈન ધર્મ પ્રકાશ,
દેઇ પુષ્ટિ સમુચિત વધો **જૈન ધર્મ પ્રકાશ;**
સૌંદર્યેથી વિધવિધ કળાપૂર્ણ થાજો પ્રકાશ,
આશીર્વાદો ગુણીજનતણા મેળવો એ પ્રકાશ ૮



**બાલચંદ હીરાચંદ-માલેગામ**



પ્રકીર્ણમાં રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ સંબંધી લેખ રા. સુશીલનો છે અને બાકીના પુસ્તકોની પહોંચ, ભૂલનો સુધારો, જાણવા યોગ્ય વિગેરે ૧૦ લેખો મારા છે એમ કુલ ૧૧ છે.

ત્રણ વિભાગના મળીને કુલ લેખો ૧૬૩ છે. તેના લેખકો સંબંધી ટૂંકી હકીકત ઉપર બતાવવામાં આવી છે. કેટલાક લેખકોના લેખો ઘણા પ્રયાસપૂર્વક લખેલા છે, કેટલાક વિદ્વત્તાભરેલા છે અને કેટલાક વ્યવહારશુદ્ધિમાં ઉપયોગી થઇ પડે તેવા છે. ચોકસીની કલમ કથાપ્રસંગ લખવા માટે ઘણી તીવ્ર છે. એક કથાને કેમ લંબાવવી અને તેમાં પણ રસક્ષતિ થવા ન દેવી તે તેઓનું લક્ષ્ય છે. કાળ સંબંધી રા. જીવરાજભાઇના ૩ લેખો ખાસ વિચારણીય છે. યોગિરાજ આનંદઘનજી મહારાજના પદોનું વિવરણ તો મૌક્તિકે ગુરુગમથી મેળવેલ હોવાથી જ સુંદર રીતે આલેખન કર્યું છે. કેટલાક વાંચકોને તેમાં પીષ્ટ-પેષણ જેવું લાગતું હશે, પરંતુ તે પદોમાં માત્ર ૩-૪ ગાથામાં એટલું રહસ્ય ભરેલું હોય છે કે તેને માટે લંબાણથી સમજાવવાની આવશ્યકતા છે. મારા લેખોના સંબંધમાં તો હું કાંઇ લખવા માગતો નથી, પરંતુ પ્રશ્નોત્તરના લેખો ઘણે સ્થાને રસભેર વંચાય છે એમ જાણવામાં આવ્યું છે. ડૉ. ભગવાનદાસ શારીરિક કારણથી બહુ થોડા લેખ મોકલી શકયા છે. મુનિ રામવિજયજીએ તત્ત્વાર્થનો પદ્યાનુવાદ લખવાનું શરૂ કર્યું છે. બે અધ્યાયનો અનુવાદ આપ્યો છે. બીજા કેટલાક લેખો વિવેચન યોગ્ય છે, પરંતુ તેને માટે તો લક્ષપૂર્વક લેખો વાંચવાની વિનંતિ કરવી તે જ ઠીક લાગે છે.

શરૂ થયેલા નવા વર્ષ માટે હું તો સેવા કરવાનો જ છું. મૌક્તિકના તો ઘણા લેખો સીલકમાં છે. આ. વિજયપદ્મસૂરિએ ' સુપાત્રદાનના તાત્ત્વિક સ્વરૂપ ' ઉપર લેખ મોકલેલ છે તે ઘણા અંકમાં આવે તેવો છે. ચોકસી ને ડૉકટર તો લેખો લખવાના જ છે. રા. રા. જીવરાજભાઇ અને ભાઇ ન્યાલચંદને લેખો લખવાની ઊર્મિ જાગી છે તે લાભનો વિષય છે, કારણ કે બંને કેળવાયેલા અને અભ્યાસી છે. મુનિ રામવિજયજી તત્ત્વાર્થનો અનુવાદ આગળ ચલાવવાના છે. મુનિ પુણ્યવિજયજી, મુનિ વિદ્યાનંદવિજયજી અને મુનિ પ્રેમવિમળજીના તો કેટલાય લેખો સીલકમાં છે. પ્રશ્નોત્તરો માસિકમાં છપાય છે તેથી બમણા ત્રણગણા લખાય છે એટલે તેની સીલક પણ વધારે છે. ઉપર જણાવેલા ખાસ લેખકો સિવાય બીજા લેખકોના લેખો ઘણા સીલકમાં છે, પરંતુ તેનો સમાવેશ થઇ શકતો નથી. પદ્ય લેખોમાં રાજમલ ભંડારી ને કવિ બાલચંદ હીરાચંદના લેખો આવ્યા જ કરે છે, મુનિ વિદ્યાનંદવિજયજી અને મુનિ પુણ્યવિજયજીના પદ્ય લેખો પણ આવેલા છે. આ હકીકત નવા શરૂ થયેલા વર્ષને અંગે ટૂંકામાં જણાવી છે.

આશા છે કે પરમાત્માની કૃપાથી નવું વર્ષ માસિકને અંગે લેખના સંબંધમાં તો સંતોષકારક નીવડશે, પરંતુ ચાલુ યુદ્ધને અંગે કાગળોના ભાવો એકદમ બહુ વધી જવાથી તેને અંગે મુશ્કેલી ઉત્પન્ન થવા સંભવ છે, છતા તે પણ ઉદારદિલના સહયોની મિષ્ટદ્રષ્ટિથી સહેજે દૂર થઇ જશે એમ માની આ લઘુ લેખ સમાપ્ત કરવામાં આવે છે.　　કુંવરજી



પાણીની બાબતમાં પણ વિવેકગર્ભિત કાળજી જરૂર રાખવી જોઇએ. તે આ પ્રમાણે-જેમ ખદખદતા ( ચોખા-ખીચડી આદિના ) આંધણમાં ઉભરા સ્પષ્ટ[1] જણાય છે તેવી રીતે જે પાણીને ઉકાળતાં ત્રણ ઉભરા સ્પષ્ટ આવી ગયા હોય, તે ત્રણ ઉકાળા આવેલું (વાળું) જ પાણી વ્રતમાં ( તિવિહાર ઉપવાસ, આયંબિલ, એકાસણું, બેસણું વિગેરેમાં ) પી શકાય; કારણ કે તેથી ઓછો એટલે જો એક જ ઉકાળો આવ્યો હોય તો ( ત્યાં સુધી ) તે વખતે તે સચિત્ત જ કહેવાય અને બીજો ઉકાળો આવે ત્યારે તે મિશ્ર કહેવાય. એટલે કેટલુંક પાણી સચિત્ત હોય અને કેટલુંક પાણી અચિત્ત થયું હોય. આવું પાણી વાપરવાથી જરૂર પચ્ચખ્ખાણ ખંડિત થાય, એમ શ્રી આચારાંગ, દશવૈકાલિક આદિ શાસ્ત્રોના સ્પષ્ટ વચનથી ખાત્રી થાય છે.

માટે ત્રણ ઉકાળા આવે ત્યારે જ તે પાણી બરોબર અચિત્ત થાય એમ સમજીને ઉકાળેલું પાણી પીનારા તથા બીજા પણ ભવ્ય જીવોએ બરોબર ત્રણ ઉભરા આવ્યા બાદ જ પાણી ઠારવું. ચૂલા ઉપરથી ઉતાર્યા પછી ચોમાસામાં ત્રણ પહોર સુધી, શિયાળામાં ચાર પહોર સુધી અને ઉનાળામાં પાંચ પહોર સુધી પાણી [2]અચિત્ત કહેવાય. તેટલો ટાઇમ વીત્યા બાદ તે ( અચિત્ત પાણી પણ ) સચિત્ત થાય છે. દોષ( ભૂલ )થી અલગ રહેવા( બચવા )ની ભાવનાવાળા ભવ્ય જીવોએ આ વાત જરૂર મગજમા ઠસાવવી જોઇએ કે ચોમાસામાં બે કાળ-(પહેલા કાળ-બીજા કાળ )નું પાણી હોય છે. ત્યારે જે વાસણ ( પ્રાંત-થાળી વિગેરે )-માં સવારનું ( પહેલા કાળનું ) પાણી ઠાર્યું હોય તે વાસણો તદ્દન સૂકા થયા બાદ જ તેમાં બીજા કાળનુ પાણી ઠારી શકાય. જો તેમ ન કરે તો બે કાળનો નિયમ જળવાય જ શી રીતે ? જેઓ સાધનસંપન્ન હોય તેઓએ તો બંને કાળના પાણીને ઠારવાના વાસણો અલગ જ રાખવા એમા લાભ છે. તેમજ ઉના

---

૧. જ્યારે બરોબર પાણી ઉકળે ત્યારે પાણીના વાસણની ઉપર ઢાંકેલું ઢાંકણું પ્રાયે ઉભરો આવતાં એની મેળે ઉછળીને નીચે પડે. એમ ત્રણ વાર થાય ત્યારે ત્રણ ઉકાળા સમજવા. આવા અનેક ઉપાયોથી ઉકાળાનો અનુભવ મળી શકે છે. દાયક ભવ્ય જીવોએ જરૂર સમજવું જોઇએ કે નીચે અગ્નિના તાપનું ઠેકાણું ન હોય અને દેવદર્શન વ્યાખ્યાન-શ્રવણાદિ કરીને ઘેર આવ્યા તેટલામાં ત્રણ ઉકાળા આવ્યા શી રીતે ? તે અચિત્ત કહેવાય જ નહિ. તેવું પાણી સુપાત્રને કાપ( લુગડા ધોવા )ના પ્રસંગે પણ વહોરાવી શકાય નહિ. તેથી લેનારે અને દેનારે દોષ( કર્મબંધ )થી બચવા જરૂર માહિતગાર થવું જોઇએ.

૨. મુનિરાજ-ઉપધાનવાહિ-પૌષધવાળા શ્રાવકો પાણીનો કાળ પૂરો થયા પહેલાં તેમાં ચૂનો નાંખે તો તે ૨૪ પહોર સુધી અચિત્ત રહી શકે છે. જેટલા કલાકનો દિવસ ( કે રાત ) હોય તેનો જે ચોથો ભાગ તે એક પહોર કહેવાય. જેમકે ૧૨ કલાકનો દિવસ હોય, ત્યારે ત્રણ કલાકનો પહોર ગણાય. એમ શીયાળામાં અને ચોમાસામાં ઘટાડો પણ થાય છે. એટલે બધી ઋતુમાં ત્રણ કલાકનો પહોર ગણાય જ નહિ.

પાણીને ઠારીને જરૂર ઢાંકવું જોઇએ કે જેથી માખી આદિનું રક્ષણ થઇ શકે. એમ જયણા સાચવનારા ભવ્ય શ્રાવકો જરૂર સુપાત્રને એષણાસમિતિ પાળવામાં આલંબનભૂત (મદદગાર) થઇ શકે છે વ્યાખ્યાનાદિના પ્રસંગે મુનિવરાદિ વ્યાખ્યાનકારોએ પણ આ બાબત અજાણુ શ્રાવકાદિને જરૂર સમજાવવી જોઇએ.

જેમ પાણીની બીના જાણવી જરૂરની છે અને તે જણાવી તેવી રીતે દાયક ભવ્ય જીવોએ [1]અનંતકાય તથા [2]અભક્ષ્ય પદાર્થોનું સ્વરૂપ ગુરુમહારાજ વિગેરે જાણકારની પાસેથી જાણવું જોઇએ. અને તેમ જાણે તો જ નિર્દોષ દાન દઇ શકે અને પૂર્ણ ફળ પામી શકે, કારણ કે અનંતકાયાદિકનું સ્વરૂપ જેના જાણવામાં નથી તે તેવી વસ્તુ ખાવામાં અને દેવામાં કદાચ વાપરે તો લાભને બદલે નુકસાન થાય.

## દાનની શરૂઆતનો ટાઇમ

દાનની શરૂઆત કરવાનો ટાઇમ વહેલામાં વહેલો સૂર્ય ઊગ્યાથી માંડીને ૪૮ મિનિટ વીત્યા બાદ જાણવો. અને તે જ ટાઇમ ગોચરી માટે પણ વહેલામાં વહેલો કહ્યો છે. જે અશનાદિ સૂર્યોદય થયા પહેલાં રાંધ્યાં હોય તેવો આહાર પણ સુપાત્રને ન દેવાય, કારણ કે એમાં અંધારે રાંધે તેથી જયણા સચવાય નહિ, અને ખાનારને અમુક અંશે રાત્રિભોજનનો દોષ લાગે છે. જેઓ જયણા સારી રીતે જાળવે તે ભવ્ય જીવો શ્રાવકજીવનને સફલ કરે છે.

## સુપાત્રદાનના ત્રણ પ્રકાર

આ સુપાત્રદાન ત્રણ પ્રકારનું છે, તે આ પ્રમાણે છેઃ—

૧. સાત્ત્વિક દાન. ૨. રાજસી દાન. ૩. તામસી દાન.

૧. સાત્ત્વિક દાન—જે શ્રાવકાદિ ભવ્ય જીવો ઉત્તમ ક્ષેત્રમાં સારા સમયે સંપૂર્ણ ઉલ્લાસપૂર્વક ( ચઢતે ભાવે ઉમંગથી ) દાનના પાંચે ભૂષણો સાચવીને, કોઇપણ જાતના સાંસારિક ફલની ઇચ્છા રાખ્યા સિવાય ( નિયાણું તજીને ) અનુપકારિ[3] સુપાત્રને નિર્દોષ આહાર વિગેરે આપે તે સાત્ત્વિક દાન કહેવાય. કહ્યું છે કે—

दातव्यमिति यद्दानं, दीयतेऽनुपकारिणे ॥
क्षेत्रे काले च भावे च, तद्दानं सात्त्विकं स्मृतं ॥ १ ॥—ઉપ૦ તરંગિણી–૫–૩૨

( ચાલુ )

૧. જે એક શરીરમાં અનંતા જીવો હોય તેવા મૂળા, બટાટા વિગેરે અનંતકાય કહેવાય. તે ખાવાથી અનંતા જીવોનો વિનાશ થાય માટે તે ખાવાનો અને દેવાનો નિષેધ છે. ૩૨ અનંતકાય શ્રાદ્ધવિધિ વિગેરે ગ્રંથોથી જાણવા.

૨. બે દિવસ ઉપરાંતનું દહીં, ઊનું કર્યા વિનાના દૂધ વિગેરે ખાવા યોગ્ય નથી.

૩. દેનાર ભવ્ય જીવ સાધકના ઉપકાર નીચે આવેલો ( દબાયલો ) ન હોવો જોઇએ, કારણ કે ઉપકારીને દાન દઇએ તે સાત્ત્વિક દાન ન કહેવાય.

# [1]વીરવિલાસ

## ૯

[2]તૃષ્ણા તરુણી રસલીન, હું રઝળ્યો રે ચારે ગતિ રે;

મસ્ત રાગમાં ગવાતી આ ધૂપપૂજામાં પંડિત કવિ શ્રી વીરવિજયજીએ ભારે મોજ કરી છે. એ પૂજાના પ્રત્યેક પદો એવા સરસ રીતે ગોઠવાઇ ગયા છે કે એક વાર ગાયા પછી એનો અંતરધ્વનિ ચાલે છે, એમાં અદ્ભુત શબ્દચમત્કાર સાથે અતિ રહસ્યમય ઊંડો અર્થધ્વનિ છે અને આખું ધનનું શાસ્ત્ર–અર્થશાસ્ત્ર કેવા ખોટા પાયા પર રચાયલું છે તેની છાપ પાડે તેવી તેની ગોઠવણ છે.

તૃષ્ણા એટલે પૈસા વિગેરે મેળવવાની અતિ તીવ્ર ઇચ્છા. એ તૃષ્ણા બાઇ અતિશય શક્તિશાળી છે, સતત યૌવનવાળી જુવાન સ્ત્રી છે પોતાના યારને મોહપાશમાં નાખી કબજે કરે એવી મોહક લલના છે, કોઇ પણ પ્રકારે કેડો ન છોડે એવી બહારથી રૂપાળી પણ અંતરથી ગૂઢ ડાકણ છે, સંસારચક્રમાં ફેરા ખવરાવનાર મીઠી માયા છે અને લોભમહારાજાની અખંડ સૌભાગ્યવતી પત્ની છે, તેમજ ઘેર ઘેર ભટકતી ભામટી પણ્યસ્ત્રી (વેશ્યા) છે. એ મોટા સાધુસંતને પોતાના ચક્કરમાં પાડી દે છે, ન્યાયાસન પર બેસનારને ચળાવે છે, વ્રત–નિયમ લેનારને ગોટા વળાવે છે, વ્યાજ ન ખાવાના ધર્મનિયમને તાબે થનાર પાસે ભાડા કે ડીવીડંડ ઉઘરાવે છે અને ધનનું રૂપાતર કરી શેર, ડીબેન્ચર કે બોન્ડમાં કાઇ વાંધો નહિ એવા ઊંધા પાટા બંધાવે છે. એ રાજા મહારાજાને છોડતી નથી, એ સંત–ત્યાગીને મૂકતી નથી, એ મરનારને મર ન કહે એવા ગૃહસ્થનો પીછો મૂકતી નથી, એ મરણને કાંઠે બેઠેલા એંશી વરસના ડોસાને જંપવા દેતી નથી, એ છોકરાની આશા ન હોનાર લખપતિનો પલ્લો મૂકતી નથી અને એ ધર્મના મોટા ભાષણ–ઉપદેશ આપનાર અને 'ચેતન–ચેતન'ના નામની રટના કરનાર ગૃહસ્થગુરુને પણ પોતાના છટકામાથી છોડતી નથી.

અતિ ઊંડી ભાવભરી ભૂરકી નાખનારી એ તરુણ જુવાન વેશ્યા સીત્તેર વર્ષે પણ સરવૈયા કઢાવે છે, ગત દહાડો ન ગણતા ગુલામગીરી જેવી નોકરી કરાવે છે, એક ઊંચો વેણ ન સહન કરનારને ધનપતિના દ્વાર પર ઊભા રાખી કડવા ઘૂંટડા ગળે ઊતરાવે છે અને આકરાં વેણ સંભળાવે છે, જોશીઓ પાસે જોશ જોવરાવે છે, અખંડ જુગારને પોષણ આપે છે, સટ્ટાને ઉત્તેજન આપે છે, સ્થાનબળવાળા પુરુષની ખુશામત કરાવે છે અને ચિત્રવિચિત્ર નાટક કરાવે છે. એ ચારે ગતિમા રખડાવનાર તરુણ સ્ત્રીનાં નાટકો પણ વિચારમાં નાખે તેવા છે. દેવગતિ, મનુષ્યગતિ, તિર્યંચગતિ અને નરકગતિ એ ચારેમા એનો દોર જોયા જેવો, અભ્યાસ કરવા જેવો હોય છે અને એ ખાસ ધ્યાન આપી સમજવા યોગ્ય એનો દોર કેવો આકરો અને સચોટ હોય છે તેનો ખ્યાલ આપવા અહીં ચારે ગતિમાં થતાં એનાં આક્રમણોની યાદ તાજી કરી જઇએ. એ તિર્યંચ ગતિમાં તો ભારે તોફાન કરાવે છે. અનેક વૃક્ષો પોતાની નીચે ધનના ચરુ દટાવી તે પર ચોકી કરે છે, સર્પ થઈ

---

૧. વીરવિલાસનો આ નવમો લેખ છે. દરેક લેખ સ્વતંત્ર છે અને સ્વતઃ સંપૂર્ણ છે.
૨. બાર વ્રતની પૂજા પૈકી છઠ્ઠી ધૂપ પૂજા, પ્રથમ ગાથાનું બીજું પાદ.

ધન પર તિજોરી ફરતા કે નિધાન ઉપર આટા માર્યા કરે છે, કીડી અનાજ કે કણનો સગ્રહ કરે છે. અનેક પક્ષીઓ માળામા નાની મોટી વસ્તુઓ એકઠી કરે છે સગ્રહવૃત્તિ લગભગ દરેક પ્રાણીમા એક અથવા બીજા આકારમા દેખાઇ આવે છે.

દેવનાઓ પણ સસારી પ્રાણીઓના ધન ઉપર ચોકી કરે છે, કોઇના પર રીઝી તેને આપે છે અને જાણે તેની માલિકી પોતાની હોય એ રીતનુ વર્તન કરે છે નારકો પોતાની સપત્તિ યાદ કરી કરીને માનસિક તૃષ્ણાનો અનુભવ કરે છે

પણ મનુષ્યો તો હદ કરે છે એને ઊંઘવુ સાભરતુ નથી, ખાવું સૂઝતુ નથી, પહેરવુ ગમતુ નથી, વાપરવું યાદ આવતુ નથી એના મનમા ધન ધન અને ધનની જપમાળા ચાલે છે, એ ધન ખાતર દેશાતર કરે છે, વહાણુ વ્યવસાય કરે છે, સ્વજનને વિસારી વર્ષો સુધી પરદેશમા રહે છે. ન બોલાવવા યોગ્ય શેઠોની નોકરી ઉઠાવે છે, ખુશામત કરી સામામા ન હોય તેવા ગુણની પ્રશસા ઉચ્ચારે છે, અસત્ય બોલે છે, ઉજાગરા કરે છે, આટા ખાય છે, અપમાન ખમે છે અને કૈક કૈક કરે છે. ગમે તેવો ધર્માત્મા મનાતો હોય કે પોતાની જાતને ધર્મી માનતો હોય તો પણ ઇન્કમટેક્સ ખાતર ગમે તેવા સાચા ખોટા સ્ટેટમેન્ટ કરે છે, બેવડા નામા તૈયાર કરે છે, ભળતા જવાબ આપે છે અને ધન બચાવવા માટે ન કરવા યોગ્ય કારસ્તાનો કરે છે.

આખુ જીવન ધનના વિષયની વિચારણા, ગોઠવણ અને ચિતવનમા જ શરૂ થાય છે અને તેમા જ પૂરુ થાય છે તેની આવડતવાળો હોય તે વહેવારુ અક્કલવાળો અને સમજુ ગણાય છે અને પોતાના પૈસા કેમ વધારવા અને સામાના કઇ રીતે પડાવવા એના કાવાદાવા અને ધમાલમા એ તો આખો વખત દુર્ધ્યાન જ કર્યા કરે છે, દ્રવ્ય મળી જાય તો એની જાળવણીની ચિતા, ફેરફાર અને રોકાણમાથી એ ઊચો આવતો નથી, દ્રવ્ય ન મળે તો કેમ, ક્યા અને કઇ રીતે મળે તેના આટાપાટામાથી એ નવરો થતો નથી, રૌદ્રધ્યાનમા મસ્ત થઇ રહે છે, મળે તો એની તૃષ્ણાનો છેડો આવતો નથી, લાખે દશ લાખ અને દશ લાખે કરોડની ઇચ્છા થાય છે અને એ રીતે બાળપણથી માડીને મોતના નાકા સુધી અને કોઇ કોઇ વાર તો સ્મશાનની સરહદ સુધી એ ધનતૃષ્ણા અને ધમાલમા રહે છે, પોતાના મરણુ વખતે ધનને સાથે લઇ જવાતુ નથી એટલે વસીયતનામું (વીલ ) કરવા વકીલને બોલાવે છે અને જગતમા જે રૂપિયાના આઠ આના પણ મળી જાય તેમ હોય તો સગા છોકરાને નાવારસ કરતા એના દિલને સકોચ થતો નથી અને સારે માર્ગે ધન ખરચવાની ભાવનામા ઊંડે ઊંડે આવતા ભવમા દશ-વીશગણું ધન મેળવવાની કે રાજરાજેન્દ્ર, વિદ્યાધર કે દેવની પદવી મેળવી સા ધનમા આળોટવાની ઇચ્છા હોય છે. આવો ધનનો મહિમા છે

એણે સસારના અનેક માણસોને ભૂતયાપમા નાખ્યા છે એણે હદ વગરની મર્યાદાઓ ચૂકાવી છે, એણે સાધુપુરુષોને પણ ભૂલાવ્યા છે, પરિગ્રહવ્રતધારીઓને નામે હજારોના ખાતા પડાવ્યા છે, પુસ્તકની વચ્ચે સેકડોની કરન્સી નોટો રખાવી છે, મીઠા વગરનો છોકરો હોય, અડબોત ખાતા તેની પાસેનુ ધન ચાલ્યુ જવાની ખાતરી હોય, છતા એવા પુત્રોને માટે એણે દૂરરો કરાવ્યા છે, હક્ક ન હોય તો સાબિત કરવા એણે હજારો ખોટા સોગન પર જુબાનીઓ અપાવી છે અને સગા ભાઇ, બાપ કે ભત્રીજાઓ સાથે ન બોલવાના

વેણુ બોલાવ્યાં છે, બોલાચાલી બંધ કરાવી છે, ગોળાના પાણી હરામ કરાવ્યાં છે અને આ આખા વખતમાં મનમાં જે દુર્ધ્યાન ચાલ્યા કરે છે, અહીંથી મેળવું કે ત્યાંથી લઇ લઉં-એની દોડાદોડમા અને વ્યવસ્થા કરવામાં જે માનસિક પરિવર્તનો ચાલ્યા કરે છે અને ધામા ઉધામા થાય છે તેથી સંસાર ઘણો વધી જાય છે, કર્મપ્રકૃતિનું જોર બહુ આકરું થતું જાય છે અને તેનો રસવિભાગ તીવ્ર અને તીવ્ર થતો જાય છે. સંસારચક્રમાં વધારે પ્રગતિ કરવાનું કારણ આ તૃષ્ણાનો મનોવિકાર બને છે. એની કાંઇ હદ નથી, એનો પાર નથી, એનો આરો નથી. મોટા સમુદ્રનો છેડો આવે પણ લોભસમુદ્રનો છેડો આવે તેમ નથી. આવો એ ભયંકર મનોવિકાર છે, મીઠો દુર્ગુણ છે અને વિચારકને પણ થકવી નાખે, નીચો પાડી દે અને ગોટાળે ચઢાવી દે એવી એનામાં ભયંકર તાકાત છે.

મમ્મણ શેઠને તેલ ને ચોળા ખાવા પડે, બીજી ચીજ જ પચે નહિ અને સમૃદ્ધિમાં શ્રેણિક રાજાની રિયાસત ડૂલ થઇ જાય એ વાતમાં કેટલુ રહસ્ય છે તે જાણે તે વ્યક્તિ ધવલ શેઠના વહાણનો ભેદ અને ખૂન કરવાની વૃત્તિ સમજી શકે અને પોતાનાં વહાણો ચલાવી આપનાર અને અનેક વાર પ્રાણ બચાવનારને મારી નાખવાની હદ સુધી લઇ જાય તે હકીકત પાછળ રહેલ માનસને ઓળખી શકે.

આખું મંડાણ જ ખોટુ મંડાયુ છે. ધનનો પ્રશ્ન બરાબર વિચારાય તો દુનિયાની ગૂંચવણ મટી જાય તેવું છે. ખાવાપીવાનો વાધો આવે તેમ નથી અને એવું જાણવા છતાં ધનના ઢગલા મૂકી જવા એ અર્થવગરની વાત છે. છતાં તૃષ્ણા તરુણીને વશ પડીને પ્રાણી સંસાર વધારતો જ જાય છે અને હદ વગરની પરિસ્થિતિમાં અટવાઇ મહાન ચક્કરમા પડી જાય છે. દુનિયાદારીના પ્રમાણપત્રો ધનની વિપુળતા પર અવલંબતા હોઇ અને ભાઇશ્રીનો આખો ઝોક દુનિયાની પ્રશંસા અને પસંદગી મેળવવા પર હોઇ એ સમજુ હોવા છતાં મૂર્ખ બની જાય છે, સંસારના પવન સાથે ખેંચાતો જાય છે અને હેતુ વગરની પ્રવૃત્તિમાં હજારો મેળવી અથવા હજારો નિરાશા અનુભવી અપધ્યાનમાં ઊંડો ને ઊંડો ઊતરતો જાય છે તેમજ ચારે ગતિમાં અથડાયા-કૂટાયા કરી ફેંદાયા કરે છે અને એક ખાડામાથી નીકળી બીજામાં પડે છે, પણ આ સર્વ કોને માટે ? શા માટે ? કેટલા વખત માટે ? કયા સગપણ સંબંધે ? એનો કે એની બાબતનો જરા પણ તે વિચાર કરતો નથી. આવું જીવન ધન્ય નથી, સફળ નથી, સહેતુક નથી; એ તો માત્ર એક આંટો છે, ફેરો છે, ખેપ છે.

ભોજરાજા બાળકુમાર હતા ત્યારે તેને રાજ્યનો હરિફ જાણી કાકા મુંજે તેનો વધ કરવા મારા સાથે તેને જંગલમાં મોકલી આપ્યો ત્યારે તેણે મારાઓ સાથે એક શ્લોક લખીને કાકા તરફ વિચારણા માટે પાઠવ્યો. તેમાં લખ્યું હતું કે 'આખી પૃથ્વીને તાબે કરનાર માંધાતા જેવા મોટા મોટા રાજાઓ ચાલ્યા ગયા, પણ તેમની સાથે પૃથ્વી ન ગઇ; પણ કાકા ! મને લાગે છે કે તમારી સાથે તો પૃથ્વી જરૂર આવશે !'

આટલી વાત સમજાઇ જાય તો કાંઈ નહિ તો અપ્રમાણિક વર્તન, જૂઠું સાચું બોલી ધન ઉપાર્જન કરવાની વૃત્તિ, કાવાદાવા, કારસ્તાન, ખુશામત અને માયા-કપટની ગોટાળી વૃત્તિમાં ફેર તો જરૂર પડ્યા વગર ન રહે.

## ક્યારે, ક્યાં, કેવી સ્થિતિમાં, શા નિમિત્તે મૃત્યુ આવશે તે જાણતો નથી છતાં પ્રાણી ચેતતો કેમ નથી ?

જગતના જીવમાત્રને મરણને શરણ તો થવું જ પડે છે. આપણે આ પ્રસંગે મનુષ્યને અંગે જ વિચાર કરવાનો છે. મનુષ્ય જન્મે છે ત્યારથી જ તેના પગલાં મૃત્યુની સન્મુખ છે. મૃત્યુ ઓરું આવતું જાય છે, પરંતુ એ વાત એટલી બધી છદ્મસ્થ મનુષ્યોથી અજ્ઞાત છે કે મૃત્યુ ક્યારે ? કઇ વયમાં ? કેટલા વર્ષની ઉમરે આવશે ? તે જાણતો નથી–જાણી શકતો નથી તે સાથે ક્યાં ? કયે સ્થળે ? મૃત્યુ પ્રાપ્ત થશે તે પણ જાણી શકતો નથી. તેમજ કઇ પરિસ્થિતિમાં ? સુખમા કે દુઃખમાં, વ્યાધિગ્રસ્તપણાનાં કે નિરોગીપણામા, દ્રવ્યવાળી સ્થિતિમાં કે નિર્ધનપણામા, સારવાર કરનારની વચ્ચે કે એકલા નિરાધારપણામાં, શુદ્ધિમાં કે બેશુદ્ધિમા કેવા સંયોગમા મૃત્યુ પ્રાપ્ત થશે ? તે મનુષ્ય જાણી શકતો નથી; તેમ જ શું નિમિત્તે ? એટલે વ્યાધિના કારણથી, નિર્ધનપણાના કારણથી, અકસ્માતથી, આપઘાતથી, હાર્ટફેલ થવાથી અથવા ક્ષય વિગેરે અસાધ્ય અને પરિહાર થઇ ન શકે એવા વ્યાધિથી–કેવા નિમિત્તે મરણ થશે ? તે પણ મનુષ્ય જાણી શકતો નથી. આમ બધી રીતે અજ્ઞાન છતા તેને માટે કાઇ પણ સાવચેતી રાખતો નથી, સાવધાન થતો નથી, તૈયારી કરતો નથી, પાણી પહેલા પાળ બાંધતો નથી. ગમે ત્યારે મૃત્યુ આવે અને જવું પડે તો ફિકર નથી, ચિંતા નથી, ક્યાં જઈને ઊભા રહેશું ? એવો ભય નથી એવું કાંઇ કરતો નથી. શરીરની સુંદરતા, દ્રવ્યની પૂર્ણતા, પરિવારની વિપુલતા અને સર્વનો સ્નેહ જોઈને તે નિશ્ચિતપણે ધમધમાટ ઊંઘે છે. સુજ્ઞજનને તો આ સંસારમા નિવૃત્તિનું સ્થળ જ જણાતું નથી માત્ર જેણે ધર્મારાધન કરીને, દ્રવ્યનો સદુપયોગ કરીને, સત્કાર્યવડે શાંતિ મેળવી, આગામી ભવ માટે પુષ્કળ અને ઉચ્ચ પ્રકારનું ભાતું બાંધી રાખ્યું હોય છે તે જ નિરાંતે સૂઇ શકે છે. ઘણા મનુષ્યો તો મૃત્યુને ઓળખતા જ નથી. તે અણધાર્યું આવશે એમ માનતા પણ નથી. સંસારમા જ આનંદ ને સુખ માણી રહ્યા છે તેવાને માટે કાંઇ કહેવા જેવું નથી, તે તો અચાનક કાળના સપાટામાં આવીને ઝડપાઈ જાય છે, પરંતુ જે કાંઇ સમજે છે, મુમુક્ષુ ભાવ પામે છે, ક્યાં જવું છે ત્યાંનો વિચાર કરી શકે છે તેને માટે આ વિચારણાની આવશ્યકતા છે. અનેક જીવો તો મુગ્ધપણે ભવ પૂરો કરી ખાલી હાથે ચાલ્યા જાય છે. આપણે તે પંક્તિમાં ન ગણાઇએ તો ઠીક તેવો પ્રયત્ન આ લેખ વાંચીને કરવો આવશ્યક છે.

કુંવરજી

# तत्त्वं શબ્દની વિચારણા

તત્ત્વાર્થસૂત્રમાં તત્ત્વ શબ્દની વિચારણા માટે મુખ્ય બે સૂત્રો છે:—

(૧) तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम् (૧-૨)

(૨) जीवाजीवास्रवबन्धसंवरनिर्जरामोक्षास्तत्त्वम् (૧-૪)

આ બંને સૂત્રો ઉપરના ભાષ્યમાં અને ટીકામાં તત્ત્વ શબ્દને અંગે ત્રણ સવાલોની ચર્ચા ઉપસ્થિત થયેલ જોવામાં આવે છે:—

(૧) 'તત્ત્વં' એટલે શું?

(૨) 'તત્ત્વં' એકવચનમાં કેમ વાપરેલ છે?

(૩) આશ્રવ વિગેરેનો જીવ અને અજીવમાં સમાવેશ થાય છે, છતા બે તત્ત્વોને બદલે સાત તત્ત્વો કેમ બતાવવામાં આવેલ છે?

(૧) ટીકાકાર તત્ત્વનો અર્થ કહે છે કે—**तत्त्वमिति वाऽव्युत्पत्तौ तथ्यं सद्भूतं परमार्थः**—એટલે વ્યુત્પત્તિ પ્રમાણે નહિ પણ તાત્ત્વિક દૃષ્ટિએ તત્ત્વનો અર્થ તથ્ય સદ્ભૂત પરમાર્થ: એ પ્રમાણે થાય છે. તથ્ય એટલે સત્ય (Truth), સદ્ભૂત એટલે અસ્તિત્વ ધરાવનાર (Reality) અને પરમાર્થ એટલે સર્વશ્રેષ્ઠ વસ્તુ (Highest supreme object); એટલે તાત્ત્વિક દૃષ્ટિએ સમ્યગ્દર્શનનો અર્થ સત્ય-પરમાર્થ પ્રત્યે અડગ શ્રદ્ધાન (Faith in the supreme truth) થાય છે. એ તત્ત્વ-પરમસત્ય પરમાર્થ શું છે? તેના વિવરણ માટે સૂત્રકાર ચોથા સૂત્રમાં કહે છે કે-જીવ-અજીવ-આસ્રવ-બંધ-સંવર-નિર્જરા-મોક્ષ-તત્ત્વ છે. અર્થાત્ જીવ અજીવ વિગેરે છૂટા છૂટા પરમતત્ત્વ નથી, પણ સાતે તત્ત્વોની એકાત્મતા-એકાત્મભાવ પરમતત્ત્વ છે. જેમ જ્ઞાન, દર્શન કે ચારિત્ર છૂટા છૂટા આત્મતત્ત્વ નથી પણ તેની ઐક્યતા આત્મતત્ત્વ છે તેમ જીવ વિગેરે સાત તત્ત્વોના ઐક્યથી પરમતત્ત્વ બને છે. જીવ, અજીવ વિગેરે સાત શબ્દોથી સાત જુદા જુદા અર્થો બતાવ્યા પછી, તત્ત્વ શબ્દ એકવચનમા મૂકી જ્ઞાની સૂત્રકાર મહારાજ દેખાડવા માગે છે કે તત્ત્વ (Truth) એક જ છે, એ પરમતત્ત્વને સમજવા માટે જીવ-અજીવ વિગેરે અર્થોને સમજવાના રહે છે. જીવ અને અજીવનો અનાદિ સંયોગ છે, આસ્રવ અને બંધ તે સંયોગના કારણ છે, આત્મા તે સંયોગનો વિયોગ પોતાની શક્તિથી કરી શકે છે, તે શક્તિને સંવર અને નિર્જરા કહેવામા આવે છે અને જીવ અને કર્મનો આત્યંતિક વિયોગ મોક્ષ છે. સંસારનો આ અનાદિ નિયમ છે. આ અનાદિ-અટલ-શાશ્વત નિયમ જગતમાં પ્રવર્તે છે, જેને આશ્રીને ચરાચર જગત વ્યવસ્થિત રહે છે, તે શાશ્વત આધ્યાત્મિક-નૈતિક નિયમ-Eternal moral order-પરમતત્ત્વ છે, અને તે પરમતત્ત્વના શ્રદ્ધાન ઉપર ધર્મ નિર્ભર રહે છે. આ શાશ્વત નૈતિક નિયમ પ્રતિપાદન કરે છે કે-જેમ ભૌતિક જગતમાં દરેક શક્તિ (energy) સચવાઇ રહે છે, રૂપાંતર પામે છે, પણ લય પામતી નથી, તેમ આધ્યાત્મિક અને નૈતિક જગતમાં પણ કરેલાં સારાં કે માઠાં કર્મો સંચિત

થાય છે અને વહેલા કે મોડા તેના ફળ આપે છે. જ્ઞાની માણસ આત્મિક શક્તિથી કર્મના ફળોનું રૂપાંતર કરી શકે છે, પણ કરેલાં કર્મ ભોગવ્યા વિના છૂટકો નથી. જૈન જેવા ધર્મો, જેમાં ઇશ્વરને જગતનો કર્તા, નિયંતા કે સુખદુઃખના ફળનો આપનાર માનવામાં આવતો નથી, તેવા ધર્મો પણ આ શાશ્વત નૈતિક નિયમ ઉપર સુસ્થાપિત હોવાથી, અન્ય ધર્મોમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે. આ નિયમ ઉપર સ્થાપિત થયેલ ધર્મો નિયતિવાદી કે ભવિતવ્યતાવાદી નથી, પણ પુરુષાર્થવાદી અને આશાવાદી છે. આત્મામાં અનંત શક્તિ છે અને પોતાની શક્તિથી કર્મના બંધનથી મુક્ત થઇ પરમ સુખને પામી શકે છે, તેવો પ્રશસ્ત આશાવાદ આ ધર્મના ખરા તત્ત્વ સમજનારને ઓતપ્રોત થયેલો હોય છે. જગતમાં આવો અચળ શાશ્વત નૈતિક નિયમ પ્રવર્તે છે તે તથ્ય-સત્ય છે. સદ્ભૂત-શાશ્વત છે, પરમાર્થ છે તેના ઉપર પ્રતીતિ-શ્રદ્ધા તે તત્ત્વાર્થશ્રદ્ધાન છે, તે જ સમ્યગ્દર્શન છે, તે જ ખરો ધર્મ છે. Religion is faith in an eternal moral order **तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनं ।**

( ૨ ) ચોથા સૂત્ર ઉપરના ભાષ્યમા બતાવવામા આવેલ છે કે-**इत्येष सप्तविधो-ऽर्थस्तत्त्वम् । एते वा सप्त पदार्थास्तत्त्वानि ।** આ સાત પ્રકારનો અર્થ તત્ત્વ છે અથવા આ સાત પદાર્થો તત્ત્વો છે. ઉપર પ્રમાણે તત્ત્વ શબ્દનો તાત્ત્વિક-પારમાર્થિક અર્થ બતાવ્યા પછી, તત્ત્વ શબ્દનો વ્યુત્પત્તિ પ્રમાણે અર્થ બતાવવામાં આવ્યો છે. **व्युत्पत्त्या तु जीवादीनामर्थानां वा स्वसत्ता सोच्यते** એટલે વ્યુત્પત્તિ પ્રમાણે જીવ વિગેરે અર્થોની જે સત્તા તે તત્ત્વ છે. જેમ જીવતત્ત્વ, અજીવતત્ત્વ એટલે જીવત્વ અજીવત્વ તે પ્રમાણે વિચારતા સાતે જુદા જુદા તત્ત્વો બને છે.

( ૩ ) જીવ અને અજીવમા આસ્રવ, બંધ વિગેરે બીજા પાંચે અર્થોનો સમાવેશ થાય છે, છતાં બે તત્ત્વોને બદલે સાત તત્ત્વો કેમ કહેવામાં આવ્યા છે, તે સંબંધમાં ટીકાકારે વિસ્તારથી વિવેચન કરેલ છે. ટીકાકારનો કહેવાનો આશય એવો છે કે-બે તત્ત્વોમાં બાકીના પાંચનો સમાવેશ થાય છે તે સત્ય છે, પરંતુ આ શાસ્ત્ર મોક્ષાર્થી-મુમુક્ષુની પ્રવૃત્તિ માટે છે માટે તેને સંસાર અને મોક્ષના કારણો બતાવવા સાત જુદા જુદા તત્ત્વોથી સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. આ દલીલ ઘણી વ્યાજબી અને સમજવા જેવી છે. ધર્મના પુસ્તકોનો અભ્યાસ વ્યવહાર અને વિજ્ઞાનના પુસ્તકોની જેમ ફક્ત જાણવા માટે નથી, પરંતુ જીવનમાં ઉતારી મુક્તિ-પરમસુખ પ્રાપ્ત કરવા માટે છે, એટલે જીવ-અજીવ દ્રવ્યને ફક્ત જાણવાથી, તેના ભેદ પ્રભેદ સમજવાથી આત્મઉન્નતિ થતી નથી પણ જીવ અને અજીવના અનાદિ સંબંધના કારણો વિસ્તારપૂર્વક સમજવાથી, તે કારણો કેમ દૂર થઇ શકે તે શોધવાથી, મુમુક્ષુની પ્રવૃત્તિ થઇ શકે છે. એટલે મુમુક્ષુને આસ્રવ બંધ, સંવર, નિર્જરા અને મોક્ષનું સ્વરૂપ યથાર્થ જાણવાની જરૂર છે. તે માટે તે તત્ત્વો સવિસ્તર શાસ્ત્રમા પ્રતિપાદન કરવામા આવ્યા છે.

અહીં એક બીજી વિચારણા થઇ શકે છે. જીવ અને અજીવમા-પુદ્ગલ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ અને કાળ મળીને છ દ્રવ્યો જૈનશાસ્ત્રમાં બતાવવામાં આવ્યા છે. એટલે જૈન દર્શન પ્રમાણે છ દ્રવ્યો છે, અને સાત અથવા પુણ્ય પાપ ભેળવવામા આવે તો નવતત્ત્વ

થાય છે. તત્ત્વ શબ્દ વ્યાપક છે, તેમાં દ્રવ્યનો સમાવેશ થાય છે. દ્રવ્યનો અર્થ અંગ્રેજીમાં substance થાય છે. તત્ત્વનો અર્થ category થાય છે. દ્રવ્યોને વાસ્તવતા objective reality છે. જીવ, પુદ્‍ગલ વિગેરે છએ દ્રવ્યો જગતમાં વસ્તુપણે વર્તે છે; બધા તત્ત્વોને વસ્તુતા નથી. પણ ગણત્રી અથવા ન્યાયની વિચારણામાં આવશ્યક તત્ત્વો છે. જેમ એક બિંદુ–પોઇંટિ–લંબાઇપહોળાઇ વિનાનું વસ્તુમાં નથી, પણ તેના ઉપર આખી ભૂમિતિનું બંધારણ છે, જેમ એક બે ત્રણ વિગેરે સંખ્યાઓ વાસ્તવ નથી પણ ગણત્રી માટે આવશ્યક છે, તેમ સંસારની ગતિ સમજવા માટે–જીવ અને કર્મનો બંધ એક આવશ્યક તત્ત્વ બને છે, મોક્ષની સિદ્ધિ માટે જીવ અને કર્મનો અત્યંત વિયોગ એક આવશ્યક તત્ત્વ થાય છે. એટલે આસ્રવ, સંવર, પુણ્ય, પાપ વિગેરે તત્ત્વો દ્રવ્ય નથી. પણ Logical ethical અથવા spiritual categories છે, અર્થાત્ ન્યાય, નીતિ અને અધ્યાત્મના જ્ઞાન માટે આવશ્યક શરતો ( necessary conditions of thought ) રૂપ છે. માટે જ આપણા જૈન ધર્મમાં નવતત્ત્વના જ્ઞાનની આવશ્યકતા બતાવેલ છે, ષડ્દ્રવ્યના જ્ઞાનની વિશિષ્ટતા બતાવેલ નથી.

વિજ્ઞાન ( science ) જગતના જુદા જુદા પદાર્થોનો બુદ્ધિદ્વારા અને પ્રયોગોવડે અભ્યાસ કરે છે, નરી ઇંદ્રિયોદ્વારા પદાર્થો જે સ્વરૂપમા દેખાય છે તે કેટલે અંશે વિજ્ઞાનના પ્રયોગોથી યથાર્થ છે, કેટલે દરજ્જે યથાર્થ નથી તે શોધે છે, તેનો સમન્વય કરવા પ્રયત્ન કરે છે, વિજ્ઞાનશાસ્ત્રીને જગતના પદાર્થોમા પરમાણુઓની ચિત્રવિચિત્ર ઘટના, પરમાણુઓનો અર્થ વિનાનો નાચ અને અર્થહીન ગતિના આડંબર વિના બીજો કાંઇ અર્થ કે ઉદ્દેશ જણાતો નથી, જ્યારે તત્ત્વજ્ઞ–ધર્મવેત્તાને પૌદ્ગલિક આડંબરના અંતરમાં નૈતિક અને આધ્યાત્મિક ઉદ્દેશ જણાય છે. મનુષ્યની પ્રવૃત્તિ અર્થહીન નથી પણ તે પ્રવૃત્તિમાં મુક્તિ–પરમાનંદ પરમસુખ પ્રાપ્ત કરવાની સનાતન ભાવના રહેલ છે. આત્મા પોતાના ભાવોથી જગતના પદાર્થોને રંગે છે, પૂરે છે. જગતના પદાર્થો આત્મતત્ત્વના સહવાસથી જુદું સ્વરૂપ ધારણ કરે છે. જુદા જુદા પૌદ્ગલિક રંગોથી કાગળ ઉપર કાઢેલ આકૃતિમાં આત્મા પોતાનો રંગ પૂરે છે–ભાવ ભરે છે ત્યારે એક જીવતું-જાગતું અનેક ભાવોવાળું ચિત્ર બને છે, પત્થરમાંથી એક અનુપમ ભાવવાળી મૂર્તિ બને છે. શારીરિક વિજ્ઞાનની દૃષ્ટિમાં માણસનું શરીર હાડકાં, માંસ, લોહી અને ત્વચાનું બનેલું માળખું છે, પણ તે જ શરીર જીવાત્માની દૃષ્ટિમા આવતા એક અખંડ સૌંદર્યવંત ભાસે છે. ટૂંકામાં વિજ્ઞાની અને તત્ત્વજ્ઞાનીની જોવાની દૃષ્ટિમાં મહત્ત્વનો ફેર છે, ષડ્દ્રવ્યનો અભ્યાસ વિજ્ઞાનનો વિષય છે. નવતત્ત્વનો અભ્યાસ તત્ત્વજ્ઞાની–ધર્મવેત્તાના અભ્યાસનો વિષય છે, માટે જ જીવ વિગેરેમાં બીજા આસ્રવ આદિ અર્થનો સમાવેશ ન કરતા જુદા જુદા તત્ત્વો બતાવી તત્ત્વાર્થસૂત્રકારે દ્રવ્ય અને તત્ત્વના ભેદનું રહસ્ય બતાવેલ છે, એટલું જ નહિ પણ સાત કે નવે તત્ત્વો એક જ મૂળ તત્ત્વના અંગો છે એવું બતાવવા 'तत्त्वं' એકવચનમાં વાપરેલ છે, અને તે મૂળ તત્ત્વ–જગતમાં વ્યાપી રહેલ શાશ્વત આધ્યાત્મિક–નૈતિક નિયમ છે. જે નિયમને આશ્રીને વિશ્વરચના વ્યવસ્થિત રહે છે અને તે શાશ્વત નિયમ ઉપરની અચલ શ્રદ્ધા સમ્યગ્દર્શન છે, સમ્યગ્ધર્મ છે. **જીવરાજભાઇ ઓધવજી દોશી**

# પ્રશ્નોત્તર

( પ્રશ્નકાર:-એન. બી. શાહ—ભરૂચ )

**પ્રશ્ન ૧**—હાલમા ખાંડ સાકરની અછતને તેમ જ મોંઘવારીને કારણે ગોળની ચા કરીને પીવાય તો કાંઇ બાધક છે ?

**ઉત્તર**—ખાસ બાધક નથી, પરંતુ તેમા દૂધ નાખવું ન જોઈએ, કેમ કે દૂધ ને ગોળ ભેળા થવાથી મદિરારૂપ થાય છે

**પ્રશ્ન ૨**—સિનેમા જોવા જવું યોગ્ય નથી, પરતુ તેમાં આવતા રાગોના સ્તવનો બનાવવાના હેતુથી જોવા જાય તો બાધક છે ?

**ઉત્તર**—સિનેમાના રાગના સ્તવનોની જરૂર નથી, પૂર્વપુરુષોના કરેલા સ્તવનો કે જે ગંભીરાર્થવાળા છે તે જ મોઢે કરવા, બોલવા અને તેના અર્થ વિચારવા તે જ યોગ્ય છે. સિનેમા જોવા જવાનો આપણો હેતુ બધા ન સમજે તેથી તેનો દુરુપયોગ થાય માટે ન જવું ઠીક છે

**પ્રશ્ન ૩**—રાત્રે સૂતી વખતે ચૌવિહાર કરનારે પચ્ચખ્ખાણ શી રીતે લેવું ?

**ઉત્તર**—પચ્ચખ્ખાણ ન લેવું, ધારી લેવું. એને માટે ખાસ પચ્ચખ્ખાણ છે જ નહીં

**પ્રશ્ન ૪**—પડવાને દિવસે પાઠશાળા બધ રાખવાનુ કારણ છે ?

**ઉત્તર**—એ બ્રાહ્મણોનું અનુકરણ છે તેથી જરૂરનું નથી. પાઠશાળા તો ચૌદશે બધ રાખવી અને તે દિવસે આગળ વધેલા વિદ્યાર્થીઓને પાખી પ્રતિક્રમણ કરાવવું.

**પ્રશ્ન ૫**—આઠમ, ચૌદશ વિગેરે તિથિએ લીલોતરી ખાવાના ત્યાગવાળો સુકવણી માટે લીલોતરી લાવીને તેનું છેદનભેદન કરે તે યોગ્ય છે ?

**ઉત્તર**—યોગ્ય નથી. ખાવી ન હોય તે દિવસે ખાસ કારણ સિવાય છેદન-ભેદન પણ ન કરવુ તે જ યોગ્ય છે.

**પ્રશ્ન ૬**—વંદિત્તા સૂત્રમાં શ્રાવકના બાર વ્રત વિગેરેના અતિચારો બતાવેલા છે તો આખું વંદિત્તુ ન કહેતા જે વ્રતમાં દોષ લાગ્યા હોય તેટલા પૂરતું જ કહે તો કાંઇ વાંધો છે ?

**ઉત્તર**—આખું વંદિત્તુ બરાબર સાદ્યત જ કહેવુ યોગ્ય છે. કયા વ્રત વિગેરેમાં અતિચાર લાગ્યા છે ને શેમાં લાગ્યા નથી તેની છદ્મસ્થને ખબર પડી શકે જ નહીં

**પ્રશ્ન ૭**—રાત્રે માઠું સ્વપ્ન આવેલ હોય તે શ્રાવક સવારે રાઇપ્રતિક્રમણ

ન કરતાં માત્ર ઇરિયાવહી પડિક્કમીને કુસુમિણુ દુસુમિણુનો કાઉસગ્ગ જ કરે તો થઇ શકે ? **ઉત્તર**—એમાં કાંઇ વિરોધ જણાતો નથી.

**પ્રશ્ન ૮**—દેરાસરમાં ભાવના પ્રસંગે બાળકો બનાવેટી નાગ બનાવી તેની સામે નૃત્ય કરે તો કાંઇ વાંધો છે ?

**ઉત્તર**—એ નૃત્યનો પ્રકાર જ નથી તેથી તે પ્રમાણે કરવું યોગ્ય જણાતું નથી.

**પ્રશ્ન ૯**—દેરાસરમાં આરતી ઉતાર્યા પછી ભાવના બેસાડી શકાય અથવા પ્રથમ શરૂ કરેલી લંબાવી શકાય ? **ઉત્તર**—એમાં વાંધો જણાતો નથી. તેવી પ્રવૃત્તિ પણ છે.

**પ્રશ્ન ૧૦**—શ્રી શંખેશ્વર પાર્શ્વનાથના સ્તવનમાં એક ગાથા છે: 'લટપટનું હવે કામ નહીં છે, પ્રત્યક્ષ દર્શન દીજે; ધૂમાડે ધીજું નહીં સાહેબ, પેટ પડ્યા પતીજે, સેવક૦' આ ગાથાનો અર્થ શું ?

**ઉત્તર**—'હે પ્રભુ ! હવે મારે લટપટનું કામ નથી, મને તો પ્રત્યક્ષ દર્શન આપો. હું ધૂમાડો નીકળતો જોઇને ધીજું એટલે રીઝું તેમ નથી. મને તો પેટમાં ખોરાક પડે ત્યારે જ પ્રતીત આવે તેમ છે.' આ પ્રમાણે અર્થ સમજવો.

**પ્રશ્ન ૧૧**—કોઇ શ્રાવક પગમા પગરખાં પહેરેલા હોય છતાં પચ્ચખ્ખાણ આપી શકે ?

**ઉત્તર**—શ્રાવકને પચ્ચખ્ખાણ આપવાનો ખાસ અધિકાર જ નથી, એ અધિકાર સાધુ સાધ્વીનો છે, પરંતુ જ્યા તેવી જોગવાઈ ન હોય ત્યાં શ્રાવક મોઢેથી અથવા બુકમાંથી વાંચીને પચ્ચખ્ખાણ આપે છે એવી પ્રવૃત્તિ છે. તે વખતે જોડા તો પહેરી રખાય જ નહીં.

**પ્રશ્ન ૧૨**—એકાસણા વિગેરે તપ કરનાર ઊભા ઊભા પાણી પી શકે ?

**ઉત્તર**—સ્થિર આસને બેસીને જ પી શકે.

**પ્રશ્ન ૧૩**—પલોઠી વાળ્યા સિવાય ખુરશી ઉપર બેસીને પાણી પી શકે ?

**ઉત્તર**—પી શકે. સ્થિર આસન જોઇએ. પલોંઠી વાળવાની ખાસ જરૂર નથી.

**પ્રશ્ન ૧૪**—શયનગૃહમાં પરમાત્મા કે બીજા મહાપુરુષોના ફોટા રાખી શકાય ?

**ઉત્તર**—ન રાખી શકાય, આશાતના લાગે. બીજો ખંડ જ ન હોય તો પડદો બાંધીને રાખે.

**પ્રશ્ન ૧૫**—ઋષિમંડળ સ્તોત્ર ગણવા માટે કાંઇ ખાસ વિધાન છે કે નવસ્મરણની જેમ ગણી શકાય ? **ઉત્તર**—એને માટે ખાસ પદ્ધતિ જાણી નથી.

**પ્રશ્ન ૧૬**—ઋષિમંડળ સ્તોત્રમાં જણાવ્યું છે કે આયંબિલ કરીને આઠ હજાર વાર જાપ કરનારની ધારેલ કાર્યસિદ્ધિ થાય, તો તેમાં બતાવેલ મંત્રનો આઠ હજાર વાર જાપ કરવો કે આખા સ્તોત્રનો જાપ કરવો ?

**ઉત્તર**—મારા ધારવા પ્રમાણે તેમાં બતાવેલા મંત્રનો જ આઠ હજાર વાર જાપ કરવો યોગ્ય છે. વધારે તેના અનુભવીને પૂછવું.

# શ્રી પરમેષ્ઠિ સ્તોત્ર

અંતર્ગત

## અરિહંત સ્તોત્ર

(૧૨)

( અનુસંધાન પૃષ્ઠ ૪૦૨ થી શરૂ )

ઉપરની વાતનું સમર્થન કરતાં સ્તોત્રકાર કહે છેઃ—

ચામર છંદ

સર્પ કાંચળી. શું, મ્યાનથી વળી અસિ યથા,
આત્મ દેહથી અનુભવી વિભિન્ન સર્વથા;
સ્વાત્મસંસ્થ પ્રાપ્ત જે કૃતાર્થ ભાવ વ્યક્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૪૪

**શબ્દાર્થ:**—કાંચળીથી સર્પની જેમ અને મ્યાનથી તલવારની જેમ દેહથી આત્માને સર્વથા વિભિન્ન-અત્યંત જુદો અનુભવીને, સ્વાત્મામાં સંસ્થિતિ કરતા જે કૃતાર્થભાવની વ્યક્તિ-પ્રગટતા પામ્યા છે, એવા તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિસ્વરૂપ શ્રી-અરિહંત ભગવંતને હું વંદું છુ.

**વિવેચન**—આત્મજ્ઞ એવા શ્રી જિનદેવે વિવિક્ત આત્માને કેવી રીતે જાણ્યો-અનુભવ્યો, તેના અંગે જ અત્રે બે દૃષ્ટાંત ઉપન્યસ્ત કર્યા છે.

જેમ કાંચળીથી સર્પ તદ્દન જુદો છે તેમ દેહથી આત્મા તદ્દન જુદો છે, કારણ કે—

"જૈસે કંચુક ત્યાગસે, બિનસે નહિ ભુજંગ;
દેહ ત્યાગસે જીવ પુનિ, તૈસે રહત અભંગ."—શ્રી ચિદાનંદજી

---

**પ્રશ્ન ૧૭**—દેરાસરમાં જતાં બીડી કે ખાવાની તમાકુ ખીસામાં રહી ગઇ હોય તો તે બહાર નીકળ્યા પછી વપરાય ?

**ઉત્તર**—ન વપરાય. કોઈ જૈનેતરને આપી દેવી ઠીક લાગે છે.

**પ્રશ્ન ૧૮**—રાત્રિભોજનના ત્યાગવાળો રાત્રે ચા પી શકે ?

**ઉત્તર**—પી ન શકે, કારણ કે ચાની ગણના અશનાહારમાં છે.

**પ્રશ્ન ૧૯**—દેરાસરમા થઇને બીજે જવાનો ટૂંકો રસ્તો હોય તો દર્શનના કારણ સિવાય દેરાસરમા થઈને જઇ આવી શકાય ?

**ઉત્તર**—સંસારી કારણે દેરાસરમાં થઇને જવું આવવું તે આશાતના છે તેથી જવાય અવાય નહીં.

કુંવરજી



"દેહ છે તે જીવની કાંચળી માત્ર છે. કાંચળી જ્યાં સુધી સર્પના સંબંધમાં છે ત્યાં સુધી જેમ જેમ સર્પ ચાલે છે તેમ તેમ તે તેની સાથે ચાલે છે, તેની પેઠે વળે છે અને તેની સર્વ ક્રિયાઓ સર્પની ક્રિયાને આધીન છે સર્પે તેનો ત્યાગ કર્યો કે ત્યારપછી તેમાંની કોઇ પણ ક્રિયા કાંચળી કરી શકતી નથી. × × એમજ દેહ પણ જેમ જીવ કર્માનુસાર ક્રિયા કરે છે-તેને અનુરૂપ વર્તે છે, ચાલે છે, બેસે છે, ઉઠે છે, એ બધું જીવરૂપ પ્રેરકથી છે, તેનો વિયોગ થવાથી કાંઇ નથી." —શ્રીમદ્ રાજચંદ્રજી

વળી જેમ મ્યાનથી તલવાર પ્રગટપણે જુદી છે તેમ દેહથી આત્મા પ્રગટપણે જુદો છે, કારણ કે બન્નેનો સ્વભાવ સ્પષ્ટપણે જુદો છે; દેહ જડ છે, આત્મા ચેતન છે, તેનું એકપણું ત્રણે કાળમાં થઇ શકે નહિ. જે એકપણું ભાસે છે તે તો માત્ર મિથ્યાભાસરૂપ દેહાધ્યાસનું પરિણામ છે.

"ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહ સમાન;
પણ તે બન્ને ભિન્ન છે, જેમ અસિ ને મ્યાન.
જડ તે જડ ત્રણ કાળમાં, ચેતન ચેતન ભાવ;
એકપણું પામે નહિ, ત્રણે કાળ દ્વય ભાવ."

—શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી આત્મસિદ્ધિ

આમ દેહથી સર્વથા ભિન્ન આત્માનો સાક્ષાત્ અનુભવ ભગવાનને થયો છે, અને તેવા શુદ્ધ ચૈતન્યસ્વરૂપનો અનુભવ કરી, તે શુદ્ધ ચૈતન્યના સ્વામી પ્રગટ સમયસાર બન્યા છે.

"વાસી અનુભવ નંદનવનના, ભોગી આનંદઘનના."

—શ્રી. દેવચંદ્રજી

"नमः समयसाराय, स्वानुभूत्या चकासते ।
चित्स्वभावाय भावाय, सर्वभावान्तरच्छिदे ॥"

—શ્રી અમૃતચંદ્રાચાર્યજી

આમ શુદ્ધ સહજ આત્મસ્વરૂપમા સંસ્થિત થયા હોવાથી તેમણે કરવા યોગ્ય હતું તે બધુ કરી લીધું છે, તે કૃતકૃત્ય થઇ ગયા છે. આવા વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિ-સ્વરૂપ શ્રી અરિહંતપ્રભુને હું વંદું છું.

એ જ વાતને બીજા દૃષ્ટાંતથી દૃઢ કરે છે:—

ધાન્યમાંથી ફોતરા કરી દીએ જનો જુદા,
તેમ કર્મ આત્મને કરી દઇ જુદા જુદા;
જેહ પામિયા નિરંજના પ્રસિદ્ધ મૂર્ત્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને ૪૫

શબ્દાર્થ:—લોકો જેમ ધાન્યમાથી ફોતરાં જુદા કરે છે તેમ જે કર્મ અને આત્માને જુદા જુદા કરી દઇ, નિરંજન એવી પ્રસિદ્ધ મૂર્ત્તિને પામ્યા છે, તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિસ્વરૂપ શ્રી અરિહંતને હું વંદું છું.

**વિવેચન**—ધાન્ય ને ફોતરા જુદા જુદા છે એ લોકપ્રસિદ્ધ દૃષ્ટાંત છે. તુષ-માષના ભાવાર્થ-ઉપનય પરથી ઘણા જીવો કલ્યાણને પામી ગયા છે; તુષ-ફોતરાથી માષ-ધાન્ય વિશેષ ભિન્ન છે, તેમ દેહાદિ કર્મથી આત્મા ભિન્ન છે, એ ઉપરથી તત્ત્વવિચારની શ્રેણીએ ચઢતા અનેક આત્માઓ કૈવલ્યને પામ્યા છે.

આ ધાન્યથી ફોતરાની જેમ, ભગવાને કર્મ ને આત્માને ભિન્ન કર્યા છે, અને તેથી નિરંજન-કર્મરૂપ અંજન રહિત એવી પ્રસિદ્ધ ચૈતન્યમૂર્તિને-પ્રગટ ચૈતન્યસ્વરૂપને પામ્યા છે. એવા તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિસ્વરૂપ શ્રી અરિહંત દેવને હું વંદું છુ.

તે કેવી રીતે ? તે બતાવે છેઃ—

> મૂર્ત્ત વર્ગણા બધી ગૃહીત જે અમૂર્ત્તથી,
> તે કરી વિરક્ત જેમ હેમ તો પહાણથી;
> પામિયા પુરુષ જે પ્રકૃતિથી વિભક્તિને,
> વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને ૪૬

**શબ્દાર્થ:**—બધી કર્મરૂપ મૂર્તવર્ગણા જે અમૂર્ત્ત એવા આત્માથી ગ્રહવામા આવી હતી તેને પત્થરથી સોનાની જેમ જુદી કરી નાખીને, જે પુરુષ પ્રકૃતિથી વિભક્તિ-જુદાપણું પામ્યા છે, તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિરૂપ શ્રી અરિહંતને હું વંદું છું.

**વિવેચન**—કર્મ તે પુદ્‌ગલરૂપ છે, અને પુદ્‌ગલ એ મૂર્ત્ત દ્રવ્ય છે; વર્ણ, ગંધ, રસ, સ્પર્શ યુક્ત જે હોય તે મૂર્ત્ત કહેવાય છે આમ કર્મવર્ગણા મૂર્ત્તસ્વરૂપ છે અને આત્મા છે. તે અમૂર્ત્ત છે, કારણ કે વર્ણાદિ જે મૂર્ત્ત દ્રવ્યના લક્ષણ છે તે તેનામા નથી

આ કર્મરૂપ મૂર્ત્ત વર્ગણા જે અમૂર્ત્ત એવા આત્માએ અનાદિથી સંગ્રહી હતી, તે બધી ( ભવોપગાહી કર્મ સિવાય ) પ્રભુએ સ્વઆત્માથી સર્વથા અલગ-જુદી કરી નાખી છે જેમ પત્થરમાંથી સોનુ જુદું પાડવામા આવે છે તેમ પ્રભુએ પત્થર જેવા કર્મથી સોના જેવો ચોકૃખો-શુદ્ધ આત્મા પ્રગટ જુદો કર્યો છે.

**" કનકોપલવત્ પયડિ પુરુષતણી, જોડી અનાદિ સ્વભાવ. "**

**—આનંદઘનજી**

**" द्वयोरनादिसंबंधः कनकोपलसन्निभः । "**

**—શ્રી અમૃતચંદ્રાચાર્યજીપ્રણીત પંચાધ્યાયી**

આમ કર્મ-પ્રકૃતિથી આત્માને વિવિક્ત કર્યો હોવાથી ભગવાન્ જ ખરેખર **' પુરુષ '** છે, કારણ કે **' पुरि शेते इति पुरुषः '** જે શુદ્ધ ચૈતન્યમા શયન કરે-સ્થિતિ-વિશ્રામ કરે તે પુરુષ કહેવાય અથવા તો લૌકિક વ્યાખ્યા પ્રમાણે પોતાના શત્રુઓનો પરાજય કરે તે પુરુષ કહેવાય શ્રી જિનેશ્વરે સર્વ અંતરંગ શત્રુનો વિજય કર્યો હોવાથી, તે પુરુષશ્રેષ્ઠ છે, પુરુષવરપુંડરીક છે, પુરુષવરગંધહસ્તી છે.

" જે તેં જીત્યા રે તેણે હું જીતિયો રે, પુરુષ કિશ્યું મુજ નામ ?-
પંથડો નિહાળું રે બીજા જિનતણો રે." —શ્રી આનંદઘનજી

"नमो दुर्वाररागादि-वैरिवारनिवारिणे ।
अर्हते योगिनाथाय, महावीराय तायिने ॥"

—શ્રી હેમચંદ્રાચાર્યજીવિરચિત યોગશાસ્ત્ર

આવા કર્મવિજેતા જે પુરુષવર્ય છે એવા વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિસ્વરૂપ શ્રી અરિહંત દેવને હું વંદું છું.

તે પુરુષવર્યનું અદ્ભુત ચિત્ર ચરિત્ર કહે છે:—

દશ્યને કર્યું અદશ્ય, દશ્ય તો અદશ્યને,
ગમ્ય સૌ કર્યું અગમ્ય, વશ્ય તો અવશ્યને;
ચિત્ર ચિત્ ચમત્કૃતિભર્યા ધરે ચરિત્રને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને ૪૭

**શબ્દાર્થ:**—જેણે અદશ્યને દશ્ય કર્યું, દશ્યને અદશ્ય કર્યું, અગમ્યને ગમ્ય કર્યું ને અવશ્યને વશ્ય કર્યું છે, આવું ચૈતન્યની ચમત્કૃતિભર્યું ચિત્ર-આશ્ચર્યકારી ચરિત્ર જે ધારણ કરે છે,—એવી તે વિશ્વના વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિસ્વરૂપ શ્રી અરિહંતદેવને હું વંદન કરું છું.

**વિવેચન**—મૂર્ત એવું કર્મ દેહાદિ સ્વરૂપે દશ્ય છે-દષ્ટિગોચર થાય છે, તેને ભગવાને અદશ્ય કર્યું-ન દેખાય એવું કર્યું ! અને અમૂર્ત એવું જે આત્મસ્વરૂપ ચર્મચક્ષુને અદશ્ય-અગોચર છે તેને દિવ્ય જ્ઞાનનયનવડે દશ્ય કર્યું, સાક્ષાત્ દીઠું ! આ દશ્યને અદશ્ય કરવું ને અદશ્યને દશ્ય કરવું એ બેવડો ચમત્કાર ભગવાને કરી બતાવ્યો છે.

" अचेतनमिदं दृश्यमदृश्यं चेतनं ततः । "

—શ્રી પૂજ્યપાદસ્વામીકૃત

" જેણે નયણે કરી મારગ જોઇએ રે, નયન તે દિવ્ય વિચાર. "

—શ્રી આનંદઘનજી

તેમજ અગમ્ય એટલે સામાન્ય ઓઘદષ્ટિને જે આત્મસ્વરૂપ પામી શકાય એવું-જાણી શકાય એવું નથી, તેને ભગવાને સમ્યગ્જ્ઞાનદષ્ટિવડે ગમ્ય કરી નાખ્યું, જે અગમઅગોચર હતું તેને સુગમસુગોચર કરી નાખ્યું ! અથવા વિશ્વના જે જે અગમ ગૂઢ અકલ ભેદો હતા તે તે સર્વ ભગવાને કૈવલ્યચક્ષુવડે સાક્ષાત્ જાણી ઉકેલી નાખ્યા. અને મહાવીર્યવાળાઓથી વશ ન કરી શકાય એવી મદોન્મત્ત હાથી સમી અવશ્ય ઇંદ્રિયજાલને ભગવાને લીલામાત્રમાં પરમ આત્મવીર્ય-આત્મપરાક્રમથી વશ્ય કરી નાખી; દુર્દાંત હૃષીકો-ઇંદ્રિયોરૂપ અશ્વોને આધીન કરી, તેના પર સ્વામિત્વ મેળવી પ્રભુ ખરેખરા 'હૃષીકેશ' બન્યા. આખું જગત્ જે ઇંદ્રિયગ્રામનું ગુલામ થઇ બેઠું છે તેવા ઇંદ્રિયગ્રામને સર્વથા વશ કરવું એ કાંઇ નાનુસૂનું આશ્ચર્ય નથી.

આવા આવા અનેક પ્રકારના ચિત્રવિચિત્ર આશ્ચર્યોથી ભગવાનનું ચરિત્ર ભરપૂર છે; અને એ બધો પ્રભાવ ભગવાન્ ચૈતન્યનો છે.

" ઇત્યાદિક બહુભંગ ત્રિભંગી, ચમતકાર ચિત દેતી રે;
અચરિજકારી ચિત્રવિચિત્રા, આનંદઘન પદ લેતી રે. "
—શ્રી આનંદઘનજી

આવા અદ્ભુત ચરિત્રવંત, વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિરૂપ શ્રી અરિહંત દેવને હું વંદું છું.

હવે ભગવાનની વિદેહ દશા સૂચવે છે:—

દેહ તોય જેહની દશા વિદેહ વર્તતી,
વૃત્તિ આત્મભાવમાં સદા સ્વયં પ્રવર્તતી;
યોગિનાથ જે ધરી રહ્યા જીવનવિમુક્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૪૮

**શબ્દાર્થ:**—દેહ છતાં જેની દશા વિદેહ–દેહાતીત વર્તે છે, જેની વૃત્તિ સદા સ્વયં આત્મભાવમા પ્રવર્તે છે. અને આમ જે યોગિનાથ જીવનવિમુક્તિને–દેહધારીપણે મુક્તદશાને ધારી રહ્યા છે,—તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિરૂપ શ્રી અરિહંતદેવને હું વંદું છું.

**વિવેચન**—જિન ભગવાનને ભવોપગ્રાહી કર્મનો ભોગવટો હજુ બાકી છે, તેથી તેમનું દેહધારીપણું તો છે, પણ તેમની આત્મદશા એવી ઉત્કટ કોટિની છે કે તે દેહમાં રહ્યા છતા વિદેહ દશાને–દેહાતીત દશાને અનુભવે છે, ભાવમહાવિદેહરૂપ શુદ્ધ આત્મક્ષેત્રમાં નિરંતર વસે છે. તેમની વૃત્તિ સદા સ્વયં–પોતાની મેળે, સહજ સ્વરૂપે, વિનાપ્રયાસે, આત્મભાવમા જ પ્રવર્તે છે. " સર્વ કાળનું છે ત્યાં જ્ઞાન, દેહ છતાં ત્યાં છે નિરવાણ. "

" દેહ છતાં જેની દશા, વરતે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો વંદન અગણિત. "
—મહાતત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચંદ્રજી

" પારિણામિક સત્તાતણો, આવિર્ભાવ નિવાસ રે;
સહજ અકૃત્રિમ અપરાશ્રયી, નિર્વિકલ્પ ને નિ:પ્રયાસ રે. "
—મુનિવર્ય શ્રી દેવચંદ્રજી

આવી પરમોત્કૃષ્ટ જીવન્મુક્ત દશા–દેહ છતાં નિર્વાણ જેવી દશાને ભગવાન અનુભવે છે, તેથી તે 'યોગિનાથ' કહેવા યોગ્ય છે; કારણ કે મોક્ષની સાથે યોજે–જોડે તે 'યોગ' કહેવાય, તે મોક્ષસાધક યોગને જે સાધે તે સાધક મુમુક્ષુ 'યોગી' કહેવાય, અને તેવો યોગ સિદ્ધ કર્યો હોવાથી ભગવાન્ અન્ય યોગીઓના નાથ–સ્વામી હોવાને પરિપૂર્ણપણે યોગ્ય છે, આવા પરમ યોગીશ્વર, વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિસ્વરૂપ અરિહંત ભગવંતને હું વંદન કરું છું. ( અપૂર્ણ )

**ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા.** એમ. બી બી. એસ.

# પ્રભાવિક પુરુષો

## આચાર્ય યશોભદ્રસૂરિ

(૪)

વ્હાલા પુત્રને અવલોકવાના ઉત્સાહમાં ગંગાએ સત્વર કમાડ ઉઘાડી નાંખ્યા અને ઓટલે આવી ઊભી રહી, છતા એનો બાલુડો મનક કયાંયે દેખાયો નહીં ચોતરફ ચકરડી પાઘડીવાળા ભૂદેવો અથવા તો ઊઘાડા શરીર પર સૂત્રની જનોઇથી શોભતા દ્વિજયુવાનો, ઓટલા નજીક ઉભેલા થોડા શ્વેત વસ્ત્રધારી શ્રમણો અને પોતાની તરફ આતુર નયને કંઇ કહેવા ઉદ્યુક્ત થયેલ ભદ્રશંકર નજરે ચઢ્યા.

તરત જ ભદ્રશંકર તરફ લાલ આંખ કરતી ગંગા બોલી ઊઠી–"દીકરા! તું પણ આ વૃદ્ધાની મશ્કરીમાં ભળ્યો ને? કયા છે મારો બાલુડો? મારો મનક મને જલ્દી દેખાડ. આટલા ટોળામાં તે કયાયે દેખાતો નથી. ખોટી મજાક કરી શા સારુ મને દુઃખી કરે છે? આ બધાને નાહક શા કારણે એકઠાં કર્યાં છે?"

ભદ્રશંકર–"ગંગા મા! હું મજાક નથી કરતો. પેલી મુનિમંડળી ચંપાનગરી કે જ્યા આચાર્ય શય્યંભવ ચોમાસું રહ્યા હતા ત્યાંથી આવેલ છે. તેમની પાસેથી મનક સંબંધી સઘળો વૃત્તાન્ત તમે જાતે શ્રવણ કરો એટલા સારુ તે મંડળીને અહીં હું તેડી લાવ્યો છું."

ગંગા–"તો પછી, આ બ્રાહ્મણસમુદાય એકત્ર કરવાની શી આવશ્યકતા હતી? શું તું એટલું પણ જાણતો નથી કે એમને નિર્ગ્રંથો જોડે બારમો ચંદ્રમા છે. તેઓ येन केन प्रकारेण આ શ્રમણોની અપભ્રાજના કરવાના અને મનગમતી વાતો ઉડાવવાના! જે ધર્મની બાંય મારા સ્વામીનાથે રાજીખુશીથી પકડી એ પંથના સાધુઓનું–અરે! એક સમયના પતિના શિષ્યોનુ મારી ચક્ષુ સામે–મારા આંગણામાં અપમાન થાય એ જોવા હું જરા પણ ઇચ્છતી નથી આ શ્રમણો કંઈ અહીં વાદ કરવા આવ્યા નથી એટલે જયશ્રી વરવાનો ઘટાટોપ કરી જે ભૂદેવો અહીં પધાર્યા છે એ સર્વને મહેરબાની કરીને પોતાના ગૃહોમાં પાછા ફરવાનું તું કહી દે. એ મહાશયોના પાછા પગલા થયા વગર એ મુનિમંડળીને કંઇ પણ પૂછવાની મારી મરજી નથી. પેલા ઓટલા ઉપર તેમના આસન પથરાવ. માર્ગના પરિશ્રમથી તેઓ ભલે શાંતિ મેળવે. જેઓના અંતરમાં કેવળ અસુયા ઉભરાય છે અને જેઓએ મારા સરખી એક કુલિન અબળાને વિના કારણ કલંકિત ચિતરવામાં જરા પણ કચાશ રાખી નથી એ મહાશયો શાંતિથી અહીં બેસશે કિવા જેમની સાથે આંખ–દીઠા વૈર છે એવા એ શ્રમણોનો સંદેશ સાંભળશે

એમ માનવું એ ધૂમાડાના બાચકા ભરવા જેવું નિરર્થક છે. આકાશકુસુમવત્ અસંભવિત છે. ”

ભદ્રશંકર–“ માતુશ્રી ! તમારું અનુમાન સાચું છે. મારા મિત્રો છેલશંકર ને કરૂણાશંકર એ સંબંધમાં ઉદાહરણરૂપ છે. એમણે મંગળાચરણ તો આ મંડળીએ શેરીમાં પગ મૂકયા ત્યારના કરી દીધાં છે અને અહીં પણ પોતાના વડિલો સહિત બાંયો ચઢાવી જાણે વાદસભામાં ન આવ્યા હોય એવા આડંબરથી આવીને ઓટલાની નજીકમાં જ અડ્ડો જમાવી પણ દીધો છે. હું તમારી સાથે વાત કરી રહ્યો છું એ દરમિયાન ત્યા મુનિમંડળીને કેવા યે કડવા વેણ સંભળાવતા હશે. વારંવાર થતા તેમના હાથના લહેકા અને ચહેરા પર બદલાતા ભાવથી એવું અનુમાન કરવું સહજ છે. તમાસાને તેડાની જરૂર ન હોય એ મુજબ આ બધું સાજન અકસ્માતિક રીતે જ ભેગુ થયું છે. મારા કહેવાથી તેઓ ઝટપટ પાછા ઘર ભેગા થશે ખરા ? તમારી રાજી કે ઈતરાજીની તેમને પડી છે ખરી ? જેટલો વિલંબ કરીશું એટલો આપણને નડવાનો છે. ”

ગંગા–“ તો પછી આ સ્થાનમાં એ સાધુઓ સાથે સાઠમારી થવા દેવી એ જ એક રસ્તો છે એમ ? છીંકતાં છીંડું પાડનાર શું નહીં કરી બેસે ? ઘમંડી ભૂદેવો વિતંડાવાદના પડછાયે ચઢે છે ત્યારે કેવી ચેષ્ટાઓ દાખવે છે એ શું તું નથી જાણતો ? ભાઇ ! સંદેશો સાંભળવાની મારે ઉતાવળ નથી એક વાર આ વાદળ વીખરાવા દે જરૂર જણાય તો એ મુનિમંડળીને પણ પાછી વાળી જા. મારા નામ પાછળ જે છોગા ઉડાડાય છે એમાં હવે હું એકનો પણ વધારો થવા દેવા રાજી નથી. ”

ભદ્રશંકર–“ગંગાસ્વરૂપ ગંગા મૈયા ! તમારા અનુમાન ખોટાં નથી અને તમો જે ભીતિઓ કલ્પો છો તે બનવા સંભવ પણ છે, છતાં હવે પાઘડી ફેરવવાની એક પણ તક નથી રહી. ધનુષ્યમાંથી તીર ફેંકાઇ ગયું છે. ભોળાનાથને ભરોસે રહી જે થાય તે જોવું અને પ્રસંગને શાંતિથી પાર ઉતારવા કમર કસવી એ જ એક ઊઘાડો માર્ગ છે.

“ વળી આ મંડળી સંદેશાનું કાર્ય આટોપી રાજગૃહી જવા ઉત્સુક છે. બીજું એમણે જે કંઇ કહેવાનું છે તે જાહેરમાં કહેવાનું છે અને ત્રીજું તેઓ અહીં કોઇ દર્શન સંબંધી વાદવિવાદ કરવા આવ્યા નથી એ સ્પષ્ટ વાત છે. આમ છતાં–ગુરુ આજ્ઞા પ્રમાણે માત્ર સંદેશો પહોંચાડતાં–જો ઉપસર્ગ સહન કરવાની ઘડી સાંપડે તો એ સમભાવે ઝીલવા તૈયાર પણ છે. એમનામાં જ્ઞાનની ગરિમા છે અને સાથે પ્રકૃતિની ઠંડક પણ છે. ‘સહન કરવું એય છે એક લ્હાણું ’ એ કવિઉક્તિને તેઓ પી ગયા છે. ખરેખર એ સાચા સંતો છે.”

ભદ્રશંકર આમ કહે છે ત્યાં તો ઓટલા ઉપર રજોહરણથી ભૂમિ પ્રમાર્જી પાથરેલા આસન ઉપર વિરાજમાન

પટ્ટશિષ્ય યશોભદ્રજી મીઠી વાણીમા ભદ્રશકરને ઉદ્દેશી બોલતા જણાયા

"ભાઇ! દિવસ ચઢવા માડ્યો છે અને અમારે વધુ વિલબ કરવો પોષાય તેમ નથી, માટે મનકની માતાજીને લઇ આ તરફ આવી જાઓ કે જેથી મારે જે કઇ કહેવાનુ છે તેનો આરભ કરુ"

ભદ્રશકર જઇને છેલશકરના પિતાની જોડે ગોઠવાયો અને ગગા ઓટલાની પાછલી બાજુ જે થોડી સ્ત્રીઓ કુતુહલથી પ્રેરાઇ શુ બને છે? એ જોવા એકઠી થઇ હતી તેમા જઇને બેઠી તરત જ મધુર વાણીમા યશોભદ્રજીનુ વિવેચન શરૂ થયું

"મહાનુભાવો! તમારી સન્મુખ હુ નથી તો વાદ કરવા આવ્યો કે નથી તો ઉપદેશ દેવા આવ્યો. કેવળ મારા ગુરુએ કરેલી આજ્ઞાનુ પાલન કરવા આવ્યો છુ એ સાથે ગુરુભાઇનુ ઋણ ચૂકવવાની અભિલાષા પણ છે આશા છે કે તમો સર્વ મારુ કથન શાતિથી સાભળશો કોઇ વાતમા શકા જણાય તો પ્રાત ભાગે વિનાસકોચે પૂછશો

"સમિપમા બેઠેલા શ્વેત વસ્ત્રોમા શોભતા પુણ્યશ્લોક ગગામૈયાના સોભાગી પુત્ર મનકનો મારા ગુરુ શ્રી શય્યભવ સહ મેળાપ ચપાપુરીની ભાગોળે થયેલ સામાન્ય વાતચિત પરથી જ પિતાએ પુત્રને ઓળખ્યો અને એ વાતથી મનકને વાકેફ કર્યો એ વેળા વિનીત તનુજે એક જ માગણી પિતા પાસે મૂકી '

'એક વાર મારા ગામમા પધારો અને મારી જનેતાને શિરે જે કલક ચઢાવાય છે, એવી હુ 'નબાપા' તરિકે ઓળખાઉં છુ એ વાતને સાચા સ્વરૂપમા રજૂ કરો' ગુરુજીએ 'દુનિયા દોરગી છે' અને 'લોકના મોઢે કઇ ગળણુ ન બધાય' એમ કહી ખાતરી આપી કે—

'તુ મારો જ પુત્ર છે અને તારી જનેતા કુળવતી છે' હુ ચાલી નીકળ્યો ત્યારે તે ગર્ભવતી હતી એ વાત મારા ઉપરાત બીજા પણ જાણે છે હુ કલ્પી શકુ છુ કે તારા પર આ જાતનો આરોપ ઓઢાડવામા કેવળ મારા પ્રત્યેની અસૂયા જ અગ્રભાગ ભજવે છે"

મનક—'તો પછી એક વારની આપની એ પ્રેયસીની ખાતર, આ નિર્દોષ બાળકની ખાતર, આપ મારી સાથે ગામમા આવો અમારા પ્રત્યેનો રાગ આપ ભલે ત્યજો, પણ ફરજ ન ચૂકો'

ગુરુજીએ મનકની વાત સ્વીકારી અને કહ્યુ કે 'ચોમાસું વ્યતીત થયે જરૂર હુ એ તરફ વિહાર કરીશ, કારણુ કે નિર્ગ્રથો વર્ષાકાળમા વિહાર કરી શકતા નથી વત્સ! હવે તુ સુખેથી સીધાવ અને તારી જનનીને આ વૃત્તાન્તથી વાકેફ કર'

મનક—'પૂજ્ય! હુ નીકળતી વેળા પ્રતિજ્ઞાબદ્ધ થઇને નીકળ્યો છુ કે આપને લીધા સિવાય ગામમા પ્રવેશીશ નહીં, એટલે ચોમાસામા હુ આપની પાસે રહી જ્ઞાનઅર્જનમા સમય વ્યતીત કરીશ.'

છે એ વાત જેમ જાણતા નહોતા તેમ એ અલ્પાયુષી છે એ વાતથી પણ અજાણ હતા.

"હોણહાર મિથ્યા નથી થતું. એ માટે દૃષ્ટાંત શોધવાં જવું પડે તેમ નથી. નિમ્ન શ્લોકનો ભાવ સમજતાં-ભવિતવ્યતા બળવાન છે એ કબૂલવું જ પડશે.

गुणाभिरामो यदि रामभद्रो,
राज्यैकयोग्योऽपि वनं जगाम ।
विद्याधरः श्रीदशकंधरश्च,
प्रभूतदारोऽपि जहार सीताम् ॥

રાજ્યને લાયક એવા શ્રી રામને વનવાસ લેવો પડ્યો અને અનેક રૂપવંતી રામાઓ હોવા છતાં રાવણને મહાસતી સીતાનું હરણ કરવાની વૃત્તિ ઉદ્‌ભવી એ ભવિતવ્યતા સિવાય કોને આભારી લેખાય ? ગુરુદેવે જોયેલું ભવિષ્ય સાચું નિવડયું. મનક સૂત્રનો પાર પામ્યો પણ સાથોસાથ ભવપારની ઘડી નજીક પણ જઇ પહોંચ્યો. એની પ્રતિજ્ઞા પૂર્તિ અર્થે મૌન એકાદશી પછી તમારા ગામ તરફ વિચરવાનો કાર્યક્રમ ગોઠવાઇ ચૂકયો હતો, ત્યાં તો થોડા દિવસની માંદગીમાં મનકનો આત્મા ઊડી ગયો. દેહરૂપી પિંજર સૂનું પડ્યું. એ બનાવે અમારા સમુદાયમાં જબરો સંક્ષોભ પ્રગટાવ્યો. મનકે થોડા સહવાસમાં સૌ કોઇનાં દિલ જીતી લીધાં હતાં. નાના કે મોટા સૌ કોઇની સુશ્રૂષામાં એ હસતે મુખડે ખડો રહેતો એટલે એનો જીવનદીપ બુઝાતાં અમારી વચ્ચે અણચિંતવ્યો અંધકાર પ્રસરી ગયો. પૂર્વે અમારામાંથી કેટલા ય મુનિએ વિદાય લીધી છે છતાં સંસારત્યાગી અમસરખાને મનકની વિદાય તો હજુ પણ સાલે છે. પણ તમારા એ અર્ભકે તો ચૌદપૂર્વી ગુરુની આંખ પણ ભીની બનાવી દેહ-આત્માનો સંબંધ અને એમાં કર્મરૂપી વણકરના તાણાવાણા સૂક્ષ્મતાથી સમજનાર એ મહાત્મા પણ ઘડીભર મોહમુગ્ધ બન્યા "

ધરતીકંપનો આચકો લાગે ને ક્ષણવાર ધરતી ધ્રૂજી ઊઠે તેમ મનકના મરણની વાતથી ગંગાનું અંતર હાલી ઊઠયું જીવન ટકાવવાનું એ કિરણ આમ અસ્ત થયું સાંભળી એકાએક એ મોટેથી પોકારી ઊઠી :

"મહારાજ ! સાચું કહો છો ? મારો મનક મરી ગયો ?"

"માતા ! ધીરજ ધરો, તારો મનક મરી નથી ગયો પણ ખરેખર અમર બન્યો છે."

"मरणं प्रकृतिः' એ વાકય કોનાથી અજાણ્યું છે ? આપણી ચક્ષુ સામેથી પસાર થતાં આપણે કોને કોને નથી જોયા ? જે જન્મ્યું એ એક દિ-મોડું કે વહેલું-જવાનું તો ખરું જ. મનક જન્મ્યો ત્યારથી જ છઠ્ઠીના લેખમાં મરણ પણ સાથે લખાવીને લાવ્યો હતો. બધા મરે છે તેમ તે પણ મરત; પણ જે રીતે તે મૃત્યુ પામ્યો તેવી વાત ઓછી જ સૌ કોઇના નશીબમાં હોય છે એની માફક દેહત્યાગ કરવો એ તો ગૌરવનો પ્રસંગ. સૌ કોઇના એવા તકદીર કયાંથી સંભવે ?

# વ્યવહાર-કૌશલ્ય

લેખક-મૌક્તિક

( ૨૦૫ )

**આફતની આગાહી ન કરો, અને કદાચ જે કદી બનવાનું પણ ન હોય તેને માટે ઉચાટ ન કરો, સૂર્યના પ્રકાશમાં રહો.**

ખાલી કકળાટ ન કરો. જાણે આખી દુનિયા ખલાસ થઈ જવાની છે અને પોતે કલ્પાંતકાળને આરે બેઠા છે એવો ગણગણાટ ન કરો. જાણે પોતામાં કાંઈ દૈવત નથી, પોતે 'પરાધીન છે,' પોતે નામર્દ છે એવી વાણી ન બોલો. એમાં લાભ શો ? કદાચ તમે ધારી બેઠા છો તેવી હકીકત જ ન બને, કદાચ આખી વ્યવસ્થા પલટાઈ જાય, કદાચ જે માર્ગેથી તમે પીડા આવવાની ધારી બેઠા હો તે રસ્તેથી કાંઈ આવે જ નહિ કે કાંઈ બને જ નહીં, જે મનુષ્ય-શત્રુથી બીક રાખતા હો તેના વિચાર જ ફરી જાય, તે હતો ન હતો થઈ જાય, ને કદાચ ખલાસ પણ થઈ જાય. નકામી માથાઝીક કરી કલ્પના સાથે આફતને કાં સાદ કરો છો ? આ તો વાત એમ બને છે કે આફત આવે ત્યારે તો કકળાટ કે કલેશ-કંકાસ કરવાનો જ છે, પણ એ આવશે એની ચિંતામાં તમે આગળથી અડધાં થઈ જાઓ છો. એ વાતમાં માલ નથી, એમાં દમ નથી, એમાં સારી વાત નથી. માની લો કે આવશે ત્યારે જોયું જશે, પડશે એવા દેવાશે અને કદાચ ન પણ દેવાય તો તેની વિટંબણા અત્યારથી શા સારુ ? એમાં તો માત્ર તમારી અશક્તિનું પ્રદર્શન થાય છે, તમારી અશક્તિનાં વાજાં વાગે છે, તમારી નિર્વીર્યતાના પાઠનો પૂર્વ પ્રયોગ ( rehearsal ) થાય છે. અક્કલવાનનું એ કામ નથી, દ્રષ્ટાની એ ભૂમિકા નથી, કુશળનું એ કર્તવ્ય નથી.

રાજકાજમાં આફતની આગાહી ન પાલવે, એનો ઉચાટ માણસને નકામો બનાવી દે. વેપારમાં આવી આગાહી કરે તો સાહસ માત્ર માર્યું જાય, સંસાર-વહેવારમાં કકળાટ કરી બેસે તો કોઈ પુત્રીના લગ્ન જ ન થાય અને મિત્ર સંબંધ છોડી જશે એવી આગાહી કરનારને મૈત્રી શક્ય જ ન થાય. આ તો સર્વ અંધકાર છે, અજ્ઞાન છે, અંધારામાં ભૂસકો મારવા જેવું છે. સાચો માર્ગ તો એ જ છે કે આજની જે સ્થિતિ હોય તે ભોગવવી, માણવી, અપનાવી લેવી અને વગર આશંકાએ પોતાને જે પાઠ ભજવવા માટે મળ્યો હોય તેને પ્રેમથી ન્યાય આપવો. જેને પ્રકાશમાં રહેવાની ટેવ પડે છે એ કલ્પનાના ઘોડા દોડાવે નહિ અને ભયંકર ભવિષ્યના સ્વપ્ના સેવે નહિ જો પુસ્તક લખવા માંડ્યું અને છાપખાનું મળશે કે નહિ, કાગળના ભાવ વધી જશે કે નહિ—આવા આવા અંધકારના વિચાર માણસ કરે તો તેનાથી એક લીટી લખાય નહિ, એને લખવાનું મન જ ન થાય અને લખવા બેસે ત્યાં ખરાબ ચિત્રો કલ્પનાની આંખ પર ખડા થઈ જાય. અને ખરાબ જ થશે એવું શા માટે ધારવું ? અણધારી મદદ આવી પહોંચશે એમ શા માટે ન માનવું ? પાકા નિર્ણયને પર્વત પણ આડા આવતા નથી એ તો દરરોજના અનુભવનો વિષય છે. મરવાનું આવશે ત્યારે રમતાંરમતાં મરી જશું, પણ પહેલેથી કાણ માંડવી એનો કાંઈ

અર્થ નથી, એમાં કાંઇ સાર નથી, એનું કાંઇ પરિણામ નથી; માટે આ માનસિક અંધકાર મૂકી દો અને મર્દ બનો, નબળા વિચાર તો મગજનો મંદવાડ છે, કુશળને એ શોભે નહિ, મરદને એ પાલવે નહિ.

" Do not anticipate trouble, or worry about what may never happen. Keep in the sunlight." FRANKLIN (6-3-41)

( ૨૦૬ )

**પોતાની પાસેની મહાન ચીજોનો ઉપયોગ તેના માલિકો કેટલો ઓછો કરે છે તે જો આપણે માત્ર જાણતા જ હોઇએ, તો દુનિયામાં અદેખાઇ જેવું મોટે ભાગે કાંઈ રહે નહિ.**

પહેલાં નાની ચીજોની વાતો કરીએ. નાનપણમાં મને ઘડિયાળ બહુ ગમતી. બીજાની પાસે જોઉં અને એવા ઘડિયાળ મને હોય તો સારું, એટલેથી વાત પતતી નહિ, પણ જે છોકરા પાસે તે હોય તેની પાસે તે કેમ હોય એવી અવ્યક્ત ઇર્ષ્યા પણ થતી. એ જ પ્રમાણે માથા પર ઝરી કમખની ટોપી કે ભારે કપડાં જોતાં ઇર્ષ્યા થતી. થોડા માસ પછી એ વસ્તુઓ મળી ગઇ બેચાર દહાડા જરા દમામમા વાત ચાલી, પછી તો ખીમામા ઘડિયાળ છે કે નહિં એ વાત પણ વીસરાઇ ગઇ. આ તો પાર્થિવ વસ્તુના મોહની વાત થઇ. પણ મારી પાસે એ ઘડિયાળ નહોતી તે વખતે તે છોકરો એ ઘડિયાળનો કેટલો ઓછો ઉપયોગ કરે છે એ વિચાર્યું હોત તો વસ્તુ ન હોવા માટે ઇર્ષ્યાને બદલે પોતાની જાતને અભિનંદન આપવા પડત

નાનપણમા મને ઘણીવાર સવાલ થતો કે આપણે તો રોટલી દાળ ભાત શાક ખાઇએ છીએ, ત્યારે અમારા રાજા શુ ખાતા હશે? એમના મોભા પ્રમાણે એ કમથી કમ સોનું કે હીરા મોતીથી હલકી ચીજ તો ન જ ખાય, એવી અવ્યક્ત માન્યતા હતી. અને જ્યારે જાણ્યું કે અમારા દરબાર બાજરાનો રોટલો દરરોજ ખાય છે ત્યારે મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. હવેલીમા સુનારને છત્રીપલંગમાં કેવી ઘસઘસાટ ઊંઘ આવતી હશે અને પંખા ચાલે ત્યારે કેવી મોજ ઊડતી હશે, એની સામે જ્યારે ધનવાનોની હાયવરાળ અને ઊંઘમાથી સફાળા ઊઠવાના કીસ્સા સાંભળ્યા ત્યારે 'રાજમુકુટ પહેરનારનું મસ્તક આરામ વગર રખડે છે,' એ સૂત્રનું ભાન થયું. આવા અનેક કિસ્સા બતાવી શકાય.

પૌદ્ગલિક સર્વ ચીજોની આ દશા છે! દૂરથી ડુંગર રળીઆમણાં લાગે છે. ત્યાં જઇને જોઇએ તો પથ્થર, ટેકરા, ઝાંખરા અને જાળાં જ હોય છે. હાથીના માલિકો હાથીએ બેસી ફરતા નથી અને હજારો પુસ્તકોના સંગ્રહાલયના માલિક ચોપડી ઉઘાડતા પણ નથી. જમે બાજુની રકમ અંતે વ્યાજે મૂકાય છે અને રેશમી કે ઝરીયાન વસ્ત્રો બહુધા કપાટ કે પટારામાં જ ગોંધાઇ રહે છે ન હોય તેણે જરાપણ મૂંઝાવાનું નથી અને મહેલ બગીચામાં રહેનારને સુખી માનવાની ભૂલ કરવા જેવું નથી. એમાં એમની અદેખાઇ કરવા જેવું તો કાંઇપણ નથી. મુંબઇ બેંકનો ભૈયો કે રીઝર્વ બેન્કનો સંત્રી બેન્કની તીજોરીઓમાં પડેલી

# સમ્યક્ત્વવિચાર

**સમ્યક્ત્વ પ્રાપ્ત થવા પહેલાની દશા–ભવચક્રના દુઃખ**

**" વીર જિનેશ્વર સાહિબ સુણજો, નિજ સેવક અરદાસ રે. "**...એ પ્રમાણે શરૂઆત કરતાં સ્તુતિકાર મહાત્મા સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પૂર્વે આ સંસારી જીવ અનંતાકાળથી ભવચક્રમાં રખડ્યો અને અનંત દુઃખ પામ્યો તેનું વર્ણન શ્રી વીરપ્રભુને અરજરૂપે કર્યા બાદ ઉપશમ આદિ સમ્યક્ત્વનું વિસ્તારથી વર્ણન કરે છે—

હે શ્રી વીર જિનેશ્વર સાહિબ—સ્વામી ! તમારા સેવકની અરજી સાંભળો. હે દિનની દયા કરનારા સ્વામી ! મને તમારા શરણમા નિવાસ આપો. હે અવિનાશી ! હું આ લોકાકાશમાં અનાદિ અનંત કાળ સુધી ભવમા–સંસારમા વસ્યો, અને હે ભગવંત ! એ ભવચક્રના ઘણાં ઘણાં દુઃખ મેં સહન કર્યા –ભોગવ્યા

**કરણપ્રાપ્તિનો નિકટ સમય**—એ પ્રમાણે ચારે ગતિના ભવના દુઃખ મિથ્યાત્વપણામાં–અજ્ઞાનપણામાં અનંતવાર સ્પર્શીને–ભોગવીને પલ્યના દૃષ્ટાંતે આ સંસારચક્રની એક પુદ્ગલપરાવર્ત જેટલી સ્થિતિ મે બાકી રાખી. અર્થાત્ મારા સંસારભ્રમણનો છેલ્લો એક પુદ્ગલપરાવર્ત બાકી રહ્યો તે વખતે ભવ્યત્વની સ્થિતિ પરિપક્વ થવાથી પર્વતની નદીના પાષાણના ન્યાયવડે અનાભોગપણે ( પોતાના લક્ષમા ન આવે એવી રીતે સ્થૂલ ઉપયોગ રહિતપણે ) જીવના અધ્યવસાય વિશેષરૂપ યથાપ્રવૃત્ત આદિ ત્રણ કરણ પ્રાપ્ત થાય છે.

**યથાપ્રવૃત્ત આદિ ત્રણ કરણનું સ્વરૂપ**—તે અધ્યવસાયરૂપ કરણ ત્રણ પ્રકારે કહ્યું છે. તેમાં પહેલુ ' યથાપ્રવૃત્તિકરણ ', બીજું ' અપૂર્વકરણ ' તથા ત્રીજુ ' અનિવૃત્તિકરણ ' નામનું કરણ છે. ત્યાં યથાપ્રવૃત્તકરણવડે આયુષ્ય સિવાયના સાત કર્મોની સ્થિતિનો ક્ષય કરી ૧ કોડાકોડિ સાગરોપમ અને તેમાથી પણ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ હીન–ન્યૂન એટલી સ્થિતિ બાકી રાખે છે અને તે દેશોન ૧ કોડાકોડી સાગરોપમ સ્થિતિ બાકી રહ્યે

---

રકમોનો લાભ ઉઠાવે તે કરતા વધારે સારી સ્થિતિ કરોડાધિપતિની નથી અને એની સાથે પોતાનું જીવન બદલવાની ઇચ્છા કરવા જેવુ પણ નથી એ સર્વ દૂરની શોભા દેખાય છે, ઝાંઝવાનાં નીર છે, કલ્પનાના ઘોડા છે, મગજના તરંગો છે. આપણે જે છીએ તેમાં મોજ છે, આનંદ છે, કલ્લોલ છે, લીલા લહેર છે. ધનવાનની હવેલી જોઇને આપણું ઝુંપડુ વીંખી નાખવા જેવું એમાં કાંઇ નથી અને ઊંડા ઉતરતાં એમાં નર્યો કાદવ, કચરો અને કીટો જ છે. આપણી ઝુંપડીમાં નવનિધિ અને અષ્ટમહાસિદ્ધિ છે પારકાની વાતમા વધારે ઊતરવામાં માલ નથી, એની પચાતમાં પડવા જેવું નથી, એના જીવનમાં કાંઇ ઇચ્છવા જેવું નથી. આપણું હોય તેમાં આનંદ માનો.

---

"If we did but know how little some enjoy of the great things they possess, there would not be much envy in the world."

—YOUNG ( 29–1–42

Reg. No. B. 156

## બે સભાસદોનું ખેદકારક પંચત્વ.

### ૧. ભાઇ ગિરધરલાલ ખુશાલ, મહુવા—

મહુવાનિવાસી આ સભ્ય ઘણા વર્ષથી આ સભાના મેમ્બર હતા. ધર્મપરાયણ વૃત્તિવાળા હતા. મહુવાના જૈન સમુદાયમાં અગ્રણી હતા. એમનો ૬૨ વર્ષની વયે ફાગણ શુદિ બીજે અકસ્માત અભાવ થવાથી સભાને એક લાયક મેમ્બરની ખામી પડી છે. અમે તેમના વડીલબંધુ કુલચંદભાઇને અને તેમના પુત્ર કેશવલાલ તથા પુનમચંદને તેમજ તેમના કુટુંબપરિવારને અંતઃકરણથી દિલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

### ૨. ભાઇ તારાચંદ રતનજી, ભાવનગર—

ભાવનગરનિવાસી આ બંધુ કાપડના વેપારી હતા અને આ સભાના લાયક મેમ્બર હતા. તેઓએ ધર્મપરાયણ વૃત્તિને લઇને શ્રી સમેતશિખર મહાતીર્થની યાત્રા બે વખત કરી હતી તેમજ બીજા પણ અનેક તીર્થની યાત્રા કરી હતી. ગત ફાગણ શુદિ ૧૨ સે થયેલા તેમના પંચત્વથી અમે દિલગીર થયા છીએ અને તેમના સુપુત્રો રમણિકલાલ તથા જસવંતલાલને તથા તેમના કુટુંબપરિવારને દિલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ..

---

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

श्री

# જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૯ મું :: અંક ૭ મો




વીર સંવત ૨૪૬૯ ※ વિક્રમ સંવત ૧૯૯૯

## વૈશાખ

પ્રગટકર્તા—
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૯ મું અંક ૨ જો } વૈશાખ { વીર સં. ૨૪૬૯ વિક્રમ સં. ૧૯૯૯

## अनुक्रमणिका



### નવા સભાસદોનાં નામ.

| | | |
|---|---|---|
| ૧. વોરા હીરાચંદ કરમચંદ | પ્રાંક્ષ | લાઇફ મેમ્બર |
| ૨. શેઠ વાડીલાલ ડાહ્યાભાઇ | ગેરીતાવાળા હાલ મુંબઇ માટુંગા | ,, |
| ૩. રમિકલાલ ખુબચંદ | ઘોઘા | વાર્ષિક મેમ્બર |




પુસ્તક ૫૯ મું } વૈશાખ { વીર સં. ૨૪૬૯
અંક ૨ જો } { વિ. સં. ૧૯૯૯

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( उपदेशप्रासाद )

# સ્વપ્નમાં દર્શન



દીધાં દર્શન જિનરાજે, આનંદ ભયો આજે આનં૦
જેની મૂર્તિ છે અતુલ્ય, જેના દર્શન છે અમૂલ્ય,
વ્હાલો ગિરિરાજ પર બિરાજે આનંદ૦ દીધાં૦ ૧

મુદ્રા શાંત જેની સોહે, દેખી દિલડું મારું મોહે,
ગમ અંતરના દુઃખ ભાંજે. આનંદ૦ દીધાં૦ ૨

જેનો મહિમા છે અપારી, મોહ્યા સુર નર અને નારી,
અષ્ટ પ્રાતિહાર્યથી બિરાજે. આનંદ૦ દીધાં૦ ૩

કામ ક્રોધ રિપુ મારી, અરિહંત નામધારી,
ચોત્રીશ અતિશય રૂડા છાજે. આનંદ૦ દીધાં૦ ૪

લય લાગી પ્રભુ તારી, સંસારમાયા લાગે ખારી,
થયું જીવન સફલ આજે. આનંદ૦ દીધાં૦ ૫

એન. બી. શાહ—ભરુચ



# सन्मान अपमान के प्रश्न।

सन्मान जग में चाहते, सन्मान जग का कीजीये।
अपमान से अपमान होगा, यह समझ भी लीजीये ॥ १ ॥
सन्मान से सन्मान है, अपमान से अपमान ही।
फिर पसन्द होवे उसीको, आप अपना लीजीये ॥ २ ॥
सन्मान होता शब्द से, अपमान होता शब्द से।
होता न इसमें खर्च पैसा, ध्यान इस पर दीजीये ॥ ३ ॥
जैसे नीकले शब्द मुख से, वैसे वह पैदा करे।
आयेगे फिर वह कर्ण में, यह ध्यान भी धर लीजीये ॥ ४ ॥
है उदाहरण सामने, नहीं शौर गुल होवे जहां।
विशाल बिल्डींग हो वहां, कुछ शब्द मुख से कीजीये ॥ ५ ॥
जैसे नीकले शब्द मुख से, वैसे शब्दों की ध्वनि।
नीकलेगी उस स्थान से, इस पर मनन कुछ कीजीये ॥ ६ ॥
शब्द नीकला आप तो, सुनायगा फिर आप ही।
गर नीकाला शब्द तु तो, तुही तु सुन लीजीये ॥ ७ ॥
सन्मान और अपमान का, कारण यही प्रत्यक्ष है।
नहीं भूल कीजे फिर कभी, यह दिल से निश्चय कीजीये ॥ ८ ॥
कोई कहेगा कि अगर, बोले नहीं कुछ शब्द ही।
फिर किया अपमान तो, उसको सजा क्या दीजीये ? ॥ ९ ॥
देखना यह खास है, अपमान क्यों ? उसने किया।
कारण विना नहीं कार्य होता, गौर इस पर कीजीये ॥ १० ॥
अपमान करने का अवश्य, कारण होना चाहिये।
नहीं शब्द बोले हो मगर, प्रतिकूलता कुछ कीजीये ॥ ११ ॥
प्रतिकूलता का कार्य भी, प्रतिकूलता पैदा करे।
अनुकूलता का कार्य भी, अनुकूल अपने लिजीये ॥ १२ ॥
प्रश्न पैदा हो रहा वह, तीसरा भी है यहां।
प्रतिकूल कार्य किया नहीं, फिर दोष कीसको दीजीये ॥ १३ ॥
कारण रहा इसका भी सोचो, हो वैर पूरवजन्म का।
उसने किया है द्वेष पैदा, यह समझ भी लीजीये ॥ १४ ॥
देखा नहीं जीसको कभी, जगता है इसपर प्रेम क्यों ?।
हो प्रेम अगले जन्म का, उस पर यकी भी कीजीये ॥ १५ ॥
परिचय हुवा जीससे नहीं, जगता है दिल में द्वेष क्यों ?
नहीं शब्द प्रिय उनके लगे, यह वैर ही लख लीजीये ॥ १६ ॥

त्रिपृष्ठ वासुदेव भव में, प्रभु वीर के निजात्मने ।
सोते समय दी सूचना, यह वंद गायन कीजीये ॥ १७ ॥
आसक्त शय्यापालने, नहीं वंध गायन है किया ।
निद्रा खुली जब देव की, तो क्रोधमय ही लीजीये ॥ १८ ॥
आज्ञा करी तत्काल ही, दो कर्ण के इन को सजा ।
सीसा संगाकर गर्म ही, इन कर्ण को भर दीजीये ॥ १९ ॥
मर कर के शय्यापाल वह, खेड्डत वना है जाय कर ।
भव पूर्ण कर वासुदेव भी, प्रभु वीर ही लख लीजीये ॥ २० ॥
वह कर्म पैदा यहां हुवा, प्रभु कर्ण मे कीलें लगी ।
वदला चुका उस कर्म का, इसपर यकीं अब कीजीये ॥ २१ ॥
इस तरह क्षय कर्म करने का, वनालो ध्येय अब ।
समभाव से जीवन विताकर, भव को सार्थक कीजीये ॥ २२ ॥
ध्येय माने का यहां, येही वताया शास्त्र में ।
निजात्म को पहिचान कर, निज कर्म क्षय कर दीजीये ॥ २३ ॥
होगा नहीं अपमान फिर, सन्मान होवेगा सदा ।
कारण समझ के मुख्य यह, नहीं कर्म संचय कीजीये ॥ २४ ॥
है विनय यह राज अब, समभाव ही धारण करो ।
अपमान और सन्मान में, नहीं शौक हर्ष ही कीजीये ॥ २५ ॥

—राजमल भंडारी

## ॥ कलिकालसर्वज्ञ श्रीमद् हेमचंद्राचार्य ॥

गतवान् हेमचंद्र, रूपर्द्धिजीतसुरेन्द्रः,
एकादशांगधर्ता, मिथ्यात्वतिमिरहर्ता ।
संसारसिंधुतरता, शिवरमणीरमणकर्त्ता ॥ गतवान्० ॥ १ ॥
जिननाथपाथनेता, महीमंडलं विजेता ।
मदनारिअन्तकर्ता, शीलांगगुप्तिरता ॥ गतवान्० ॥ २ ॥
सुरशैलसमसुधीरं, नदीनादवत्गंभीरं ।
भवसिन्धुप्राप्ततीरं, प्रणतोऽस्मि वीरवीरं ॥ गतवान्० ॥ ३ ॥
जैनेन्द्रधर्मज्ञाता, वसुधा..ले विख्याता ।
निखिलांगी प्राणत्राता, भूपालधर्मदाता ॥ गतवान्० ॥ ४ ॥

# દ્વિતીય પ્રમોદભાવના

## દોહરા

ૐ અર્હં દેવાધિદેવ, વર્દ્ધમાન મહાવીર;
શાસનપતિ સમરું સદા, વંદું ગુણગંભીર. ૧
પ્રભુધર્મના રાગી તે, પ્રભુગુણ જે જે અંશ;
જ્યાં જ્યાં દેખે પ્રગટ તે, કરે અધિક પ્રશંસ. ૨
સર્વગુણી થાવા ચહે, તો સહુ ગુણ પર રાગ;
નિઃસ્વાર્થે પ્રેમી પૂરા, બનતાં ભવજલ તાગ. ૩
પ્રભુભાષિત ગુણ દેખીને, મન પ્રમોદ બહુ થાય;
સ્વપરઆત્મહિત ધારીને, પ્રેમે ગુણ ગવરાય. ૪

## ત્રિતાળી ચોપાઈ

પ્રીતે પરમ પુરુષ જે ગિરુઆ, જે છે સ્વગુણ રસે કરી ભરીયા;
ધન્ય ધન્ય જે ધર્મીજનો તે, બહુમાન વિનયથી નમો તે. ૧
દિસે ભાગ્યથી ગુણીગુણરાગે, જોતાં ગુણ ગુણીની લય લાગે;
મોટા પુન્ય ઉદય એ જ જાણ, મળે એ શુભ યોગનું ટાણું. ૨
છે જે ભદ્રકભાવિ તે ધન્ય, ધન્ય પામ્યા જે બોધિ રતન;
ધન્ય ધન્ય જે સમ્યક્ત્વધારી, ધન્ય દેશવિરતિ અધિકારી. ૩
ધન્ય ધન્ય છે સર્વવિરતિને, વર્યા જેહ ત્યજી અવિરતિને;
રહે નિજ ઘર સમતા સાથ, નિત્ય નિત્ય નમી થાઉં સનાથ. ૪
સર્વ દોષથી મુક્ત થવાને, વસ્તુ તત્ત્વ યથાર્થ સુણવાને;
જોઈ પક્ષ કરે ગુણીકેરો, પુન્યવંત તે જીવ ભલેરો. ૫
સહજે ચિત્ત પ્રમોદે ભરાતા, રોમે રોમ વિકસ્વર થાતાં;
પ્રેમ શુદ્ધ અભેદતા આપે, જો તે પરમ ગુણીમાં વ્યાપે. ૬
તત્ત્વદૃષ્ટિ ખીલે ગુણ ભાળે, ગુણી પક્ષ ભલો ત્રણ કાળે;
ત્યજી દોષ દૃષ્ટિદોષ દળવા, ગુણદૃષ્ટિ રાખી ગુણ રળવા. ૭
સર્વજ્ઞ નજરમાં જે આવે, તે જ સદ્ગુણી મુજ મન ભાવે;
પ્રભુ! વીતરાગ ધન્ય ધન્ય, મુજ પ્રેમ શિખાવો અનન્ય. ૮
તુમ સાથે નિરંતર રમું, બીજું કાંઈ કદી નવ જાચું;
નમું સર્વ ગુણીને સુવિધિથી, ગુણ શુદ્ધ મળે આલંબનથી. ૯

૨૧૦ સ. ક. વિ.

## મહાન્ યોગી શ્રી આનંદઘનજીકૃત

# પદ બાસઠમું

### વિરહવ્યથામાં આશાકિરણ

(રાગ મારુ*)

પીયા બિન સુધ બુદ્ધ ખૂદી હો,
વિરહ-ભુયંગ નિસા સમે, મેરી સેજડી ખૂદી હો. પીયા० ૧
ભોયણ પાન કથા મિટી, કિસકુ કહુ સૂધી હો ?
આજકાલ ઘર આનકી, જીવ આસ વિલુદ્ધી હો. પીયા० ૨
વેદન વિરહ અથાહ હૈ, પાણી નવ નેજા હો;
કૌન હબીબ તબીબ હૈ, ટારે કર કરેજા હો. પીયા० ૩

૧. પતિ વગર મારા શરીરનુ ભાન અને મનનુ જ્ઞાન-મારુ ભાનસાન સર્વ ખોઇ નાખ્યુ-ચૂકી ગઇ રાતને વખતે વિરહરૂપ સાપે મારી શય્યાને કચડી નાખી-ચૂંથી નાખી

૨. ખાવાની અને પીવાની વાત તો ટળી ગઇ છે-માભરતી પણ નથી, તો એની વાત સીધી-સમી રીતે કોને કહુ ? શા માટે કહુ ? (મારા નાથ) આજે કે કાલે ઘરે આવશે એ આશાને અનલ બીને ટગાઇ-લટકી રહી છુ (એટલી આશા નહોત તો પ્રાણ પણ ટકત નહીં)

૩ વિરહ (વિયોગ)ની પીડા તો કોઇ અથાગ છે, એનુ નવ નેજા પાણી ચઢયુ છે અને એ (વિરહ) હાથે કરીને કાળજાને કાઢી નાખે છે અથવા એ કાળજાને કળ ચઢાવી દે છે-એવા વિરહના રોગને શમાવે અથવા કાળજાની કળ ઉતારે તેવો કોઇ હકીમ કે વૈદ્ય અથવા કોઇ ઇલાજ-ઉપાય છે ?

---

* આ પદ 'વેલાવલ' રાગમા પણ બરાબર ગાઇ શકાય છે આ પદ સાથે એકતાળીશમું પદ સરખાવો

૧. પીયા=પ્રિય પતિ ભરતાર
બિન=અથવા બીન, વગર સમાસમા પૂર્વપદ તરીકે નિષેધ કે અભાવ સૂચવે છે
સુધ=શરીરની શુદ્ધિ, ભાન
બુદ્ધ=મનનુ જ્ઞાન, બુદ્ધિ
સુધબુદ્ધ=ભાનસાન
ખૂદી=ચૂકી, રોકાઇ ગઇ ડુબી ગઇ, ખોઇ નાખી
વિરહભુયંગ=વિરહભુજંગ વિયોગરૂપ સાપ
નિસા=નિશા, રાત
સમે=સમયે વખતે
મેરી=મારી
સેજડી=પથારી, શય્યા
ખૂદી=કચડી નાખી, ચૂંથી નાખી
૨. ભોયણ=ભોજન, ખાવાનું નક્કર ચીજનુ જમવુ તે
પાન=પીણુ, પ્રવાહી પદાર્થને પીવુ તે
કથા=વાત
મિટી=મટી ગઇ, ટળી ગઇ, બંધ થઇ ગઇ
કિસકુ=શા માટે
સૂધી=સીધી સમી વાત કરુ
આનકી=આવવાની, આવશે તેવી
જીવ=જીવુ છુ
આસ=આશાએ
વિલુદ્ધી=વિલુબ્ધ બંધાયલી
૩. વેદન=વેદના, પીડા
વિરહ=વિયોગ
અથાહ=અથાગ, પાર વિનાની.
નેજા=વાવટા, નિશાન
કૌન=કોણ
હબીબ=હકીમ યુનાની વૈદું કરનાર અથવા ગડ ગુમડનુ કામ કરનાર
તબીબ=વૈદ્ય અથવા વૈદુ કરનાર, દવા
ટારે=કાઢી નાખે, ટાળે

ગાલ હથેલી લગાય કે, સુરસિંધુ સમેલી હો;
અંસુઅન નીર વહાય કે, સિંચું કર-વેલી હો. પીયા૦ ૪

શ્રાવણ ભાદું ઘનઘટા, વિચ વીજ ઝબૂકા હો;
સરિતા સરવર સબ ભરે, મેરા ઘટસર સબ સૂકા હો. પીયા૦ ૫

અનુભવ બાત બનાયં કે, કહે જૈસી ભાવે હો;
સમતા ટૂંક ધીરજ ધરે, આનંદઘન આવે હો. પીયા૦ ૬

૪. ( વિરહની પીડાને પરિણામે ) મારી હથેળીને લમણાં પર લગાવી-મૂકીને હું તો શોકસમુદ્રમા ડૂબી ગઇ છું અને આસુની જળધારા વહેવડાવીને હું તો મારા હાથની વેલડીને ભીંજવી રહી છું.

૫. શ્રાવણ, ભાદરવાના વાદળાનો જમાવ થયો છે, વચ્ચે વચ્ચે વીજળી ઝબકારા મારે છે, નદી-નાળાઓ અને તળાવો સર્વે ભરાઇ ગયા છે, ( પણ ) મારું હૃદય સરોવર તો ( વિરહને કારણે ) તદ્દન સૂકું પડ્યું છે.

૬. (આવે વખતે) અનુભવ હકીકત બનાવીને મને જેવી વાત ગમે તેવી કહે છે. સમતા! થોડી ધીરજ ધારણ કર આનદઘન આવશે ( તારે મંદિરે પધારી તારો વિયોગ દૂર કરશે )

આ આખુ પદ સમતા-શુદ્ધ ચેતનાના મુખમાથી નીકળ્યું છે. પતિદેવ તો વિભાવ-દશામા રખડ્યા કરે છે, એ એક ખાડામાથી બીજામા પડે છે, એક ગતિમાથી બીજીમાં જાય છે, પૌદ્ગલિક વિલાસમા આનદ માને છે, શરીરપોષણમા પુષ્ટિ સમજે છે, કષાય-પરિણતિમા રસ લે છે, મનોવિકારોમા રખડ્યા કરે છે, દુનિયાના કાવાદાવામા સ્વપણુ માને છે, પોતાની આદર્શ વિશિષ્ટ દશાનુ એને ભાન પણ નથી, પરભાવરમણતામાં કેટલુ દુખ થાય છે તેનો તેને વિચાર નથી, એનાથી કેટલી ઉપાધિ-પરંપરા વહોરવામા

કર=કરીને, હાથે કરીને
કરેજા=કલેજા, કાળજુ અથવા કળ, મૂર્ચ્છા તમ્મર.
૪. ગાલ=લમણા.
હથેલી=પંજાનો સપાટ ભાગ
લગાયકે=લગાવીને
સુરસિંધુ=શોકસમુદ્ર( મા )
સમેલી=ડૂબી ગઇ.
અંસુઅન=આસુઓ( નુ )
નીર=પાણી, જળ, જળધારા
વહાય=ચલાવીને, વહેવરાવીને.
સિંચું=છાટું, ભીંજાવુ

કરવેલી=હાથરૂપ વેલડી, હાથો.
૫. શ્રાવણ ભાદુ=શ્રાવણ માસ અને ભાદરવો, વરસાદના મહિના.
ઘન=મેઘ, વાદળા.
ઘટા=ઝુંડ, જમાવ, સમૂહ.
વિચ=વચ્ચે
વીજ=વીજળી.
ઝબૂકા=ચમકારા દે છે, ઝબકે છે.
સરિતા=નદી.
સરવર=સરોવર, તળાવ.
સબ=તદ્દન.

ભરે=ભરાઇ ગયા, છલકાઇ ગયાં.
ઘટસર=હૃદયરૂપ સરોવર.
સબ=સર્વે.
સૂકા=સૂકાઇ ગયુ છે, દુબળું પડ્યુ છે.
૬. બાત બનાય=વાત બનાવીને.
જૈસી=જેવી.
ભાવે=ગમે, પસંદ આવે
ટૂંક=જરા, થોડી
ધીરજ=ધૈર્ય.
ધરે=ધારણ કર.

આવે છે તેનો તે વિચાર કરતો નથી અને પોતાના વેનમા એ તો મસાર તરફ ધમડાતો અને વધારે ઘસડાતો જાય છે.

સમતા એની પરમ માની આર્ય પત્ની છે શુદ્ધ પતિવ્રતા છે, મહાસસ્કારી છે, પતિવત્સલા છે, પતિપ્રાણા છે એ પતિને ઘેર આવવાની અને આવીને અંતરાત્મદશામા પરિણત થવાની રાહ જોયા કરે છે, એ પતિને ઝખ્યા કરે છે, એ પતિના નામનુ રટણ કર્યા કરે છે, એ પતિના માર્ગનુ નિરીક્ષણ કર્યા કરે છે પતિ કયે માર્ગે અને ક્યારે આવશે ? તેની રાહ જોઈ રહેલી સમતા–સુમતિને વિરહકાળ અતિ દીર્ઘ લાગે છે, કંટાળાભરેલો લાગે છે, અસહ્ય લાગે છે પછી તો જ્યારે ધીરજની હદ આવી જાય છે ત્યારે એ પોતાની દશા કેવી થઈ છે તે **અનુભવ** મિત્ર પાસે વર્ણવે છે

પ્રાણી જ્યારે પોતાનુ દુ ખ બીજા પાસે વર્ણવે છે ત્યારે હૃદય પરનો બોજો હળવો પડે છે અને જરા ટાઢક વળે છે અનુભવ મહાકાબેલ અને દુનિયાનો ખાધેલ માણસ છે, એ મોટો આશાવાદી છે, એ સમતાની મૂઝવણ સમજે છે અને પ્રસગે આવી આશા આપી જાય છે, ધીરજ ધરવાનુ કહે છે અને સર્વે સારા વાના થઈ રહેશે એમ કહ્યા કરે છે આજે અનુભવ સમતાની નજીક થઈ મંદિરે પધાર્યા છે, તે વખતે શરૂઆતથી જ સમતા–શુદ્ધચેતના પોતાની વિરહદશાનુ વર્ણન તેની પાસે કરે છે.

આ વિરહદશાનુ વર્ણન સાસારિક દૃષ્ટિએ કરેલ હોવા છતા એમા યોગીને છાજતી ભવ્યતા છે, એમા મમારી ચેનચાળાનો અભાવ છે, એમા કલ્પનાની દોડને અવકાશ છે, એમા કુદરતના આધાર પર નાચતા ભાષાઅલકારને પૂરતુ સ્થાન છે, એમા દિવ્ય ગેયતા છે, હૃદયોર્મિના ઉલ્લાસ છે અને ધ્વનિકાવ્યની રેલછેલ છે

સમતા-શુદ્ધ ચેતના ચેતનની સ્ત્રી છે, એની પડખે અનુભવ મિત્ર આવ્યો છે, એ મેળાપનુ સ્થાન ચેતનનુ હૃદયમંદિર છે એ વખતે ચેતનરાજ ઘેર નથી, પણ એ ઘર ચેતનરાજનુ જ છે, આ દશા ક્યારે થાય ને ખૂબ વિચારવા યોગ્ય છે, વિચારીને ગોઠવવા યોગ્ય છે આ અત્યંત આકર્ષક વિષય પર આપણે પ વિચારણાને અંતે આવશુ, દરમ્યાન ચેતનાની ભાષામા વ્યવહાર નજરે વિરહનુ વર્ણન વિચારી જઈએ એમા વ્યવહારનો વિચાર વિરહી સ્ત્રીની નજરે બતાવ્યો છે, છતા એમા અંતર્ગત ચેતનાની કારમી વેદના છે અને એ ચેતના ચેતનની જ છે—આટલો ઉપોદ્ઘાત કરી આપણે ચેતનાની—સમતાની વિરહદશા તેના પોતાના શબ્દોમા જ વિચારી જઈએ

૧ પતિ ઉપર આખી જીવાદોરી બાધનારી પતિને સુખે સુખી અને પતિની અનુકૃપા થતાં જીવનને આફરીન માનનારી સસ્કારી શુદ્ધ આર્યબાળાને પતિ સર્વસ્વ છે, પતિ પ્રાણ છે, પતિ જીવન છે એવા પતિરાજ જ્યારે પત્નીને ગણે નહિ, યાદ કરે નહિ, એના મંદિરે પધારે નહિ ત્યારે પત્નીના દુ ખનો પાર રહે નહિ એ પતિની છબી જોઈને સમસમી જાય, એનુ નામ યાદ કરીને એ રડવા મડી જાય એના સબધી ધ્યાન કરીને એ પોતાની જાતને હેરાનપરેશાન માને, પતિવિરહમા એ ઝુરે, એ ગમગીનીમા પડી જાય તેનુ

આબેહૂબ વર્ણન ૪૭ મા પદમાં કર્યું,[૧] એની વિરહવ્યથા પાંત્રીશમા પદમાં વર્ણવી,[૨] તેત્રીશમા પદમાં અનુભવ મિત્રને મેળાપ કરાવી આપવા વિજ્ઞપ્તિ કરી અને વિરહના અનેક પ્રસંગો આપણે વિચારી ગયા, એવું વર્ણન ગ્રાહ્યમાં લીધું. આ ચાલુ પદને લગભગ બરાબર મળતું આવે તેવું પદ ૪૧ મું, આ સાથે ખાસ વિચારવા યોગ્ય છે.[૩] એ પદ પર ટબો પણ ઉપલબ્ધ થયો હતો. આ બન્ને પદના ભાવમાં બહુ સામ્યતા હોઇ સદર પદનો અત્ર ખાસ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ચાલુ વ્યવહારમાં પતિપ્રેમી પત્નીને જેવું દુઃખ થાય તેવું અત્ર વર્ણવ્યું છે. એની અંદર આત્મભાવ બહુ ઊંડો છે તે આપણે આખરે વિચારશું. હાલ તો વ્યવહારમાં વિરહી સ્ત્રીની કેવી દશા થાય છે તેનું વર્ણન કર્યું છે તે વિચારી જઇએ.

ચેતના અને સુમતિ સખીઓ છે, અનુભવ મિત્ર પાસે બેઠો છે. પોતાની સખી પાસે ચેતના પોતાના મનની વાત કહે છે, પતિના વિરહથી પોતાની કેવી દશા થઇ છે, તેનો આછો ખ્યાલ એ સખીને આપે છે અને સખીની સહાનુભૂતિ પોતા તરફ ખેંચે છે. નજીકમાં બેઠેલ અનુભવ આ સર્વ હકીકત સાંભળે છે. તેનું કામ છેવટે આવશે. ચેતના અને સમતા એક જેવી છે, સુમતિ જુદી સખી છે, પણ ચેતનરાજની સાથે એકમેક છે. આવી ચેતના સુમતિ પાસે પોતાના મનના દુઃખની વાત કરે છે. બન્ને બહેન કહેવાય છે અથવા કેટલાક તેને સખી માને છે. ગમે તે રીતે જોઇએ, પણ બન્ને એક બીજા પાસે ઘણી છૂટથી વાત કરે છે, મન ખોલીને દિલની વાત કહે છે અને સમજાય તેવા શબ્દોમાં ચોખી વાત કહે છે.

ચેતના કહે છે કે–પતિ વગર મારી તો શુદ્ધ અને બુદ્ધ સર્વ ખલાસ, થઇ ગઇ છે, મારી ગઈ છે, નાશ પામી ગઇ છે શુદ્ધ એટલે શરીરની શુદ્ધિ અથવા ભાન અને બુદ્ધ એટલે માનસિક બુદ્ધિ. એટલે પતિરાજ વગર મારા શરીરનું ઠેકાણું નથી, મારા મનનું ઠેકાણું નથી, મારું સર્વ ભાનસાન હું ખોઇ બેઠી છું. અત્યારે મને મારા શરીર પર અંકુશ નથી કે મન પર કાબૂ નથી. અસ્તવ્યસ્ત કપડા, ઠેકાણા વગરની ગતિ, હાલવા–ચાલવામાં પરાધીનતા અને બોલવામાં અસબદ્ધતા. જેમ કોઈ ગાડો માણસ ચાલે ત્યારે તેની ચાલ પરથી જ જણાય કે એનું કેંદ્ર ખસી ગયુ છે, એનું મધ્યબિંદુ જરા મધ્યથી આડુંઅવળું થયું છે. આ શારીરિક શુદ્ધિની વાત થઇ. માનસિક અસ્થિરતામાં મેળવગરના–ઢંગધડા વગરના વિચારો, કલ્પનાચિત્રોની પરંપરા અને દલીલ કે કારણ વગરનાં પરિણામોની હારની હાર હોય છે. આવી દશા પ્રાણીની પોતાની મુરાદ પાર ન પડે ત્યારે થાય છે. જ્યારે વિરહદશામાં પ્રાણી ઊંડા શોકમાં ગરકાવ થાય છે ત્યારે એના શરીરનું ઠેકાણું રહેતું નથી, એના મનના આંદોલનો વિચારશક્તિના અંકુશ વગર આડાઅવળા રખડ્યા કરે છે. જ્યારે શુદ્ધબુદ્ધ ખોવાઈ જાય, જ્યારે શરીર પરનો કે મન પરનો અંકુશ નાશ પામી જાય ત્યારે આ દશા થાય છે. પુત્રના વિરહે માતાની, ભાઇના મરણે બહેનની અને મિત્રના વિયોગે મિત્રની જે દશા થાય છે તેવી પતિવિરહે ચેતનાની દશા થઇ છે. એ કહે

૧. જુઓ આનંદઘનપદરત્નાવલિ પૃષ્ઠ ૫૦૯–૫૨૨. ૨. પૃ. ૩૩૩. ૩. પૃ. ૪૨૨–૪૪૨.

છે કે પતિવિરહે મારુ ભાનસાન સર્વ ભૂલી ગઇ છુ, મારી શુદ્ધિ અને બુદ્ધિને જ હું ફચરી રહુ છું અથવા મારી શુદ્ધબુદ્ધ કચરાઈ ગઇ છે, ડૂબી ગઈ છે, ચગદાઇ ગઇ છે. વિરહી દશામાં ગાડપણુ થઇ આવે છે તે વખતે તેનો અનુભવ કર્યો હોય તો માલૂમ પડે છે. તેવા માણુસનુ વર્તન ગાડપણુ બતાવે છે, એમાં શરીરનુ કે મનનુ ભાન રહેતું નથી, એમા બોલવા ચાલવાનું ઠેકાણુ રહેતુ નથી, એમા ચાલુ સભ્યતાના નિયમો જાળવવાની ચીવટ રહેતી નથી અને એમા એક કાર્યની સાથે બીજાની ચાલુ સળંગતા જળવાતી નથી. પોતાની જાત ઉપર કાબૂ ચાલ્યો જતાં આ સ્થિતિ સામાન્ય રીતે દરેકની થઇ જાય છે અને ચેતના જેવી મહહૃદયવત્સલાની તો એ જ દશા થાય એમા નવાઇ નથી

ચેતના કહે છે કે –એક તો મારી પોતાની શુદ્ધ બુદ્ધ નાશ પામી ગઇ, કચરાઇ ગઇ, દબાઇ ગઇ અને તે ઉપરાંત રાત્રિને વખતે વિરહરૂપ સર્પે મારી આખી પથારીને ખૂંદી નાખી, એને વેરણછેરણ કરી મૂકી, એને ઢંગધડા વગરની બનાવી મૂકી. આ રીતે દિવસના વખતમાં શુદ્ધબુદ્ધ ચાલી જાય અને રાત્રે સેજડીમા વિરહ–ભુજંગ હેરાનગતિ કર્યા કરે એટલે પતિવ્રતા સ્ત્રીની તો બરાબર ઉન્મત્ત દશા થઇ જાય પથારીમા સર્પ પઞ્ચો હોય તો કેવી હાલત થાય તે કલ્પનાથી વિચારવા જેવી છે આખી રાત એ માણુસને–સ્ત્રીને હેરાનપરેશાન કરી મૂકે, એ એના મગજમા શાંતિ આવવા ન દે, એ એને એક પડખે નિરાંતે પડી રહેવા ન દે અને એક વખતે ઊંઘનો નાશ ( Insomnia ) થયો એટલે જીવનમાં શાંતિ જેવી ચીજ રહેતી નથી નિદ્રાનાશ Insomniaનો વ્યાધિ થયો હોય તો પ્રાણીને જરા પણ શાંતિ થતી નથી, એના આંખના પોપચા સૂજેલા દેખાય છે, એની આંખમાં ઘેન દેખાય છે, એના શરીર પર ફીકાશ દેખાય છે અને એની બોલીમા અવ્યવસ્થિતપણુ દેખાય છે સર્પની હાજરી ભયંકર છે, તેમા પણ સૂવાની પથારી નજીક એનો સળવળાટ શાંતિનો ભંગ કરે છે એટલુ જ નહિ પણ એક પડખે નિરાંતે સૂવા દેતો નથી આવી રીતે વિભાવરૂપ સર્પ જ્યારે શય્યાને ખૂંદી નાખે, શાંતિને દેશવટો આપે ત્યારે ચેતનાની દશા કેવી થાય તેની સહજ કલ્પના કરી શકાય તેવુ છે [1]

વિરહી સ્ત્રીને દિવસના કરતા પણ રાત્રિનો સમય વીતાડવો ભારે આકરો પડે છે, એને પતિના સ્વપ્ના આવે છે, એને તરંગોની પરંપરા ચાલે છે, એને શરીર પર ઝાળ ઊઠતી દેખાય છે, એના આખા શરીરમા બળતરા થતી લાગે છે અને એને જીવન અસહ્ય લાગે છે વિરહસર્પ તો કલ્પના માત્ર છે, પણ જેમ સર્પ નિરાંતે સૂવા દેતો નથી, તેમ વિરહી સ્ત્રી જમણે પડખેથી ડાબે પડખે અને ડાબે પડખેથી જમણે પડખે અફળાયા કરે છે, ઘડીકમા સફાળી જાગી ઊઠે છે, ઘડીકમા ઓશિકા સાથે માથા પછાડે છે અને ઘડીકમાં પગને ઊંચા નીચા કરી શારીરિક અસ્થિરતા વ્યક્ત કરે છે

---

૧. ખૂંદવાનો ભાવ હિંદી ભાષામા ઉછળીને પડવુ અથવા પગ નીચે રોળીને બરબાદ કરવુ એવો પણ થાય છે સેજડીમા પડેલો સર્પ વારવાર ઉછળ્યા કરે ત્યારે શી દશા થાય તે પર ધ્યાન ખેંચવાનુ છે.

# સુપાત્રદાનનું તાત્ત્વિક સ્વરૂપ

લેખક — આ. શ્રી વિજયપદ્મસૂરિ

( અનુસંધાન પૃષ્ઠ ૬ થી શરૂ )

આવું દાન દેનાર શાલિભદ્રની બીના આ પ્રમાણે જાણવી.

રાજગૃહી નગરીની પાસે આવેલા શાલી નામના ગામમાં ધના(ન્યા) નામની એક સ્ત્રી રહેતી હતી તેને સંગમક નામનો પુત્ર હતો તે બાલક ત્યાંના રહેવાસી લોકોના ઢોરોને ચરાવવાનુ કામ કરતો હતો. એક વખત કોઇ પર્વના દિવસે ઘણા લોકો ખીર ખાતા હતા. આ જોઇને સંગમકને પણ તે ખાવાની ઇચ્છા થઈ, જેથી માતાની પાસે તેની માગણી કરી માતાએ કહ્યુ કે–ઘી, દૂધ આદિ હોય તો ખીર બને, તે તો આપણા ઘરમા છે જ નહિ. એમ છતાં પુત્રે વારંવાર માગવાથી માતા રોવા લાગી. નજીકમા રહેતી સ્ત્રીઓએ રોવાનું કારણ પૂછ્યું ત્યારે ધનાએ પોતાની સર્વ બીના કહી દીધી. તે સાભળીને તે પાડોશણોને દયા આવવાથી દૂધ વિગેરે લાવી આપ્યું. માતા ધના ખીર બનાવી પુત્રને ભાણામાં પીરસીને પાડોશણના ઘેર ગઈ જમતા પહેલા સંગમકને આવો વિચાર થયો કે—" જો આ પ્રસગે

---

વિભાવદશામા પ્રાણી વર્તતો હોય, એની દશા થોડો વખત સંસાર તરફ થતી હોય અને કોઇવાર અતર સન્મુખ થવાની અણી પર હોય ત્યારે ભારે અસ્તવ્યસ્ત દશા થાય છે. સસારનો એક નાનો બનાવ એને આકુળવ્યાકુળ કરી મૂકે છે, એને જાણે પોતાનુ કાઇ ખોવાઇ ગયુ હોય કે નાશ પામ્યું હોય એવું લાગે છે અને પછી તો તે હાફળોફાફળો થઇ વલવલવા મડી જાય છે, નિઃસાસા મૂકતો જાય છે, માથે હાથ દઇ પોક મૂકી રડવા લાગી જાય છે અને અનેક ચેનચાળા કરે છે. આ સર્વ વિરહભુજંગની આસક્તતા, રાત્રિનો સમય અને સેજડીની ખુંદામણ સાથે સરખાવવા યોગ્ય છે. ચેતના ચેતનની જ છે, વિભાવદશા પણ ચેતનની છે અને અસ્તવ્યસ્ત વ્યાકુળતા પણ ચેતનજીની જ છે આ વિરહકાળમા ચેતનાની જે દશા થાય છે તે વિરહી સ્ત્રીના પતિની ગેરહાજરીમા થતી દશા સાથે બરાબર બંધબેસતી આવે છે અને સરખામણી ધાટસરની હોઇ લાગુ પડતો દાખલો પૂરો પાડે છે.

વિરહી સ્ત્રીઓની દશાના વર્ણન પર અનેક ઉલ્લેખો થયા છે, મહાકવિઓએ તેના તાદૃશ વર્ણનો કર્યા છે. તે વર્ણનને અત્ર વર્ણવેલી આત્મિક દશા સાથે સરખાવવા યોગ્ય છે વિરહીનું વર્ણન આગળ વિચારીએ, અને સાથે ખ્યાલ કરીએ કે ચેતન અને ચેતના વચ્ચે એક રીતે એકીભાવ છે અને બીજી રીતે કલ્પનાદ્વારા તેમની વચ્ચે ભેદની કલ્પના, ભવ્યતા અને અવકાશિતામા વધારો કરે છે. શુદ્ધ ચેતના પોતાની દશા વર્ણવે છે તે આપણે આગામી અંકમા જોશું. —ચાલુ

મૌક્તિક

કોઈ મુનિરાજ આવે તો તેમને વહોરાવું અને ત્યારબાદ શેષ ( બાકી ) રહેલી ખીર જમું." પ્રબલ પુણ્યોદયે બન્યું પણ તેમજ. મહિનાના ઉપવાસવાળા મુનિરાજ પારણા માટે ગોચરી નિમિત્તે આવ્યા, જોતાંની સાથે જ ઘણા જ આનંદથી સંગમકે ઊભા થઈને તમામ ખીર વ્હોરાવી. મુનિએ પણ તેનાવડે પારણું કર્યું. પોતાની ગેરહાજરીમાં બનેલી આ સુપાત્રદાનની બીના તે ( માતા ) કયાંથી જાણે ? આવતાંની સાથે ખીરની થાળી ખાલી જોઈને માતાએ વિચાર્યું કે—'મેં આપેલી ખીર પુત્ર ખાઇ ગયો જણાય છે' જેથી ભાજન( રાંધવાનું વાસણ )માં રહેલી બાકીની ખીર પુત્રને ખાવા આપી. બાલકને કુદરતી રીતે જ તે મીઠી ચીજ ઉપર તીવ્ર રુચિ હોય છે, અને સંગમને તો તે ઘણે દહાડે ખાવા મળી, જેથી પ્રમાણ ઉપરાંત ખાવાથી રાતે શૂળની પીડા ભોગવતા તે મરણ પામ્યો. સુપાત્રદાનના પ્રભાવે રાજગૃહી નગરીના રહીશ ગોભદ્ર શેઠની ભદ્રા શેઠાણીના પુત્રપણે ઉપજ્યો. ગર્ભના પ્રભાવે માતાએ સ્વપ્નમાં શાલિ( ડાંગર )નું ખેતર જોયું, જેથી તે પ્રમાણે જન્મ થયા બાદ માતાપિતાએ પુત્રનું શાલિભદ્ર એવું નામ પાડયું. અનુક્રમે મોટો થયો સર્વ કળામાં કુશળ થયો. યોગ્ય અવસરે પિતાએ બત્રીશ કન્યાઓની સાથે પાણિગ્રહણ કરાવ્યું. શાલિભદ્ર સાંસારિક સુખોનો અનુભવ કરવા લાગ્યો. એક વખત ચરમ તીર્થંકર ત્રિશલાનંદન કાશ્યપગોત્રીય પ્રભુશ્રી મહાવીરદેવની વૈરાગ્ય રસગર્ભિત અમૃત જેવી ઉત્તમ દેશના સાંભળી શેઠ ગોભદ્રને વૈરાગ્ય થયો પ્રભુની પાસે પૂર્ણ હર્ષથી સંયમ લઈને સિંહની પેઠે શૂરવીર બની તેણે અપૂર્વ સાધના કરી અંતે સમાધિ-મરણના પ્રતાપે તેણે દેવતાઈ ઋદ્ધિ મેળવી પૂર્વભવના સ્નેહને લઈને અવધિજ્ઞાની ગોભદ્રદેવ શાલિભદ્રાદિકને માટે કલ્પવૃક્ષની પેઠે હંમેશાં ઘરેણા વિગેરે મોકલવા લાગ્યા. ઘરનું કામકાજ માતા ભદ્રા સંભાળતી હતી ને શાલિભદ્ર નિશ્ચિંતપણે સુખી જીવન ગુજારતો હતો

એક દિવસ કેટલાક પરદેશી વેપારીઓ સોળ રત્નકંબળ વેચવા રાજગૃહીમાં આવ્યા. રાજા શ્રેણિકને તે દેખાડ્યા પણ કિંમત ઘણી કહી તેથી રાજાએ લીધા નહિ. તેઓ ( વેપારીઓ ) શાલિભદ્રને ઘેર આવ્યા. ભદ્રા માતાએ સોળ રત્ન-કંબલ હતા તે તમામ ખરીદી લીધા. આ બીના રાણી ચેલણાએ જાણીને રાજાની પાસે એક રત્નકંબલની માગણી કરી. રાજાએ તપાસ કરાવી તો ખબર પડી કે—ભદ્રામાતાએ બધા ખરીદી લીધા છે. જેથી રાજાએ ભદ્રાની પાસે રાણીને માટે મૂલ્ય લઈને એક રત્નકંબલ દેવાની ( નોકરની મારફત ) માંગણી કરાવી. ત્યારે ભદ્રાએ લેવા આવેલ નોકરને ભદ્રાએ કહ્યું કે—" હે ભાઇ ! રત્નકંબલ સોળ હતાં અને મારા શાલિભદ્રને સ્ત્રીઓ બત્રીશ છે જેથી દરેક કંબલના બે બે ટુકડા કરી દરેક સ્ત્રીને એક એક ટુકડો વહેંચી આપ્યો. તે દરેક સ્ત્રીએ પગ લૂંછીને નિર્માલ્ય કર્યાં છે. જો રાજાજીને તેની જરૂર હોય તો ખુશીથી લઈ જજો. મૂલ્ય લેવાય જ નહિ." નોકરે આ બીના રાજાને કહી. રાજા આ વાત સાંભળીને આશ્ચર્ય પામ્યા ભદ્રાને

બોલાવી કહ્યું કે—" મને તમારા પુત્રના દર્શન કરવાની ઇચ્છા થઇ છે." ભદ્રાએ વિનયપૂર્વક જણાવ્યું કે—" મારો પુત્ર અતિ કોમળ હોવાથી અહીં આવી શકશે નહિ માટે કૃપા કરી આપ મારે ત્યાં પધારો." રાજાએ તેમ કરવા સ્વીકાર્યું. ઉચિત અવસરે રાજા તેને ત્યાં પધાર્યા અને મહેલના ચોથા માળ સુધી જઇને સિંહાસન ઉપર બેઠા. માતા ભદ્રાએ સાતમે માળ રહેલા શાલિભદ્રને કહ્યું કે—"શ્રેણિક આવ્યા છે તેને તું જો." માતાના આ વચન સાંભળી શાલિભદ્ર એમ સમજ્યો કે-શ્રેણિક નામની કંઇ ચીજ હશે તેથી તેણે કહ્યું કે—" હે માતાજી! તેનું જે મૂલ્ય હોય તે દઇને ઘરના એક ખૂણામાં મૂકાવો." પુત્રનાં આ વચન સાંભળીને માતાએ ફરી કહ્યું કે—" શ્રેણિક એ કંઇ કરિયાણું નથી. તે તો આપણા રાજા છે. તે અહીં પધાર્યા છે." માતાનાં આવાં વચન સાંભળીને શાલિભદ્રે વિચાર્યું કે—" જો મારા ઉપર પણ બીજો રાજા છે તો આ સંસારના સુખને ધિક્કાર છે." આવો વિચાર કરી માતાનું વચન જાળવવા ખાતર તેણે નીચે આવી રાજાને નમસ્કાર કર્યો. ત્યારે રાજાએ બહુ વ્હાલ દર્શાવીને ખોળામાં બેસાડી ખુશીખબર પૂછયા. પરંતુ જેવી રીતે અગ્નિના સંબંધથી મીણ ઓગળી જાય તેવી રીતે રાજાના ખોળામાં બેસવાથી શાલિભદ્રને ઘણો પસીનો આવ્યો. આ જોઇને ભદ્રાએ કહ્યું કે—" હે રાજન્! એને જવા દો, કારણ કે આ મનુષ્ય છતાં તેના ગંધને સહન કરી શકતો નથી. શાલિભદ્રના પિતા ગોભદ્રદેવ સ્વર્ગમાંથી વસ્ત્ર, ઘરેણાં, ચંદન વિગેરે પદાર્થો હંમેશાં મોકલે છે. તે વસ્તુઓને આ વાપરે છે, માટે એ દેવ જેવો છે." આ પ્રમાણે ભદ્રાએ કહ્યું ત્યારે રાજાની આજ્ઞાથી શાલિભદ્ર સ્વસ્થાને ગયો. રાજાએ જવાની તૈયારી કરવા માંડી ત્યારે ભદ્રાએ જમવા માટે વિનંતિ કરી તે રાજાએ સ્વીકારી. પ્રથમ ઘરની વાવમાં સ્નાન કરતી વખતે રાજાના હાથની આંગળીમાં રહેલી વીંટી વાવના પાણીમા પડી ગઇ. રાજા શ્રેણિક નીચે વીંટી તપાસવા લાગ્યા. એવામા ભદ્રાએ દાસીને શોધી આપવા ફરમાવ્યું, જેથી દાસીએ પાણી ઉલેચી દૂર કર્યું, એટલે રાજાએ ( શાલિભદ્રે નિર્માલ્ય કરેલાં ) દિવ્ય ઘરેણાંના ઢગલામાં પોતાની વીંટી કોયલા જેવી ઝાંખી દેખાતી જોઇને આશ્ચર્ય પામી દાસીને પૂછયું કે—" આ શું ? " દાસીએ સવિનય ઉત્તર દીધો કે—" હે રાજન્! અહીં શાલિભદ્ર અને તેની સ્ત્રીઓ હંમેશાં ન્હાવા માટે આવે છે ત્યારે નિર્માલ્ય થયેલાં પુષ્પ-આભરણ વિગેરેને કાઢી નાંખે છે તે છે." દાસીનો આ જવાબ સાંભળી ખુશી થઇ રાજાએ વિચાર્યું કે-" મારા રાજ્યમાં આવા પુરુષો વસે છે તેથી હું ધન્ય છું." પછી પરિવાર સહિત ભોજન કર્યા બાદ ભદ્રાએ ઉત્તમ વસ્ત્ર વિગેરેથી રાજાનો સત્કાર કર્યો. ત્યારબાદ શ્રેણિક પોતાના મહેલમાં પધાર્યા.

( ચાલુ )



## મારી માંદગીમાં કરેલા નવા વાંચનથી ઉદ્‌ભવેલા વિચારોનું દોહન.

### ગ્રામસુધારણાનો શુદ્ધ પ્રયત્ન

એક પાચ સો લગભગ ઘરના ગામડામા ત્યાંના રહીશ શેઠનો પુત્ર લગભગ દસ વર્ષ અભ્યાસ કરી, પરીક્ષાઓ પાસ કરી, સત્સગનો સારો લાભ લઇ દ્રવ્ય-ઉપાર્જન કરી પોતાના વતનમા આવ્યો ત્યા તેને પોતાના ગામની સ્થિતિ બદલાઇ ગયેલ જોવાથી ઘણો ખેદ થયો. તેણે તેના કારણ જાણવા માટે ગામના ૫-૭ પ્રૌઢ અવસ્થા-વાળા ભાઇઓને પોતાની પાસે બોલાવ્યા અને ગામની સ્થિતિ બદલાઇ જવાનું કારણ પૂછયું. તેઓએ કહ્યુ કે—'હે ભાઇ! અહીં ચાર પાંચ વર્ષથી એક મોટર ખટારો આવ્યો છે તેથી અને એક હોટલ થઇ છે તેથી અમારી આવી સ્થિતિ થઇ છે.' પદ્મકુમાર નામનો તે શ્રેષ્ઠિપુત્રે તેમને પૂછયું—'તેણે શું કર્યું કે જેથી આવી સ્થિતિ પ્રાપ્ત થઇ?' તેઓ બોલ્યા કે-'અહીંનું રેલ્વે સ્ટેશન જરા દૂર છે તેથી ત્યાં ઉતરતા મુસાફરોથી તેમજ ત્યા ઉતરતા માલથી અમને મજૂરી મળતી હતી મજૂરી મેળવનારા મજૂરો અહીંના નાના મોટા વેપારીઓને ખટવતા હતા ખટારો તો એક આવે જ તમામ મુસાફરોનો સામાન અને બીજો ગુડ્‌સ ગામનાં લઇ આવે છે તેથી મજૂરોને મળતી મજૂરી બધ થઇ છે ગાડાવાળાના ગાડા ને બળદો બાંધ્યા રહે છે એટલે તેઓ નિર્ધન દશા ભોગવતા થઇ ગયા છે હોટલ આવવાથી અમને મળતું સારુ દૂધ બધ થયુ છે. દૂધ બધુ હોટલવાળો ભાવ વધારીને લઇ લે છે એટલે અમને વેચાણ દૂધ મળતું બંધ થયુ છે અને અમે ચા પીતા થઇ ગયા છીએ અમારા પૈસાનું ને અમારા શરીરનુ પાણી થઇ ગયુ છે વળી તે ચામાં ગમે તે પદાર્થ નાખતો હોય કે જેથી અમને તેવી ચા પીધા વિના સતોષ વળતો નથી આ અમારી શારીરિક સ્થિતિ બદલાઇ જવાનુ કારણ છે વળી આ ગામમાં કોઈપણ નાનો મોટો ઉદ્યોગ નથી તેથી ઘણા બેકારપણે બેસી રહે છે. ગામમાં દેશી ઔષધાલય નથી કે ઇગ્રેજી દવાખાનુ નથી તેથી અમારી વ્યાધિનુ ઔષધ પણ કરી શકતા નથી. ગામમા નિશાળ નથી તેથી છોકરાઓ પણ અભણ રહે છે અને રમતના ચાળે ચડી જાય છે આ બધા અમારી દુઃસ્થિતિના કારણો છે.'

શ્રેષ્ઠીપુત્ર બોલ્યો કે-'આ ગામ મારી જન્મભૂમિ છે તેથી મને તમારે માટે બહુ લાગણી થાય છે મને પરમાત્માની મહેર છે હું પાંચ પૈસા મેળવીને આવ્યો છું તેથી હું મારાથી બનતી રીતે તમારી સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરવા ધારું છું; પરંતુ તેમાં મારે તમારો સૌનો સાથ જોઇએ. ખર્ચ કરવો પડે તે હું કરું પણ તમે બધા મને અનુકૂળ વર્તો તો હું કાર્ય કરી શકુ.'

બધા ગામનિવાસી આગેવાનો બોલ્યા કે-'હે ભાઇ! અમારા ભાગ્યોદયથી તમારું અહીં આવવું થયું છે તો અમારા હિત માટે તમે કહો તેમ વર્તવા અમે તૈયાર છીએ'

પદ્મકુમારે કહ્યું કે-' પ્રથમ તો તમે આખું ગામ ભેળું કરો અને મારી હકીકત સાંભળી મને સહાયક થવા વચન આપો. '

સંધ્યાકાળે આખું ગામ ગામને ચોરે એકઠું થયું અને પદ્મકુમારની હકીકત સાંભળી તેને અનુસરવા કબૂલ કર્યું.

પદ્મકુમારે કહ્યું કે-' પ્રથમ તો તમે બધા કબૂલ કરો કે અમારે ખટારાવાળાને કાંઇપણ માલ વિગેરે આપવો નહીં આપણા ગામના મજૂર પાસે જ ઉપડાવવું ને તેને મજૂરી આપવી. બીજું હોટેલમાં પગ મૂકવાનું ને તેની ચા પીવાનું બંધ કરો તેમજ દૂધવાળાઓ તેને દૂધ આપવાનું બંધ કરો. આટલું કરો એટલે પછી હું નાના મોટા ઉદ્યોગો દાખલ કરી બેકારને કામ મળે તેમ કરીશ. દેશી ઔષધાલય સ્થાપન કરીશ સારો હુશિયાર વૈદ રાખીશ દવાનું કાંઇ આપવું ન પડે તેવી વ્યવસ્થા કરીશ અને ગુજરાતી નિશાળ ખોલીને તમામ બાળકોને ભણતા કરીશ. તમારે દરેક છોકરાને ભણવા મોકલવાનું સ્વીકારવું પડશે ' આ બધી વાત તમામ માણસોએ કબૂલ કરી ત્યારપછી પદ્મકુમારે ગ્રામલોક પાસેથી તેનો અમલ કરાવવો શરૂ કર્યો. મોટર ખટારાને મજૂરી મળતી બંધ થઈ એટલે તે તો પંદર દિવસ રાહ જોઇને ચાલ્યો ગયો. મજૂરોને મજૂરી મળવા માંડી. ગાડીઓને ભાડા મળવા માંડ્યા. હોટલમા દૂધ જ ન આપવાથી તેણે પણ હોટલ બંધ કરી. લોકોને સસ્તા ભાવે સારુ દૂધ મળવા માડયુ. લોકો ચા છોડીને દૂધ પીતા થઇ ગયા એટલે તેમના શરીરમા શક્તિ પણ આવવા માંડી.

પછી પદ્મકુમારે એક ઉદ્યોગશાળા ખોલી અને તેમાં નાના નાના ઉદ્યોગ શીખવનારને બોલાવીને ગોઠવ્યા. કાતવાનુ ને હાથશાળોથી કપડા બનાવવાનું, દોરા દડી બનાવવાનુ તેમ જ સાબુ વિગેરે બનાવવાનું અને બીજા પણ કેટલાંક ઉદ્યોગો ગોઠવ્યા. તેમા બેકાર માણસો ગોઠવાઇ ગયા એટલે તેમને રોજી મળવા માંડી એક નાનુ સરખુ ઔષધાલય ખોલ્યું અને સારા વૈદ્યને બોલાવી તેમાં પગારદાર તરીકે રાખ્યો. લોકોને મફત ઔષધ મળવા માંડ્યું જોવા જવાની માત્ર ચાર આના ફી ઠરાવી. તેમાંથી પણ ગરીબોને મુક્ત કર્યા.

એક નિશાળ ખોલી. તેમાં ત્રણ ચાર માસ્તરોને પગારદાર રાખી નાના બાળકોને તેમ જ તેથી મોટી ઉમરવાળાને પણ વ્યવહારિક શિક્ષણ આપવું શરૂ કર્યું. તેમાં સારું વાંચન શીખવ્યા બાદ વ્યાપારને લગતું હિસાબી-નામાઠામાનું શિક્ષણ આપવા માંડ્યું. તેમાં પાસ થયેલાઓને બહારગામ પણ સારી નોકરી મળવા માંડી.

ગામના ચાર વિભાગ પાડીને સુધરાઇખાતું ચાર નોકરોથી શરૂ કર્યું. લોકોને પોતાની મેળે ચોખાઇ રાખતા શિખવ્યું. તેઓ તે કામમાં તે ચાર જણને સહાયક થયા ગામમાં સ્વચ્છતા વધવાથી વ્યાધિની ઉપાધિ ઓછી થઇ. આ પ્રમાણે બીજી પણ ગ્રામ્યસુધારણાને લગતી અનેક બાબતો દાખલ કરી. પોતે શ્રીમંત હોવાથી સારી રીતે ખર્ચ કરી લોકોને-જનસમૂહને ઊંચી સ્થિતિમાં લાવી દીધા.

# प्रश्नोत्तर

( પ્રશ્નકારઃ-મુનિ પ્રેમવિમળજી )

આ પ્રશ્નકારના પ્રશ્નો ન લખતાં માત્ર ઉત્તરો જ લખ્યા છે તે ઉપરથી પ્રશ્ન શું હશે તે સમજી શકાય તેમ છે.

**ઉત્તર ૧**—સૌધર્મેંદ્રને ને ઇશાનેંદ્રને કોઈ કારણસર વિરોધ થાય તો તેનો નીવેડો તેમના સ્મરણ કરવાથી સનત્કુમારેંદ્ર આવીને કરે છે તે તેઓ કબૂલ રાખે છે. અથવા કોઇ વખત તેના સામાનિક દેવો પ્રભુની દાઢાનું ન્હવણ લાવીને છાંટે છે તેથી વિરોધ શમી જાય છે. આ બંને પ્રકાર તેમના વિરોધ શમવા માટેના છે.

**ઉત્તર ૨**—જિનેશ્વરની વાણીને વરસાદના જળની ઉપમા આપી છે તે દષ્ટાંત એકદેશીય સમજવું. વરસાદનું પાણી સર્પના મુખમાં જવાથી વિષરૂપ થાય છે તેમ પ્રભુની વાણી માટે સમજવું નહીં. તે તો સર્વ જીવો પોતપોતાની ભાષામાં જુદે જુદે પ્રકારે સમજે છે પરંતુ સર્વ જીવનું હિત જ કરે છે.

---

ગામમાં કોઈપણ જાતના પરસ્પર તકરાર ઉત્પન્ન થાય તો તેનો તાત્કાલિક નીકાલ લાવવાને માટે બે નિષ્ણાત માણસોને બહારથી બોલાવ્યા અને તેની મદદમાં ગામમાંથી સારી પ્રવીણતાવાળા ચાર માણસને ગોઠવ્યા. જેથી ગામના લોકોને કોર્ટે ચડવાનુ બંધ થઈ ગયુ, વકીલની જરૂર ન પડી અને તકરાર માત્રનો તરતમાં જ નીવેડો થવા માંડ્યો એટલે ક્લેશ-દ્વેષ ઘટી ગયા.

છેવટે લોકોને ન્યાય, નીતિ ને ધર્મનું શિક્ષણ આપવા માટે એક શાળા ખોલી અને તેમાં શાંત સ્વભાવવાળા તેમજ સાચા ધર્મને સમજનારા માણસોને આજીવિકા કરી આપીને ગોઠવ્યા. જેના શિક્ષણથી લોકો નીતિપરાયણ થવા માંડ્યા. નકામી હિંસાઓ બંધ થઇ. અસત્ય તો પલાયન જ કરી ગયુ. લોકો પ્રમાણિક થયા. પરસ્ત્રી સામે કુદષ્ટિ કરવાનુ બંધ થયું લોકો આજીવિકા પૂરતું મળવાથી સંતોષી થયા લોભવૃત્તિ ઘટી. આમ અનેક પ્રકારના લાભ થયા.

પદ્મકુમારની આવડત અને ઉદારતાથી આખું ગામ તેનો આભાર માનવા લાગ્યું. લોકોના સુખદુઃખમાં તે ભાગ લેવા લાગ્યા તેમજ જરૂરને વખતે યોગ્ય પ્રમાણમાં આર્થિક મદદ પણ કરવા લાગ્યા આ પ્રમાણે તેણે પોતાને મળેલી સંપત્તિનો સદુપયોગ કર્યો અને બીજાને અનુકરણીય બન્યા. આ ગામની સુધરેલી સ્થિતિ જોઇને બીજા પણ અનેક ગામોમાં તેનું અનુકરણ થવા માંડયું.

આનું નામ ડહાપણ, ઉદારતા અને સમભાવીપણું. — કુંવરજી

**ઉત્તર** ૩—જ્યાં સમવસરણ થાય ત્યાં જેમણે સમવસરણ ન જોયું હોય તેવા મુનિએ બાર યોજન દૂરથી પણ આવવું જોઇએ, ન આવે તો પ્રાયશ્ચિત્ત આવે. આ પ્રમાણે જો ખબર પડે અને શરીરશક્તિ હોય તો મુનિ આવતા જ હતા. આ વાત વીરપ્રભુના ત્રીશે વરસના કેવળીપર્યાયને અંગે સમજવી. કેશી ગણધર એ રીતે આવત પણ ત્યાં આવવાના પ્રસંગ અગાઉ ગૌતમસ્વામી મળી ગયા એટલે વીર પ્રભુનું શાસન પ્રવર્તેલું જાણી, તેનો સ્વીકાર કરી, ગૌતમસ્વામીને આગળ કરીને પ્રભુ પાસે આવ્યા. આ કેશીકુમાર પાર્શ્વપ્રભુના ગણધર નહોતા પણ મુનિસમુદાયના ઉપરી હોવાથી ગણધર કહેવાતા હતા. તે તો પાર્શ્વપ્રભુના નિર્વાણ પછી મુનિ થયા હતા.

**ઉત્તર** ૪—ઉત્કૃષ્ટ સુષમાકાળ તો પહેલા આરાનું નામ છે. તે સુષમસુષમા કહેવાય છે. મહાવિદેહક્ષેત્રમા કાયમ ચોથા આરાના એટલે દુષમસુષમાના પ્રારંભના ભાવ વર્તે છે કે જેવા ઋષભદેવના વખતમાં અહીં ભરતક્ષેત્રમાં વર્તતા હતા. તે બંને ક્ષેત્રમાં મિથ્યાત્વ ધર્મ પણ ચાલતા હતા ને ચાલે છે. મિથ્યાદષ્ટિઓ તેની માન્યતાના દેવગુરુને મહાવિદેહમાં અત્યારે પણ પૂજે છે. એમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી.

**ઉત્તર** ૫—તીર્થંકરને કેવળજ્ઞાન મળવામાં ખંતી, મુત્તિ, મૃદુત્વ ને અજ્જવ એ ચાર અથવા ખંતી, ગુત્તિ, મુત્તિ, મદ્દવ ને અજ્જવ—એમ પાંચ પ્રકારના અવલંબનો હોય છે. એમાં વિરોધ નથી.

**ઉત્તર** ૬—તપ સંયમમાં ગણાય અને જુદો પણ કહેવાય. જુદો કહેવાય ત્યારે સંયમમાં ઇંદ્રિયસંયમ, કપાયસંયમ ને યોગસંયમ ગણવા.

**ઉત્તર** ૭—પહેલી નરકમાં અસંજ્ઞી ને સંજ્ઞી હોય છે અને ત્યારપછીની નરકમાં સંજ્ઞી જ હોય છે એમ નહીં, પણ અસંજ્ઞી તિર્યંચપંચેંદ્રિય પહેલી નરકમાં જ ઉપજે છે, સંજ્ઞી પણ ઉપજે છે. ત્યારપછીની નરકમાં સંજ્ઞી જ ઉપજે છે.

**ઉત્તર** ૮—છટ્ઠે સાતમે ગુણઠાણે સામાયિક, છેદોપસ્થાપનીય ને પરિહારવિશુદ્ધિ—એ ત્રણ ચારિત્ર હોય પણ જંબૂસ્વામી પછી પરિહારવિશુદ્ધિ વિગેરે ત્રણ ચારિત્ર વિચ્છેદ ગયેલ હોવાથી અત્યારે ન હોય.

આઠમે નવમે ગુણઠાણે સામાયિક ને છેદોપસ્થાપનીય એ ચારિત્ર હોય પણ એ ગુણઠાણા શ્રેણિગત હોવાથી અને અત્યારે બંને શ્રેણિ વિચ્છેદ પામેલ હોવાથી એ ચારિત્ર હોવા છતા એ ગુણઠાણા પણ હોય એમ ન સમજવું.

**ઉત્તર** ૯—શાસ્ત્રકાર સાધ્વીનું અપહરણ ન કરી શકે એમ કહે છે છતાં કાલિકાચાર્યની બહેન સરસ્વતી સાધ્વીનું ગર્દભિલ્લરાજાએ કર્યું તે અપહરણ ન સમજવું. અપહરણ દેવાદિક કરે ને અન્યક્ષેત્ર કે દ્વીપમાં દ્રૌપદીની જેમ લઇ જાય તે સમજવું.

**ઉત્તર** ૧૦—પ્રસન્નચંદ્ર રાજર્ષિને થયેલ ક્રોધ અંતર્મુહૂર્ત્ત રહ્યો છતાં અનંતાનુબંધી હોવાથી નરકગતિના દળ મેળવ્યા ( જે પાછળથી ક્ષય કર્યા ) અને બાહુ-

બળીને થયેલ માન વરસ દિવસ રહ્યા છતા સંજ્વલન જાતિનું હતું તેથી તિર્યંચગતિના ફળ ન મેળવ્યા. આમ થવાનું કારણ એ છે કે ચારે ગતિ માટે કષાયની સ્થિતિ કહી છે તે ઉત્કૃષ્ટ સમજવી વળી અનંતાનુબંધી વિગેરે ચારે કષાયના અનંતાનુબંધી જેવો, અપ્રત્યાખ્યાની જેવો, પ્રત્યાખ્યાની જેવો અને સંજ્વલન જેવો-એમ ચાર ચાર ભેદ હોવાથી ૧૬ ભેદ થાય છે એ રીતે ક્રોધ, માન, માયા અને લોભના ૧૬-૧૬ ભેદ થવાથી ૬૪ ભેદ થાય છે

**ઉત્તર ૧૧**—શુક્લપક્ષી જીવ અર્ધપુદ્‌ગળપરાવર્તની અંદર સંસાર રહે ત્યારે જ કહેવાય એ બરાબર છે તેથી વધારે સંસાર બાકી હોય તો તે કૃષ્ણપાક્ષિક કહેવાય છે, પરંતુ શુક્લપાક્ષિક માટે અર્ધપુદ્‌ગળપરાવર્ત સંસાર તો ઉત્કૃષ્ટ સમજવો. જઘન્ય મધ્યમના તો અનેક પ્રકાર સમજવા. તેથી તેના સંસારનું નિયમિતપણું નથી એમ કહ્યું છે. બાકી અર્ધપુદ્‌ગળપરાવર્તની અંદર એટલું તો ચોક્કસ સમજવું.

**ઉત્તર ૧૨**—જિનમંદિરની આશાતના કરનારને ઉત્તમ કહેવાય જ નહીં, પરંતુ આશાતના કોને કહેવી ? તેનો ગુરુગમથી નિરધાર કરવો.

**ઉત્તર ૧૩**—કરવું, કરાવવું ને અનુમોદવું એ ત્રણેના એકસરખા ફળ કહેલ છે તે કથંચિત્ સમજવું. મૃગ, બળદેવ ને રથકારકને એકસરખા ફળ મળ્યાં તેવું બીજું દૃષ્ટાંત મળવું મુશ્કેલ છે, માટે જે તપ, જપ વિગેરે કરવાનો નિયમ કર્યો હોય તે પોતે જ કરવા જોઈએ બીજા પાસે કરાવેલુ સમાન ફળ આપી શકે નહીં. એ વાત તો નીકળી જવાની બારીરૂપ છે

**ઉત્તર ૧૪**—વિશુદ્ધમાં તેમ વિસ્મરણમા અને વિયોગ વિગેરે શબ્દોમા વિ ઉપસર્ગનો અર્થ એકસરખો ન સમજવો. ઉપસર્ગ આવવાથી શબ્દના અર્થ અનેક પ્રકારના જુદા જુદા થાય છે.

**ઉત્તર ૧૫**—ઉપદેશમાળાના કર્તા ધર્મદાસગણિ વીરપ્રભુના હસ્તદીક્ષિત શિષ્ય હતા તે સત્ય છે. તે વખતની કરેલી ઉપદેશમાળા મુખે મુખે પ્રચલિત હતી-શીખવાતી હતી, તે જ્યારે બધાં પુસ્તકો લખાણાં ત્યારે તે પણ લખાણી એમ સમજવું.

**ઉત્તર ૧૬**—કુપાત્રને પાત્રબુદ્ધિએ દાન આપવાનો નિષેધ છે. બાકી દીન-દુઃખી વિગેરે કાંઈ પાત્ર હોતા નથી, તેને અનુકંપાદાન દેવાનો નિષેધ નથી.

**ઉત્તર ૧૭**—રાવણે સીતાનું હરણ કર્યું ત્યારે સમકિત હતું કે નહીં તે વાંચવામાં આવ્યું નથી.

**ઉત્તર ૧૮**—ભરતચક્રીએ ભરાવેલા અષ્ટાપદ ઉપરના જિનબિંબો ને મંદિર અત્યારે જ લક્ષ્ય નથી અને છઠ્ઠા આરામાં તો તે કાંઇ રહેવાનું જ નથી, કારણ કે તે કાંઇ શાશ્વત નથી.

**ઉત્તર ૧૯**—સૂર્યપ્રજ્ઞપ્તિ વિગેરે જ્યોતિષશાસ્ત્ર નથી પરંતુ જ્યોતિષીનું સ્વરૂપ બતાવનાર સૂત્રો છે. જ્યોતિષશાસ્ત્રમાં તો ફળાદેશ હોય છે.

લાવીને પ્રભુના અંગૂઠાની તે જળવડે યુગલિકોએ પૂજા કરી તે સંસારસમુદ્રનો અંત કરનાર છે, એ ભાવાર્થ છે. એમાં નામ ફેરવવાની જરૂર નથી. ફેરવી શકાય પણ નહીં.

**પ્રશ્ન ૫**—મનુષ્યોના ચાર પ્રકાર કયા કયા ?

**ઉત્તર**—કર્મભૂમિના મનુષ્ય, અકર્મભૂમિના મનુષ્ય, અંતરદ્વીપના મનુષ્ય ને મનુષ્યના ૧૪ સ્થાનકમાં બધા ક્ષેત્રમાં ઉપજતા સંમૂર્છિમ મનુષ્ય–એમ ચાર પ્રકાર છે.

**પ્રશ્ન ૬**—જિનમંદિરમાં પ્રભુને કરવાના ને દેવદેવીને કરવાના અંગલૂહણા એક જ રાખી શકાય ? **ઉત્તર**—ન રખાય. જુદા જુદા જ રાખવા જોઇએ

**પ્રશ્ન ૭**—શિલ્પશાસ્ત્રમાં ઘરનું જે દ્વાર હોય તેને જ પૂર્વ સન્મુખ ગણવાનું કહ્યું છે તે બરાબર છે ? **ઉત્તર**—શિલ્પના વિષયમાં હું કાંઇ જાણતો નથી.

**પ્રશ્ન ૮**—ચોવીશીમાં બધા તીર્થંકરોનુ આયુષ્ય સરખું હોય ?

**ઉત્તર**—સરખું હોતુ જ નથી વીશ વિહરમાનનું સરખું હોય છે. કુંવરજી

## મનનીય સૂત્રો

૧. દુર્જન અને સર્પ એ બેમાથી સર્પ સારો છે, કારણ કે સર્પ તો કોઇ સમયે જ ડંખે છે, પરંતુ દુર્જન તો પગલે પગલે દુ:ખ આપે છે

૨. દિવ્ય શક્તિવાળા મહાત્માઓની વારંવાર મુલાકાત જીવનને ઉન્નત બનાવનારી છે.

૩. જીવનને કડવુ બનાવનાર દિલગીરીનો ત્યાગ કરી આનંદી બનો.

૪. જે જે ઉમદા પાઠો આપણને શીખવાના મળે છે તે સંપત્તિના વખતમાં નથી મળતા, પરંતુ વિપત્તિના વખતમાં જ મળે છે.

૫ મનનું ધાર્યું કરનારા પુરુષો પોતાના પ્રિય જીવનને પણ તજી દે છે, પરંતુ સંકટ આવી પડે છે ત્યારે હતાશ બનતા નથી

૬. કેટલીક બાબતોની પરીક્ષા પ્રસંગ સિવાય થતી નથી જ્યાસુધી પીત્તળને કસોટી પર ઘસ્યું ન હોય ત્યાસુધી જ તે પણ સોના જેવું લાગે છે.

૭. યુવાવસ્થામાં જો શરીરને ગુમાવ્યું ન હોય તો વૃદ્ધાવસ્થામાં એ શરીર એક મિત્રની ગરજ સારે છે.

૮. સુશીલ સ્ત્રીની સંગતિથી ઝુંપડીમા પણ જે સુખ મળશે તે દુરાચારિણી સ્ત્રીના સહવાસથી ઐશ્વર્યસંપન્ન મોટા રાજમહેલમા પણ મળશે નહિ.

૯. સો સ્વાર્થી મિત્રો કરતાં એક સાચો મિત્ર કરવો એ જ વધારે સારું છે.

૧૦ તમે એમ ન સમજશો કે તમારા નેત્રોને જે સુખી જણાય તે ખરેખરા સુખી હોય છે, તમે એ તો જાણો છો ને કે દૂરથી ઘણાં સુંદર દેખાતા કેટલાક ફળ અંદરથી કડવાં હોય છે,



એન. બી. શાહ

# પ્રભાવિક પુરુષો

## આચાર્ય યશોભદ્રસૂરિ (૫)

મગધના પાટનગર રાજગૃહમા ઉત્સવની નવાઇ ન ગણાય એ સ્થાનમા પરમાત્મા શ્રી વર્ધમાનસ્વામીના તેમજ શ્રી બુદ્ધદેવના પગલા અવારનવાર થતા હોવાથી ધર્મ નિમિત્તના જુદા જુદા પ્રસગો ઉદ્ભવતા અને વિવિધ પ્રકારના સમારભો થતા એ મહાનગરની જનતાને નજીકના ગામે એક મોટા ઉત્સવના શ્રીગણેશ મડાયાની જાણ થઇ ત્યારે આશ્ચર્ય થયુ એટલુ જ નહિ પણ ત્યા જાતે પહોચી જઇ એ નિરખવાની-એમા અવકાશ મુજબ ભાગ લેવાની તમન્ના પણ ઉદ્ભવી અદ્યાપિ સુધી જે ગામ હઠાગ્રહી ભૂદેવોના અખાડા સમાન લેખાતુ અને જેમા મોટા ભાગે વ્યવહારિયાનો વસવાટ પણ નહોતો, કેવળ વાદવિવાદમા કુશલતા ધરાવનારા દ્વિજોની વસ્તી વધુ પ્રમાણમા હતી ત્યા છૂટા હાથે લક્ષ્મી ખરચનાર કયાથી મળી આવે ' ત્યા એકાએક મહોત્સવ આરભાય એ પણ જરૂર આશ્ચર્યનો વિષય ગણાય

વૈભારગિરિની દિશામા ગામ બહાર વૃક્ષોની ઘન રાજીથી શોભતા એક મોટા મેદાનમા વિશાલ મડપ ઊભો કરવામા આવ્યો છે અને એને સુશોભિત કરવામા આવ્યો છે

વાચકને પણ આ ગામ અજાણ્યુ નથી પણ પ્રથમ પ્રશ્ન એ ઉદ્ભવશે કે ગયા અકમા મહારાજ સાહેબ યશોભદ્રજી સામે ભૂદેવો તડુકી ઉઠયા હતા એનુ શુ થયુ ? આ મડપ શા માટે ઊભો કરવામા આવ્યો ?

હવે આપણે વાર્તાપ્રવાહના અધૂરા અકોડા સાધી લઇએ યશોભદ્રજીએ દ્વિજોની હોસા તોસી શાત થતા મનક સબધી વૃતાન્ત આગળ ચલાવ્યુ —

" મહાનુભાવો ! એટલો તો વિચાર કરો કે હુ જાતે ઊઠીને મનક સબધી વાત કહેવા ન આવ્યો હોત તો તમોને એ જીવતો છે કે નહીં એની કયાથી ખબર પડત ? જૈન શ્રમણો જે પાચ મહાવ્રતો ગ્રહણ કરે છે એમાના બીજા વ્રતમા અસત્ય ન વદવાની પ્રતિજ્ઞાનો સમાવેશ થાય છે અને એમા જરા માત્ર સ્ખલન ન થાય એ સારુ પ્રત્યેક શ્રમણ જાગ્રત રહે છે બાકી માયા-મમતા તજનારને ભય કેવો ?

" મનકની અમરતા એ કે જ્યા સુધી દશ વૈકાલિક સૂત્રનુ અસ્તિત્વ રહેશે અને સાધુ-સમૂહમાં એનુ વાચન-મનન થતુ રહેશે ત્યા સુધી એનુ સર્જન કેવી રીતે અને કોના નિમિત્તે થયુ એ વાત સૌથી પ્રથમ યાદ આપવાની એ વેળા શ્રી શય્યભવસૂરિ સાથેનો મનકનો આખો પ્રસગ ચક્ષુ સામે તરવરવાનો. આવો અનુપમ લ્હાવો સૌ કોઇના નશીબમા કયાંથી લખાયો હોય ગુરુમહારાજ તો એ સૂત્રને પાછુ પૂર્વમા ભેળવી દેતા હતા તીર્થંકર પ્રભુની આજ્ઞા તો એવી છે કે તેમણે પ્રરૂપેલા આગમોમાથી કારણપ્રસગે પૂર્વધરો મુખ્ય મુખ્ય બાબતોનુ દોહન કરી સ્વશિષ્યવૃંદને, એનો અભ્યાસ કરાવે પણ એને કાયમ કરવુ કે સમેટી લેવુ એ તેઓની ઇચ્છા પર, અવલબે છે. એ વેળા આગામી કાળ પ્રતિ મીંટ માડી, લાભાલાભની ગણની મૂકી કામ લેવાનુ હોય છે ચપાપુરીના સઘનો આગ્રહ તેમ અમારી સાધુમડળીની વિનતણીથી જ મનકના કારણે

જેની ગૂંથણી થઈ છે એવું દશવૈકાલિક સૂત્ર કાયમ રહ્યું. સાધુજીવન પર પ્રકાશ ફેંકતું અને એને લગતા નિયમો સૂચવતું મુખ્ય અંગ તો શ્રી આચારાંગ ગણાય છે, પણ એ અતિ મોટું છે એનાથી બીજે નંબરે દશવૈકાલિક આવે છે. સંક્ષિપ્તમાં પ્રથમ અંગની ઘણીખરી વાત એમાં સમાવી છે. એ ઉપરાંત આત્મસાક્ષાત્કાર કરવાના બીજા માર્ગોની વિચારણા પણ કરી છે. ટૂંકમાં કહું તો આગામી પ્રજા માટે દશવૈકાલિક સૂત્ર સાચે જ અનુપમ વારસો છે. અણગારધર્મનું પાન કરવાનો ઇચ્છુક સૌ પ્રથમ એ કૃતિને હાથમાં લેવાનો. એના અભ્યાસથી આગળનો માર્ગ નક્કી કરવાનો. આવું ગૌરવ જે સૂત્રને વર્યું છે એના મંગળાચરણમાં મનકનું નામ આવે એ અમરતાના ગુણ કોણ ન ગાય? કોઈના નામ બે પેઢી, તો કોઈના વળી ચાર પેઢી સુધી અને બહુ પુન્યવંત હોય તો સાત પેઢી સુધી ચાલે. એ પછી તો વિસ્મૃતિ થાય. જ્યારે આ તો સેંકડો અને હજારો વર્ષ સુધી સ્મૃતિનો વિષય બની રહે એવું અદ્ભુત નામ અને કામ થયું છે. તમો અને અમો ચાલ્યા જઈશું અને ભૂતકાળનો વિષય બનીશું છતાં એ વેળા મનકની અમરતા તો અક્ષય રહેવાની.

"માટે આનંદ અનુભવો, તમો પણ એ મહત્તાના નિમિત્તરૂપ છો માટે પ્રમુદિત બનો અને જે કાર્યનું આવું સુંદર પરિણામ આવ્યું એના વિયમ, ભૂતકાળને કાયમ માટે સ્મૃતિપટમાંથી ભૂંસી નાખો. મનકને આપેલી પ્રતિજ્ઞા મુજબ માગદ્વારા આ નિવેદન કરાવી ગુરુદેવ એ ઋણથી મુક્ત બને છે. સંદેશવાહકની ફરજ બજાવી—પ્રયાણ કરી જતા ગુરુભાઈની આશા પૂર્ણ કરવાનો આનંદ માની—હું પણ આપ સર્વેની રજા માગુ છું. શંકાનું સમાધાન કરવા તૈયાર છું. કોઈને માઠું ન લાગે એની પૂર્ણ કાળજી રાખેલી હોવા છતાં માનવપ્રકૃતિ અનુસાર બની ગયું હોય તો તે માટે ક્ષમા ચાહું છું."

મહારાજસાહેબની વાત પૂરી થઈ, એમાં રહેલા સત્યે પર્ષદામાંના દ્વિજવર્ગના વાદ-વિવાદ કરવાના મનોરથો હરી લીધા. ઘણાના હૃદયમાં શ્રમણસંસ્કૃતિ માટે જે વિરોધ હતો તે નિર્મૂળ બની ગયો. જ્ઞાનવૃદ્ધિ સાથે ક્ષમા અને સમતાને બેલડીરૂપે રમણ કરતા નજરે જોયા પછી ભાગ્યે જ એવો કોઈ ભૂદેવ રહ્યો કે જે દૂધમાંથી પોરા કાઢવા જેવું અર્થાત્ હજુ પણ શંકા ધરવા જેવું હાસ્યાસ્પદ વર્તન કરવા આગળ આવે. વાતાવરણમાં સહજ શાંતિ વ્યાપી રહી.

મગામૈયાએ ઊભા થઈ, કરજોડી મહારાજસાહેબને આજનો દિવસ પોતાના આંગણે થોભી જવા વિનંતિ કરી અને વિશેષમાં જણાવ્યું કે—'આપે કહેલું સર્વ વૃત્તાન્ત હું અક્ષરેઅક્ષર સાચું માનું છું. શંકા ઉઠાવવાનું કે કુશંકા કરવાનું મને કે અન્ય કોઈને રંચમાત્ર કારણ નથી. મારા સ્વામી લક્ષ્મી મૂકીને ત્યાગી થયા ત્યારે મનમાં હતું કે ભાવિ સંતાન એનો ઉપભોગ કરશે એ આશાએ લોકોના કર્ણ-કટુ વેણો સાંભળી એને ગોપવ્યો. એ પણ જ્યારે કાળનો કોળિયો બન્યો ત્યારે હવે એવો માર્ગ દર્શાવો કે જે દ્વારા એ લક્ષ્મી ખરચવાથી સૌ કોઈને આનંદ થાય."

હાજર રહેલા ભૂદેવોમાંથી જેમના મસ્તકનો વાળ પૂર્ણપણે શ્વેતતા ધારણ કરી રહ્યા છે એવા બે વયોવૃદ્ધ બ્રાહ્મણો ઊભા થઈ, પ્રણામપૂર્વક બોલ્યા —

"સાહેબ! ભગવંતની વાત સાચી છે. અમારામાંના કેટલાકે 'પાડાના વાંકે પખા-

રીતે કામ ' દેવા જેવું કર્યું હતું નહુનો કઈ જ વાક નહોતો. શય્યંભવ ગયા ત્યારે તે શુભ ગર્ભા હતી જ. મહોલ્લાના માણસોથી એ વાત અજાણી પણ નહોતી પરંતુ નિર્ગ્રંથો તરફની કેવળ અસૂયાથી તેમ જ દ્વિજવર્ગનું જૈનધર્મ પ્રત્યે વલણ વધી રહેલું ન સહન થવાથી ખોટી રીતે કાદવ ઉરાડવાનું શરૂ કર્યું. અમારા ઘરઆંગણે આપ ન આવ્યા હત તો વાતના વતેસરમાં શું યે બન્યું હોત ? પણ ભૂતકાળને ભૂલી જઈ આજે જે પ્રાર્થના કરવામાં આવી છે એનો આપ સ્વીકાર કરો. આપે જે પદ્ધતિએ વાત સમજાવી છે એ જોતા વૈદિકસંસ્કૃતિ અને શ્રમણસંસ્કૃતિ વચ્ચે મહત્વનો ફેર નથી **'अहिंसा परमो धर्मः' 'सत्यमेव जयते'** આદિ મુદ્રાલેખો ઉભયમાં દૃષ્ટિગોચર થાય છે. વાદવિવાદ કરવાને બદલે પરસ્પર વાર્તાલાપ કરવાની જરૂર છે એક બીજાના દૃષ્ટિબિન્દુ સમજવાની જરૂર છે આજે પણ નાલંદામાં પંડિતો પ્રવૃત્તિ કરી રહ્યા છે. અમારા કમભાગ્યે આ ગામનું નામ વાગડુ થઈ પડ્યું છે. આપ થોડો સમય સ્થિરતા કરી એ વાત ભુસી નાખો અને અમારા ગામના આનૂષણ સમાન શય્યંભવ આચાર્ય આ ધરતી પર પગ મૂકે એવો માર્ગ બતાવો '

ભદ્રશંકર—" મહારાજ સાહેબ ! આપની મંડળીને પ્રથમ જોતા જ મારા અંતરમાં કોઈ અગમ્ય ભાવો ઉદ્‌ભવેલા. આપશ્રીના પગલાથી આ નાનકડા ગામને કોઈ અનેરો લાભ સાંપડવાની આગાહી થયેલી. દરમિયાન મારા મિત્રોના વર્તાવે એવું તો વાતાવરણ ખડું કર્યું કે એ વાત મારે મનમાં દબાવી દેવી પડી, પણ મારા મ્હોલ્લાના એ આગેવાનોએ જે પ્રસ્તાવ શરૂ કર્યો છે એ જોતા એ વાત તાજી થાય છે. ગંગામાની વિનંતિ આપ સ્વીકારો. આ સ્થળમાં સ્થિરતા કરો. કંઈ એવો પ્રસંગ યોજો કે આચાર્ય શય્યંભવને અહીં આવવું જ પડે. મારો મિત્ર જેમ પોતાની પાછળ સ્મૃતિ મૂકી ગયો તેમ એને જન્મ આપનારી ગંગામા પણ યાદ રહી જાય.

" ટૂંકામાં કહું, તો એટલું જ કે એવો પ્રસંગ યોજો કે જેમાં દેવી સરસ્વતીના બહુમાન હોય, દેવી લક્ષ્મીના રણકાર હોય આપશ્રીના ઉપાસકો અને અમારા ભૂદેવો એની ઉજ્વળી ખભેખભો મિલાવી કાર્ય કરતા હોય, એ વેળા ગામજનતાનું આકર્ષણ તો હોય જ પણ પાટનગર રાજગૃહની પ્રજા પણ ઘેલી બની આ તરફ દોડી આવતી હોય "

યશોભદ્ર—' મહાનુભાવો ! જો મારા અહીં રોભાવાથી તમો સર્વને પ્રસન્નતા પ્રાપ્ત થતી હોય અને જનસમૂહ ધર્મકરણીમાં ઉત્સુક બનતા હોય તો મારી એમાં ના ન જ હોય, પણ એટલા માત્રથી આપ સૌ ઇચ્છો છો એ વસ્તુ બની નહીં શકે. આપ સર્વના અંતરની કામના ગુરુદેવને અહીં લાવવાની હોય, તો બે આગેવાનોએ ચંપાપુરી પહોંચી જઈ તેઓશ્રીને આ ક્ષેત્ર પાવન કરવા વિનંતિ કરવી જોઈએ '

ગુરુમહારાજનું કથન સર્વને રુચ્યું. ગંગાએ ખર્ચની જવાબદારી ઉપાડી લીધી અને ભૂદેવોએ તેમાં અંતરનો સહકાર આપ્યો.

ગંગામાએ ઓટલાની નજીકમાં એક વસ્ને સાફ કરાવી એમાં મુનિમંડલીને ઉતારો આપ્યો અને ભદ્રશંકરને ગરભારામાં સોપ્યો.

ગુરુમહારાજે પણ મનક-માતાની અભિલાષા બર આવે એ માટે મહાન્ ઉત્સવ ગોઠવ્યો. શય્યંભવસૂરિ પધારી શું કરે છે તે હવે આગામી અંકમાં જોઈશું. —— ચોક્સી



# શ્રી પરમેષ્ઠિ સ્તોત્ર

અંતર્ગત

## અરિહંત સ્તોત્ર

(૧૩)

( અનુસંધાન પૃષ્ઠ ૨૨ થી શરૂ )

એવા જીવન્મુક્ત પ્રભુ અબંધ છે તે બતાવે છે:—

ચામર છંદ

ભાવ બંધનો ન લેશ જેહને સંબંધ છે,
સામયિક દ્રવ્યબંધ તેથી જે અબંધ છે;
લોકબંધ છોડતા સયોગિ દે વિમુક્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદુ એ વિભૂતિને. ૪૯

શબ્દાર્થ:—ભાવબંધનો લેશ પણ સંબંધ જેને નથી, અને દ્રવ્યબંધ પણ સમયમાત્રની સ્થિતિનો હોઈ જે અબંધ છે, તથા લોકના બંધન છોડતા એવા જે સયોગી વિમુક્તિ આપે છે,—તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિસ્વરૂપ શ્રી અરિહંતને હું વંદું છું.

વિવેચન:—રાગ, દ્વેષ, મોહ આદિ ભાવબંધ છે. તેનો તો અણુમાત્ર સંબંધ પણ ભગવાનને નથી. એટલે ભાવથી તો તે સર્વથા અબંધ છે જ. અને મન, વચન, કાયાના યોગથી જે દ્રવ્યબંધ પડે છે, તે પણ એક સમયમાત્રની સ્થિતિનો હોય છે એટલે વસ્તુતઃ ભગવાન અબંધ છે.

એવા અબંધ એવા સયોગી ભગવાન ભૂતલમાં વિહાર કરે છે, અને નિષ્કારણ કરુણાથી ધર્મામૃતની મેઘધારા વર્ષાવી લોકના બંધન છોડાવી મુક્તિ આપે છે.

"નિષ્કારણ કરુણારસ સાગર, અનંત ચતુષ્ક પદ પામી"

—શ્રી આનંદઘનજી

એવા તે વિશ્વના વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિસ્વરૂપ શ્રી અરિહંતદેવને હું વંદું છું.

આવા સયોગી જિનેશ્વર યોગિવર્ગના ગુરુવર્ય છે તે સૂચવે છે:—

જે વિભાવને વિરેચી પૂરીને સ્વભાવને,
મેરુવત્ અકંપ પામિયા નિજાત્મભાવને;
યોગિવર્ગના ગુરુવરે લહી સમાધિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૫૦

શબ્દાર્થ:—જેણે વિભાવનું વિરેચન કરી, સ્વભાવનું પૂરણ કરી, ને મેરુ જેવા નિષ્કંપ નિજાત્મભાવને–સહજાત્મસ્વરૂપને પામ્યા છે, અને આવા જે યોગિવર્ગના ગુરુવરે સમાધિ પ્રાપ્ત કરી છે, તે વિશ્વના વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિસ્વરૂપ શ્રી અરિહંતને હું વંદું છું.

વિવેચન:—પ્રાણાયામ નામની ક્રિયામાં ત્રણ પ્રક્રિયા કરવામાં આવે છે: (૧)

શ્વાસને બહાર કાઢવો-વિરેચવો, (૨) શ્વાસને અંદર ભરવો-પૂરવો, (૩) શ્વાસને સ્થિર કરવો-થંભાવી રાખવો. પણ આ જાતનો પ્રાણાયામ તો શરીરને આયાસરૂપ ને મનને ક્લેશરૂપ હોવાથી પ્રશસ્ત નથી. અત્રે જે પ્રસ્તુત છે તે તો **ભાવ પ્રાણાયામ** છે, અને તે ભગવાને પરિપૂર્ણપણે સાધ્યો છે તે આ પ્રકારે.—

તેમણે વિભાવનું વિરેચન કરી રેચક પ્રાણાયામ કર્યો છે, સ્વભાવનું પૂરણ કરી પૂરક પ્રાણાયામ કર્યો છે અને મેરુ જેવો નિષ્પ્રકંપ નિજાત્મભાવ પામીને સહજાત્મસ્વરૂપ સ્થિર કરીને કુંભક પ્રાણાયામ કર્યો છે

**" બાહ્ય ભાવ રેચક ઇહાંજી, પૂરક અંતર ભાવ;**
**કુંભક થિરતા ગુણે કરીજી, પ્રાણાયામ સ્વભાવ.**
**મનમોહન જિનજી! મીઠી તાહરી વાણ. "**

**—શ્રીમાન્ યશોવિજયજીકૃત યોગદૃષ્ટિ સજ્ઝાય**

અને ઉપલક્ષણથી આ પ્રાણાયામ પછીની ઉત્તરક્રિયાઓ **પ્રત્યાહાર, ધારણા, ધ્યાન** પણ સમ્યક્‌પણે સાધીને છેવટે તેઓ પરમ **આત્મસમાધિને** પામ્યા છે.

**" આઠમી દૃષ્ટિ સાર સમાધિ, નામ પરા તસ જાણુ જી,**
**આપ સ્વભાવે પ્રવૃત્તિ પૂરણ-શશિ સમ બોધ વખાણું જી.**
**ક્ષીણ દોષ સર્વજ્ઞ મહામુનિ, સર્વ લબ્ધિ ફલ ભોગી જી;**
**પર ઉપકાર કરીને શિવ તે, પામે યોગ અયોગી જી. "**

**—શ્રી યશોવિજયજીકૃત યોગદૃષ્ટિ સજ્ઝાય**

આવા પરમ સમાધિ પ્રાપ્ત-યોગની પરાકાષ્ઠાને પામેલા ભગવાન્ જિનેશ્વર સમસ્ત યોગિસમાજના ગુરુરાજ છે, પરમ ગુરુ છે, 'गुरूणां गुरुः' છે.

**" પ્રણમું ચરણ પરમ ગુરુ જિનના, હંસ તે મુનિજન મનના;**
**વાસી અનુભવ નંદનવનના, ભોગી આનંદઘનના. "**

**—ભક્તરાજ શ્રી દેવચંદ્રજી**

**" નિર્મલ ગુણમણિ રોહણ ભૂધરા, મુનિજન માનસ હંસ. "**

**શ્રીમાન્ આનંદઘનજી**

એવા તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિ સ્વરૂપ શ્રી અરિહંતદેવને હું વંદું છું.

આવા પરમાત્મા પ્રભુ પરમ વ્યક્તિ છે, તે કહે છે.—

જેથી કો પરા ન વ્યક્તિ છે ત્રિલોક માત્રમાં,
જે પરાત્ પર પ્રસિદ્ધ બ્રહ્મ અન્ય શાસ્ત્રમાં;
લોક સારભૂત ધન્ય તે પરાત્મમૂર્ત્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. **૫૧**

**શબ્દાર્થ:**—જેનાથી પર એવી કોઇ પણ વ્યક્તિ ત્રણે લોકમાં નથી, અને જે 'परात् परं ब्रह्म' એવા નામથી અન્ય દર્શનીય શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે, અને આથી તે

લોકસારભૂત પરમાત્મ મૂર્તિને ધન્યવાદ છે,-તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિસ્વરૂપ શ્રી અરિહંતને હું વંદું છું.

**વિવેચન:**—આ બધું જે ઉપર અરિહંતનું ગુણસ્વરૂપ વર્ણવવામાં આવ્યું તે ઉપરથી એમ સુપ્રતીત થાય છે કે તેના જેવી બીજી કોઇ પણ વ્યક્તિ ત્રણે લોકમાં છે નહિં. ' તુમ સમ અવર ન કોય ' એમ ખાત્રી થાય છે. અત્રે ' વ્યક્તિ ' શબ્દ કહ્યો તે પણ સાર્થક છે, કારણ કે પ્રભુમાં અનંત આત્મશક્તિની વ્યક્તિ-પ્રગટતા થઇ છે.

" તુમ પ્રભુ તુમ તારક વિભુજી, તુમ સમો અવર ન કોય. "
" નાથ, તુમારી જોડિ, ન કો તિહું લોકમેં રે. "
" પ્રભુશક્તિ વ્યક્તિ એક ભાવે, ગુણ સર્વ રહ્યા સમભાવે."—શ્રી દેવચંદ્રજી

આવા પ્રભુને અન્ય શાસ્ત્રો ' પગત્ પરં બ્રહ્મ ' નામથી ઓળખે છે, અને લોકમાં સારભૂત એવા તે પરમ વ્યક્તિત્વને પામેલા હોઇ તે પરમ ધન્ય પરમાત્મસ્વરૂપ છે.

" ધન્ય તે નગરી રે, ધન્ય વેળા ઘડી; માત પિતા કુલ વંશ—જિનેસર ! "

" જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો, વર્જિત સકલ ઉપાધિ;
અતીંદ્રિય ગુણગણમણિ આગરુ, ઈમ પરમાતમ સાધ;
સુજ્ઞાની ! અભિનંદન જિન દરિશન તરસિયે. "—શ્રી આનંદઘનજી

એવા તે વિશ્વના વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિસ્વરૂપ શ્રી અરિહંત પ્રભુને હુ વંદન કરું છું.

હવે પ્રભુ ભક્તને કેવા પ્રકારે ફલદાતા બની ઉપકારી થાય છે તે કહે છે.—

જે ઉપાસીને ઉપાસ્ય થાય છે ઉપાસકો,
દીપને ઉપાસી જેમ વાટ થાય દીપકો,
એવી સર્વદાયી જે ધરે પ્રભૂત ભૂતિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને ૫૨

**શબ્દાર્થ:**—જેને ઉપાસીને ઉપાસકો ઉપાસ્ય-ઉપાસવા યોગ્ય બને છે, જેમ દીપકને ઉપાસીને વાટ દીપક બને છે તેમ; આમ જે સર્વસ્વ આપનારી વિપુલ ઋદ્ધિ ધારે છે, તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિસ્વરૂપ અરિહંતને-હું વંદું છું.

**વિવેચન:**—પ્રભુને ઉપાસનારા જે ઉપાસકો છે તે પોતે ઉપાસ્ય-ઉપાસવા યોગ્ય બને છે, જેમ દીવાને ઉપાસીને વાટ પોતે દીવો બની જાય છે તેમ જિનને આરાધવાથી જિન થાય છે, પૂજ્યને ઉપાસવાથી પૂજ્ય સ્વભાવ નીપજે છે, જે તન્મયતાએ સેવે-ધ્યાવે તે તદ્રૂપ જ બને, જેમ ઇલિકા( ઇયળ ) ભ્રમરીના ધ્યાનથી ભ્રમરી બને છે તેમ.

" જે તન્મયતાએ ધ્યાય, સહી તેહને રે દેવચંદ્ર પદ થાય રે, "
" આત્મા અવલંબી નિજ ગુણ સાધતો રે, પ્રગટે પૂજ્ય સ્વભાવ. "
" જિનવર પૂજા રે તે નિજ પૂજના રે, પ્રગટે અન્વય શક્તિ;
પરમાનંદ વિલાસી અનુભવે રે, દેવચંદ્ર પદ વ્યક્તિ. "—શ્રી દેવચંદ્રજી

" જિનપદને નિજ એકતા, ભેદભાવ નહિં કાંઈ."
" વ્યવહાર સે દેવ જિન, નિહચે સે હૈ આપ;
યેહી બચન સે સમજ લે, જિન પ્રવચન કી છાપ."—શ્રીમદ્ રાજચંદ્રજી
" જિન સ્વરૂપ થઈ જિન આરાધે, તે સહી જિનવર હોવે રે;
" ભૃંગી ઇલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે."—શ્રી આનંદઘનજી
" भिन्नात्मानमुपास्यात्मा परो भवति तादृशः ।
वर्तिर्दीपं यथोपास्य भिन्ना भवति तादृशी ॥ "
—શ્રી પૂજ્યપાદસ્વામીજીકૃત સમાધિશતક

આમ પ્રભુને ઉપાસવાથી, 'મને નમસ્કાર હો! મને નમસ્કાર હો' એવી પરમ ભાવોલ્લાસવાળી પરમ ધન્ય આત્મદશા પ્રગટે છે, અને સહજે ઉદ્‌ગાર નીકળી પડે છે કેઃ—

" અહો! અહો! હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે;
અમિત ફલ દાન દાતારની, જેહને ભેટ થઇ તુજ રે."—આનંદઘનજી
" ધન્ય રે દિવસ આ અહો! જાગી જે રે શાંતિ અપૂર્વ રે!
" જાણું સ્વરૂપ સ્વદેશ રે." —મહાતત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચંદ્રજી

અત્રે 'દીવાથી દીવો પ્રગટે' એમ જે કહ્યું તે અત્યંત યથાર્થ છે, કારણ કે 'કારણથી કારજ નીપજે' એ ત્રિકાલાબાધિત સિદ્ધાંત છે, નિમિત્ત હેતુરૂપ જિનરાજની સેવા-ઉપાસના વિના કોઇ કાળે પણ સિદ્ધિ થાય નહિં એ અફર નિશ્ચય છે.

" કારણ જોગે હો કારજ નીપજે, એમાં કોઈ ન વાદ;
પણ કારણ વિણ કારજ સાધીએ, એ નિજ મત ઉન્માદ."-શ્રી આનંદઘનજી
" કારણ થૈં કારજ સધે હો, એહ અનાદિ કી ચાલ;
દેવચંદ્ર પદ પાઇએ હો, કરત નિજ ભાવ સંભાળ."
નિમિત્ત હેતુ જિનરાજ, સમતા અમૃત ખાણી;
પ્રભુ અવલંબન સિદ્ધિ, નિયમા એહ વખાણી "—શ્રી દેવચંદ્રજી

અહીં બીજો એ મુદ્દો પણ ખાસ લક્ષમાં લેવા યોગ્ય છે કે પ્રભુ પોતાનું સર્વસ્વ અર્પે છે, એટલે કે પ્રભુસેવાનું ફળ પ્રભુ સમાન થવું તે છે. પ્રભુ જેવા ઉદારદિલ શેઠને સેવનારો સેવક પોતે શેઠ બની જાય છે, પ્રભુ કાંઇ પોતાની ઋદ્ધિ આપી દેતા નથી, પણ તેનો આશ્રય કરનાર તે પ્રભુના અવલંબને-દૃઢ આશ્રયે નિજ ઋદ્ધિની પ્રાપ્તિ કરે છે. તત્ત્વરસરંગી મુનિવર્ય દેવચંદ્રજી કહે છે કેઃ—

" આપ અકર્તા સેવાથી હુવે રે, સેવક પૂરણ સિદ્ધિ;
નિજ ધન ન દિયે પણ આશ્રિત લહે રે, અક્ષય અક્ષર ઋદ્ધિ."

આવા પરમ ઉદાર વિશ્વના વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિરૂપ અરિહંત ભગવંતને હું વંદું છું.

હવે સ્તોત્રકર્તા ઉપસંહાર કરતાં કહે છેઃ—

પાર ના પમાય જેહના ગુણો અપારનો—
અંત શું પમાય ભુજથી મહાસમુદ્રનો ?
તેથી શું વિશેષ વર્ણવું અનંત શક્તિને ?
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૫૩

**શબ્દાર્થ:**— જેમ મહાસમુદ્રનો પાર ભુજાબલે પમાતો નથી, તેમ જેના અપાર ગુણનો પાર પમાતો નથી, તેથી તે અનંત શક્તિવંતનું હું શું વિશેષ વર્ણન કરું ? એવી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

**વિવેચન**—ઉપર થોડાઘણા પ્રભુગુણોનું કંઇક સામાન્ય વર્ણન કર્યું, પણ પ્રભુના ગુણ અનંત છે, તેનો પાર કેમ પામી શકાય ? ભુજાબલે કરીને મહાસાગર કેમ તરી શકાય ? કારણ કે "પૃથ્વી જેવડો કાગળ બનાવી, સમસ્ત વનરાજિની લેખિનીઓ બનાવી, સાત સમુદ્રની શાહી બનાવી કોઇ સમર્થ શક્તિવાળો પ્રભુગુણ લખવા ધારે તો પણ ન લખી શકે." તો હું પામર મંદબુદ્ધિવાળો તો કેમ લખી શકુ ?

"वक्तुं गुणान् गुणसमुद्र शशांककांतान्।
कस्ते क्षमः सुरगुरुप्रतिमोऽपि बुद्धया ॥" —શ્રી ભક્તામર સ્તોત્ર.

"ધરતી કા કાગજ કરું, કલમ કરું વનરાય;
સાત સમુદ્રકી શાહી કરું પણ પ્રભુગુણ લિખા ન જાય."—મ૦ કબીરજી

તો પછી અત્રે જે કાઇ ગુણવર્ણન કર્યું તેનું પ્રયોજન શું ? ઉત્તર-તે ગુણસંકીર્તનથી રસનાનું ધન્યપણું થાય છે, ચિત્તનું પ્રસન્નપણું થાય છે, નિર્જરા આદિ થાય છે. કહ્યું છે કે—

"ભલું થયું મેં પ્રભુ ગુણ ગાયા, રસનાનો ફલ લીધો રે;
દેવચંદ્ર કહે મ્હારા મનનો, સકલ મનોરથ સીધો રે."

"પ્રભુ ગુણ ચિંતનમે રમે, તેહી જ મન સુકયથ્થ રે."—શ્રી દેવચંદ્રજી

"જિનસે ભાવ બિનુ કબૂ, નહિં છૂટત દુઃખ દાવ."—શ્રી૦ રાજચંદ્રજી

બાકી વિશેષ ગુણ ગાવા હું સર્વથા અસમર્થ છું મે તો મહત પુરુષોના પરમ સમર્થ વચનામૃતના સંસ્કારબલે ઉપજેલા ભાવની કઇક વ્યજના કરી છે.

એવી વિશ્વની વિશિષ્ટ વિભૂતિરૂપ શ્રી અરિહંત ભગવંતને હુ વદુ છું.

હવે ઉપસંહારમા સારસમુચ્ચયરૂપ કળશ કાવ્ય કહે છે:—

શાર્દૂલવિક્રીડિત—

એવા શ્રી અરિહંત અર્હંત પ્રભુ નીરાગી જિનેશ્વરા,
આપ્ત પ્રાપ્ત પરં પરમેષ્ઠિપદ ને ત્રૈલોક્યના ઇશ્વરા;
જન્મારણ્ય વિષે શરણ્ય જનના કારુણ્યના ધામ જે,
હો આત્માર્પણ તેહના ચરણમાં સાચો સુવિશ્રામ જે. ૫૪

**શબ્દાર્થ**:—એવા શ્રી અરિહંત, અર્હંત, પ્રભુ, વીતરાગ, જિનેશ્વર, આપ્ત, પરમ પરમેષ્ઠિપદને પ્રાપ્ત, ત્રૈલોકયના ઇશ્વર, જે સંસાર અરણ્યમા જનના શરણ્ય છે અને કરુણાના ધામ છે, તેના ચરણમા આત્માર્પણ હો ! તેના ચરણ જ સાચો સુવિશ્રામ છે

**વિવેચન**—સુગમ ને સ્પષ્ટ છે.

અનુષ્ટુપ—

**શુદ્ધ ચૈતન્યના સ્વામી, સહજાત્મસ્વરૂપ જે;**
**મનોનંદન એવા તે, ભગવાન સદા ભજે. ૫૫**

**શબ્દાર્થ**:—શુદ્ધ ચૈતન્યના સ્વામી જે **સહજાત્મસ્વરૂપ** છે, એવા તે મનોનંદન-મનને આનંદ ઉપજાવનારા ભગવાનને ( ભક્તજન ) સદા ભજે છે, અથવા એવા તે સ્તોત્રકર્તા '**મનોનંદન**' **ભગવાનદાસ** સદા ભજે છે

## પ્રશસ્તિ—

**મયૂરપુર** વસીએ કાવ્ય-તત્ત્વે રસીએ,
**મનસુખતનયે** સતસ્તોત્રમાલા રચીએ;
જિનગુણગણકેરા પુષ્પ ગૂંથી સુગંધી,
સુજન ધરી સ્વકંઠે સ્થાન પામો અબંધી ! ૧

**શબ્દાર્થ**:—**મોરબી**નિવાસી, કાવ્ય તથા તત્ત્વમા રસિયા એવા **મનસુખતનયે** ( **મનઃસુખભાઇ કીરતચંદના પુત્રે** )-**ભગવાનદાસે** આ સતસ્તોત્રમાલા રચી છે અને તેમા જિનગુણગણના સુગંધી પુષ્પો ગૂંથ્યા છે. સજ્જનો, તેને સ્વકંઠે ધારણ કરી અબંધ સ્થાન પામો।

અનુષ્ટુપ—

એહ સ્તોત્ર પઠંતા જે, ઉપાર્જે નિર્જરા પરા;
'મનોનંદન' તે સિદ્ધિ, આપજો અમને વરા ૨

**શબ્દાર્થ**:—એહ સ્તોત્રનો પાઠ કરતા જે પરમ નિર્જરા ઉપાર્જે છે તે અમને '**મનોનંદન**' એવી પરમ સિદ્ધિ આપો !

**इति श्रीमन सुखसूनुभगवानदासेन विरचिते ×परमेष्ठिस्तोत्रे**
**अरिहंतस्तोत्रं नाम प्रथमं स्तोत्रं समाप्तम् ॥**

**—ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા**



× આનું બીજુ સ્તોત્ર—'સિદ્ધસ્તોત્ર'-શ્રી આત્માનંદ પ્રકાશમા ચાલુ છપાઇ રહ્યુ છે.

## The Doctrine of Karman in Jain Philosophy.

# "જૈન તત્વજ્ઞાનમાં કર્મનો સિદ્ધાંત"

### સમાલોચના

"જૈન દર્શનમા કર્મનો સિદ્ધાંત" નામનું ઇંગ્લીશમા લખાયેલ પુસ્તક, બાઇ વીજીબાઈ જીવનલાલ પન્નાલાલ ચેરીટી ફંડની કમિટીના ચેરમેન બાબુસાહેબ શ્રીયુત ભગવાનલાલ પન્નાલાલ તરફથી અવલોકનાર્થે મળ્યું છે જર્મનીના વિદ્વાન સ્કૉલર ડૉ હેલમુથ વૉન ગ્લાસેનપ્પે ( Dr Helmuth Von Glasenapp ) આચાર્યપદવી ( Doctorate ) મળવા માટે, જૈન ધર્મના કર્મના સિદ્ધાંત ઉપર એક ખાસ વિષય ( thesis ) બૉન યુનિવર્સીટીમાં લખ્યો હતો જે વિષય ઉપરથી તેમને ડૉક્ટરેટ-આચાર્યપદવી સને ૧૯૧૪ મા મળી હતી સદરહુ વિષયના જર્મન ભાષામાં છપાયેલ પુસ્તકનો ઇંગ્લીશ ભાષામા તરજૂમો મુંબઇના દાનવીર બાબુસાહેબ જીવનલાલ પન્નાલાલે સને ૧૯૨૧મા કરાવ્યો હતો તે બાઇ વીજીબાઈ જીવનલાલ પન્નાલાલ ચેરીટી ફંડની કમિટી તરફથી પુસ્તકરૂપે હાલમા છપાવવામા આવેલ છે પ્રો હીરાલાલ કાપડીયાએ પુસ્તક એડીટ કરેલ છે પુસ્તકનું ગેટ અપ ( છાપવા તથા બાંધવા વિગેરેનું કામ ) પણ સુંદર છે

પાશ્ચાત્ય અને તેમા પણ જર્મન વિદ્વાનોનો ખાસ સ્વભાવ એ છે કે જે વિષય તેઓ હાથમાં ધરે તેનો પૂરતો પ્રયાસ કરી અને તેટલા વિષય સમજવાના સાધનો મેળવી, તલસ્પર્શી અભ્યાસ કરવો જૈન સિદ્ધાંતના કર્મવાદ જેવા અતિ ગહન, અતિ સૂક્ષ્મ અને પાશ્ચાત્ય તત્વજ્ઞાનના તદ્દન અપરિચિત વિષયનો પણ ઘણો ઊંડાણથી અભ્યાસ લેખક વિદ્વાન મહાશયે કરેલો આ પુસ્તક ઉપરથી જોવામા આવે છે કર્મસિદ્ધાંતના પ્રરૂપણ અને વિવરણ માટે છ કર્મગ્રંથ કર્મપ્રકૃતિ પંચસંગ્રહ અને તત્વાર્થસૂત્રનો આધાર લેવામા આવેલ છે પહેલા પ્રકરણમા કર્મસિદ્ધાંતનો સામાન્ય ઉપોદ્ઘાત કરેલ છે બીજા પ્રકરણમા કર્મની મૂળ અને ઉત્તર પ્રકૃતિઓનું સવિસ્તર નિરૂપણ કરેલ છે, પછી કર્મની સ્થિતિ, કર્મનો રસ અથવા અનુભાગ અને કર્મપ્રદેશનું વિવરણ કરેલ છે ત્રીજા પ્રકરણમા કર્મના બંધ, ઉદય સત્તા ઉદીરણા, અપવર્તના, ઉદ્વર્તના અને સંક્રમણનું સ્વરૂપ વિસ્તારથી સમજાવેલ છે. ચોથા પ્રકરણમા જીવના ભાવો-પારિણામિક, ઔદયિક ઔપશમિક, ક્ષાયિક અને ક્ષાયોપશમિકનું સ્વરૂપ બતાવેલ છે જીવના સાકાર નિરાકાર ઉપયોગ અથવા જ્ઞાન અને દર્શનનું સ્વરૂપ બતાવેલ છે મન વચન અને કાયાના યોગોનું વર્ણન કરેલ છે ત્યારપછી લેશ્યા, સમકિત અને ચારિત્રનું સ્વરૂપ બતાવેલ છે પાંચમા પ્રકરણમા જીવોની મનુષ્યાદિ ચારે ગતિનું વિવેચન જીવવિચારની દૃષ્ટિએ સૂક્ષ્મ રીતે કરેલ છે જીવના ભેદો પ્રભેદો બતાવેલ છે અને ચારે ગતિમા જીવોને કયા કયા કર્મો બંધ, ઉદય અને સત્તામા હોય છે તે શાસ્ત્રની દૃષ્ટિએ બતાવેલ છે

છઠ્ઠા પ્રકરણમા કર્મબંધના કારણો મિથ્યાત્વ, અવિરતિ, કષાય તે યોગ અને તેના ઉત્તરભેદોનું વર્ણન કરેલ છે સાતમા પ્રકરણમા જીવની મોક્ષ માટેની યોગ્યતા બતાવી

જૈન દર્શનમાં કર્મને જે આકારતા, વાસ્તવતા, સ્થૂલતા આપવામાં આવેલ છે તેવું બીજા દર્શનોમાં નથી. ટૂંકામાં વિદ્વાન લેખકે કર્મના સિદ્ધાંતનું તાત્વિક સ્વરૂપ બતાવવાનો પણ પ્રયત્ન કર્યો હોય એમ જોવામાં આવે છે.

જેઓ સંસ્કૃત-પ્રાકૃત કે આપણી માતૃભાષામાં લખેલ કર્મવાદના ગ્રંથો વાંચી શકે છે, તેઓ જો ઇંગ્રેજી જાણતા હોય તો આ ગ્રંથનો સારો ઉપયોગ કરી શકશે. આપણા કર્મના સાહિત્યમાં વપરાતા પારિભાષિક શબ્દોના ઇંગ્લીશ ભાષાના સમાન શબ્દો ( equivalents ) ઘણા અર્થસૂચક મૂકવામાં આવ્યા છે. દાખલા તરીકે કર્મપ્રકૃતિ-species of karma, સ્થિતિ-duration, રસ અથવા અનુભાગ-intensity, પ્રદેશ-quantity, પારિણામિક આદિ ભાવો-states of the soul, ઉપયોગ-cognition, યોગ-activity, દર્શન-belief, ચારિત્ર-conduct વિગેરે.

આ ગ્રંથમાં ઇંગ્રેજી લીપીમાં સંસ્કૃત પ્રાકૃત શબ્દો મૂક્યા છે. બીજી આવૃત્તિ છપાવવાનો પ્રસંગ આવે તો તે લીપીના અક્ષરો સાથે બાળબોધ લીપીમાં શબ્દો મૂકવામાં આવે તો બાળબોધ લીપી જાણનારને વધારે સુગમતા થવા સંભવ છે.

ટૂંકામાં જૈન દર્શનનો કર્મનો સિદ્ધાંત યથાસ્થિત શાસ્ત્રીય દૃષ્ટિએ જાણવાને દેશી અને વિદેશી જૈનો અને જૈનેતરોને આ ગ્રંથ એક કિંમતી સાધન પૂરું પાડે છે. આવો સુંદર ગ્રંથ પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવા માટે સ્વ. વીજીબાઇ-બાબુસાહેબ જીવનલાલ પન્નાલાલના પત્ની-સ્મારક ફંડના સભ્યો ધન્યવાદને પાત્ર છે.

જીવરાજભાઈ ઓધવજી દોશી



## શ્રી ભાવનગરના સંઘસમુદાયે કરેલો અનુકરણીય ઠરાવ

આજે ( ચૈત્ર શુદ ૫ ) મળેલ ભાવનગર જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક તપા સંઘની આ મીટીંગ સર્વાનુમતે એવો નિર્ણય કરે છે કે:—

'શહેર ભાવનગર મધ્યે વસતા જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક તપાગચ્છના સર્વે ભાઇઓએ પોતાના ઘેર લગ્નપ્રસંગે કે તેના અંગના તેવા બીજા પ્રસંગે રાત્રિના ચા અગર દૂધ કે એવી બીજી કોઇ પણ ખાણાપીણાની ચીજ વાપરવી નહિ.'

'આ ઠરાવનો અમલ સૌ ભાઈઓ અંતઃકરણપૂર્વક સંઘને માન આપીને કરશે તેવી શ્રી સંઘ આશા રાખે છે.'

આશા છે કે આવો અશુભ રિવાજ જ્યાં હોય ત્યાંનો સમુદાય આ ઠરાવનું અનુકરણ કરવા માટે તેવો ઠરાવ જરૂર કરશે.



## અપ્રસિદ્ધ ચૈત્યવંદન

કલ્પવૃક્ષની છાંહડી, નાનડીઓ રમતો;<br>
સોવન હિંડોળે હિંચતો, માતાને ગમતો. ૧<br>
સૌ દેવી બાલક થઈ, ઋષભજીને તેડે;<br>
વહાલા લાગો છો કહી, હૈડાશું ભીડે. ૨<br>
જિનપતિ યૌવન પામીયા, ભાવે શું ભગવાન;<br>
ઇન્દ્રે ઘાલ્યો માંડવો, વિવાહનો મંડાણ. ૩<br>
ચોરી બાંધી ચિહુ દિસે, સુરગોરી ગીત ગાવે;<br>
સુનંદા સુમંગળા, પ્રભુજીને પરણાવે. ૪<br>
સર્વ સંગ છોડી કરી, કેવળજ્ઞાનને પામે;<br>
અષ્ટ કર્મનો ક્ષય કરી, પહોંચ્યા શિવપુર ધામે. ૫<br>
ભરતે બિંબ ભરાવીયાએ, શત્રુંજય ગિરિરાય;<br>
શ્રી વિજયપ્રભસૂરિતણા, ઉદયરત્ન ગુણ ગાય ૬

## જાણવા યોગ્ય

શ્રી વીરપરમાત્મા દશમા ચોમાસા પછી બહુ મ્લેચ્છોવાળી દ્રઢભૂમિમા ગયા. ત્યાથી પેઢાલ ગામે આવ્યા. ત્યા બહારના ભાગમા પોલાસ નામના યક્ષના ચૈત્યમાં એકરાત્રિકી પ્રતિમાએ રહ્યા. તે વખતે શક્રેન્દ્રે પ્રભુની દ્રઢતાની કરેલી પ્રશંસાને નહીં સદ્દહતો તેમનો સામાનિક પણ અભવ્ય સંગમ નામનો દેવ પ્રભુને ચળાવવા પ્રતિજ્ઞા કરીને આવ્યો. તેણે એક રાત્રિમાં વીશ મોટા ઉપસર્ગો કર્યા તે ક્રમશઃ વિગત સાથે, તેમજ ત્યારપછી છ માસ પર્યંત આહારપાણી અશુદ્ધમાન કર્યાં ( શુદ્ધ મળવા દીધા નહીં ) એટલું જ નહીં પણ છ મહિનામા ઘણા નવા નવા ઉપસર્ગો કર્યા તે વિગત સાથે શ્રી આવશ્યક સૂત્રની મલયગિરિજીકૃત ટીકાના પાના ૨૮૮ થી ૨૯૩ સુધીમા વર્ણવ્યા છે. તે વાચતા પ્રભુની ધ્યાનદ્રઢતાને માટે બહુ જ આશ્ચર્ય થાય છે. ધન્ય છે એવા પરમાત્માને !

આ ટીકામા બીજી પણ અનેક બાબતો ખાસ જાણવા યોગ્ય કર્તાએ સમાવી છે. માત્ર એક સામાયિક આવશ્યક ઉપર ૨૨૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા રચી છે. એમની ઇચ્છા ૮૪૦૦૦ શ્લોક-પ્રમાણ ટીકા બનાવવાની હતી પરંતુ દુષમકાળે એવા મહાપુરુષની ઇચ્છા પણ પૂરી થવા ન દીધી. બીજા આવશ્યક ચતુર્વિંશતિસ્તવની ટીકા અપૂર્ણ રહી ગઈ. કુંથુનાથના નામ સુધી ટીકા કરી શ્રી અરનાથનું નામ માત્ર જ લખાણું. આ અવસર્પિણી કાળનું મહાદૂષણ સમજી સુજ્ઞજનોએ ધર્મકાર્ય જેમ બને તેમ શીઘ્ર કરી લેવા પ્રયત્નશીલ થવું. કુંવરજી

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ-પાલીતાણા

## સં. ૧૯૯૯ ના પોષ-માહ-ફાગણ માસની પત્રિકા



**ધાર્મિક પ્રવૃત્તિઓઃ**—ત્રણે માસમાં નિયમાનુસાર સામાયિક, આઠમ-ચૌદશ પ્રતિક્રમણ, મુનિવંદન, પ્રભુપૂજા વિ૦ ક્રિયાઓ થયેલ છે. ત્રણે માસમાં એક વખત એકી સાથે સઘળા વિદ્યાર્થીઓને આયંબિલ કરાવવામાં આવ્યા હતા.

**આગમમંદિર પ્રતિષ્ઠાઃ**—આગમમંદિરની પ્રતિષ્ઠા વખતે તળાટીએ તથા ગામમાં પીરસવા તથા અન્ય વ્યવસ્થા જાળવવાની સેવાનું સુપ્રત કરેલું કામ વિદ્યાર્થીઓએ ઉત્સાહપૂર્વક કર્યું હતું. રોહીશાળાની પ્રતિષ્ઠા વખતે સઘળા વિદ્યાર્થીઓને એક દિવસ દર્શનાર્થે ત્યાં લઇ જવામાં આવ્યા હતા.

**સિદ્ધાચળ-યાત્રાઃ**—ત્રણે માસમાં સઘળા વિદ્યાર્થીઓએ કુલ ત્રણ યાત્રા કરી હતી. ફાગણ શુદિ ૧૩ ના રોજ છ ગાઉની પ્રદક્ષિણા કર્યા બાદ સિદ્ધવડની જગ્યાએ ભાતું વહેંચવા વિગેરેનું કામ બજાવ્યું હતું.

| આવકઃ— | | પોષ | માહ | ફાગણ |
|---|---|---|---|---|
| શ્રી જનરલ નિર્વાહ ફંડખાતે | રૂા. | ૩૫-૦-૦ | ૧૨૨૨-૦-૦ | ૧૦૬-૦-૦ |
| શ્રી ભોજન ફંડ ખાતે | રૂા. | ૬૦-૦-૦ | ૫૧૯-૦-૦ | ૪૯૭-૪-૦ |
| શ્રી લાયબ્રેરી તથા કેળવણી ખાતે | રૂા. | ૭-૧૪ ૦ | ૪૫-૦-૦ | ૦-૦-૦ |
| શ્રી સ્વા૦ ટ્રસ્ટફંડ ખાતે | રૂા. | ૭૫૩-૦-૦ | ૧૦૦૪-૦-૦ | ૧૦૦૨-૦-૦ |
| શ્રી દૂધ ફંડ ખાતે | રૂા. | ૦-૦-૦ | ૨૦૨-૦-૦ | ૪૦૪-૦-૦ |
| શ્રી આંગી ફંડ ખાતે | રૂા | ૨૦૩-૦-૦ | ૨૫૩-૦-૦ | ૨૫૩-૦-૦ |
| શ્રી દેરાસર ફંડ ખાતે | રૂા. | ૦-૦-૦ | ૪૬-૦-૦ | ૫૯૩-૦-૦ |

**દહેરાસરની વરસગાંઠઃ**—મહા શુદિ ૬ ના રોજ સંસ્થાના દહેરાસરની વર્ષગાંઠ હોવાથી મોટી પૂજા, આંગી તથા પ્રભાવના રાખી હતી. તે દિવસે અમદાવાદવાળા શેઠ દલપતરામ પ્રેમચંદ હ. મણિબેન તરફથી મિષ્ટાન્ન આપવામાં આવ્યું હતું.

**ભેટઃ**—ચુનીલાલ છગનલાલ દોશી-કુંડલા-જ. સિ. થાળી ૧, વાટકો ૧, પૂજાની જોડ ૧. શ્રી અમદાવાદ સંઘ સમસ્ત, કેસર તોલા ૨૧ તથા રૂપાની વરગ થોકડી ૨૦, શ્રી હજુર ઓફિસ-પાલીતાણા મામીઝમ બુક ૧, તથા ના. છઠ્ઠા જ્યોર્જ નામની બુક ૬, શ્રી મણીબેન અમદાવાદ-પૂજાના ધોતીયાં ૫, શેઠ ચીમનલાલ મંગળદાસ અમદાવાદ ધોતીયાં ૩, સફેદ કાપડવાર ૧૨, શેઠ ખીમજી મવજી ગામ કચ્છ-નવાવાસ ચાંદીનું છત્ર ૧ તોલા ત્રણનું, શ્રી અમદાવાદ સંઘ રૂપાના વરગ થોકડી ૫૦) ગાંધી ચતુર્ભુજ મોતીલાલ, એલ્યુ૦ લોટા નંગ ૬, શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી અમદાવાદ-કેસર તોલા ૧૦.

**જમણવાર:**—શેઠ મગનલાલ મોતીચંદ અમદાવાદ, શેઠ દલપતરામ પ્રેમચંદ અમદાવાદ, શેઠ જમનાદાસ અમરચંદ ભાવનગર, શેઠ જમનાભાઇ ભગુભાઇ હા. માણેકબેન અમદાવાદ, શેઠ ચત્રભુજભાઇ મોતીલાલ તથા હરગોવિંદ મોતીલાલ ગાંધી તરફથી સિદ્ધવડનું ભાતુ, શેઠ પ્રેમચંદ ત્રિભુવનદાસ ગામ ભાવનગર, શેઠ મોતીચંદ ગણેશમલ ઓશીયા, શેઠ પરમાણંદ રતનજી ભાવનગર-ઉપર મુજબના ગૃહસ્થો તરફથી ત્રણ માસમાં મિષ્ટાન્ન આપવામાં આવ્યાં હતાં.

**મુલાકાત:**—એન. બી શાહ મુંબઇ, ડૉ. અમીચંદ સી. શાહ સુરત, સોમચંદ ઉજમશી ચુડા, કેશવલાલ નગીનદાસ મુંબઇ, લખમશી પાચુભાઇ ગોધરા, ચીમનલાલ જેઠાલાલ અમદાવાદ, માણેકબાબુ અમદાવાદ, ડાયાલાલ કપુરચંદ અમદાવાદ, શેઠ માણેકલાલ ચુનીલાલ જે. પી મુંબઇ, લક્ષ્મીબાબુ અમદાવાદ, પાર્વતીબેન સુરત, વિનાયકરાય કુંવરજી શાહ ભાવનગર, શેઠ રતિલાલ વર્ધમાન, શેઠ ચંદુલાલ વર્ધમાન વઢવાણ કેમ્પ, શેઠ લલ્લુભાઇ કરમચંદ મુંબઇ, શેઠ ફકીરચંદ કેસરીચંદ મુંબઈ, શેઠ દેવચંદ કલ્યાણજી મુંબઇ, રમણભાઇ છોટાલાલ મુંબઈ, મંજુમા તથા વિદ્યાબેન અમદાવાદ, ન્યાલચંદ લક્ષ્મીચંદ વકીલ સાદરા, વિમળશાહ બબાભાઇ અમદાવાદ, વેણીબેન ભાવનગર, સુરેન્દ્રભાઈ મણિલાલ અમદાવાદ, શેઠ લાલજી દેવજી જામનગર, શેઠ ચંદુલાલ બુલાખીદાસ ખંભાત વિગેરે.

**ખાસ મુલાકાત:**—સંસ્થાની કમિટીના મેમ્બરો પૈકી શ્રી ચતુર્ભુજ મોતીલાલ ગાંધી, શાહ અમરચંદ કુંવરજી, ચુનીલાલ દુર્લભદાસ પારેખ, શાહ વીરચંદ પાનાચંદ તથા શાહ મણિલાલ વાડીલાલ નાણાવટી નિરીક્ષણ માટે પધાર્યા હતા. આ ઉપરાંત સંસ્થાના સ્થાપક શ્રી ચુનીલાલ નાગરદાસ કાનુની પણ મુલાકાતે આવી ગયા.

**વાર્ષિક પરિણામ**—વાર્ષિક પરીક્ષામાં કુલ બેઠેલા ૮૧ વિદ્યાર્થીમાંથી ૭૧ વિદ્યાર્થી પાસ થયા છે. મેટ્રિકના ખાતે વિદ્યાર્થીઓને ફોર્મ મળેલ છે. વાર્ષિક પરીક્ષા બાદ રોહીશાળા, બોદાનાનેસ, તળાજા તથા ભાવનગર પગે ચાલીને પર્યટન અર્થે ટુકડીવાર થોડા વિદ્યાર્થીઓને મોકલ્યા હતા.

---

## દાનવીરોને

**શ્રી સ્વામિવાત્સલ્ય ટ્રસ્ટ ફંડ ખાતે માત્ર સાડાચાર માસની તિથિઓ ભરાણી છે. હજુ સાડાસાત માસ બાકી છે. હજુ મજલ લાંબી છે. પોતાના જ બાળકો સમજી આપ આપો અને અપાવો.**

# पंच प्रतिक्रमण सूत्र–मूळ

हिंदी सुंदर टाईपमां छपावेल आ बुकनी हवे घणी ज थोडी नकलो शीलीकमां छे पंच प्रतिक्रमण, नव स्मरण, चैत्यवंदन, स्तवन, स्तुति, छंद तथा विधिओ विगेरेनो समावेश करेल छे. विद्यार्थीओने खास अभ्यास करवा योग्य छे. कागळनी अतिशय मोंघवारी छता ज्ञान–प्रचारना निमित्ते किंमत वधारी नथी. छूटक नकलनी किंमत आठ आना सो नकलना रूपिया पीस्तालीश. पोस्टेज त्रण आना.

## श्री त्रिषष्टि शलाका पुरुष चरित्र भाषांतर

### पर्व १ थी १० : विभाग ५

आ आखा ग्रंथमा दश पर्व छे कलिकालसर्वज्ञ श्रीमद् हेमचंद्राचार्यनी आ अपूर्व कृति छे. मूळना श्लोक ३४००० छे. अमे तेनुं भाषांतर जुदा जुदा पांच भागमां प्रसिद्ध करेल छे.

१ प्रथम भाग–पर्व १–२ श्री ऋषभदेव, अजितनाथ वगेरेना चरित्र. किं. रू. ३–४–०
२ बीजो भाग–पर्व ३-४-५-६ श्रीसंभवनाथथी श्रीमुनिसुव्रतस्वामी सुधीनां चरित्रो किं. रू. ३-४-०
३ त्रीजो भाग–पर्व ७ मुं. जैन रामायण ने श्री नमिनाथ चरित्र किं. रू. १–८–०
४ चोथा भाग–पर्व ८–९. श्री नेमिनाथ ने पार्श्वनाथ वगेरेनां चरित्र किं. रू. ३–०–०
५ पांचमो भाग–पर्व १० मुं. श्री महावीर जिन सविस्तर चरित्र किं. रू. २–८–०

पांचे भागनी किंमत रू. १३–८–० थाय छे, तेना पांचे भाग भेगा लेनार पासेथी रू ११–८–० लेवामां आवे छे. पोस्टेज जुदुं समजवुं.

## श्री महावीर परमात्मानुं संक्षिप्त जीवनचरित्र

केवळीपणाना ३० वर्षना विहारनुं क्रमसर चोमासाना स्थळ साथे वर्णन, छद्मस्थावस्थाना १२॥ वर्षना विहारनुं वर्णन, उपसर्गोनी हकीकत तथा क्रमसर चोमासाना स्थळो साथे, १२॥ वर्षना तपनुं विस्तृत लीस्ट, उपसर्गोनी नोंध विगेरे तेमज गृहस्थपणाना ३० वर्षनुं संक्षिप्त चरित्र–आ लघु बुकमां दाखल करवामां आवेल छे. उपरांत एज परमात्माना सत्तावीश भवना तथा पंच कल्याणकना मोटा बन्ने स्तवनो दाखल कर्या छे. आ प्रमाणेनी बुक तैयार करीने छपाववामां आवी छे. खास उपयोगी छे. किंमत चार आना राखी छे. समटी नकल मंगावनारने ओछी किंमते आपशुं. नमूनानी नकल मंगावो ने पसंद पडे तो वधारे नकलो मंगावी प्रभावना करो. आ बुक लखवा विगेरेनो प्रयास सभाना प्रमुख श्रीयुत कुंवरजी आणंदजीए करेलो छे.

मुद्रक: शाह गुलाबचंद लल्लुभाई–श्री महोदय प्रिन्टिंग प्रेस, दाणापीठ–भावनगर





પુસ્તક ૫૯ મું | જ્યેષ્ઠ | વીર સં. ૨૪૬૯
અંક ૩ જો | | વિ. સં. ૧૯૯૯


मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( સુદ્રાલેખ ).

## સામાન્ય જિન સ્તવન

( દયાનિધિ એક તારો આધાર–એ રાગ )

અબ મોહે પાર ઉતાર દયાળુ પ્રભુ ! અબ૦
યહ સંસાર સમુદ્ર ગંભીરા; કીસ વિધ ઉતરુંગા પાર. દયાળુ૦ ૧
માન મોહ માયા લોભાદિક, સર્પો ક્રૂરે વિકરાળ. દયાળુ૦ ૨
માત પિતા વળી ભ્રાતા ભગિની, સ્વાર્થ લગી સ્નેહાળ. દયાળુ૦ ૩
સંસાર સબ એમ સ્વાર્થે ભરેલો; કોઈ ન તારણહાર. દયાળુ૦ ૪
કામ સુભટથી કાયા કંપે, સતાવે છે વારંવાર. દયાળુ૦ ૫
જન્મ મરણનાં દુઃખ બહુ વેઠ્યાં, છતાં ન પામ્યો ભવપાર. દયાળુ૦ ૬
લાખ ચોરાશી એમ રડવડિયો, હવે પામ્યો તારો દેદાર. દયાળુ૦ ૭
સેવક એન. બી. ગુણ ગાવે, તારો છે એક આધાર. દયાળુ૦ ૮

## અમૃત ઝરણાં

પસ્તાવો એ વિપુલ ઝરણું, સ્વર્ગથી ઊતર્યું છે;
પાપી તેમાં સ્નાન કરીને, સુવિશુદ્ધ બને છે. ૧
કોણ જાણે છે કેવો, ભલો આ જગતનો ખેલ છે;
આ જીવન જીવન નથી, પણ વહેતા જલની રેલ છે. ૨
મેં કર્યું આ મેં કર્યું, એમ માનવી મિથ્યા બકે;
કર્મની આજ્ઞા વિના, ના પાન પણ ફરકી શકે. ૩
જે રાત દિવસો જાય કરતાં, ધર્મની આરાધના;
તેહિ જ સફળા જાણ ચેતન, રાખ ના તેમાં મણા. ૪
રત્નો કરોડો આપતાં પણ, ક્ષણ ગયેલી ના મળે;
ઉપદેશ એ પ્રભુ વીરનો, સંભાળજે તું પળે પળે. ૫

સં૦—એન. બી. શાહ–ભરુચ

## प्रभु की सेवा ।

( तर्ज–प्रभु नाम को ही अपना, यह ध्येय बनावे अपना )

सेवा प्रभु की करना, यह पहिला काम अपना ।
सेवा के वास्ते यह, जीवन तमाम अपना ॥ सेवा० ॥ १ ॥
चाहे खुब गालियां दे, निंदक भी निंदा करले ।
छोड़े जो सेवा करना, जीवन हराम अपना ॥ सेवा० ॥ २ ॥
चाहे समय लगता हो, पैसा खरच होता हो ।
है सब से प्यारी सेवा, यह ध्येय बनावे अपना ॥ सेवा० ॥३॥
सर्वस्व गुमाया उसने, सेवा भूलाई जीसने ।
उसने मनुष्य जीवन को, पशु सम बनाया अपना ॥ सेवा० ॥४॥
वस्तु मीली है जग में, सेवा ही मुख्य इसमें ।
इसको भूलायेगा तो, हारेगा भव फिर अपना ॥ सेवा० ॥ ५ ॥
इसकी लगन ऐसी हो, हर रोम में बसी हो ।
लगते रहे निद्रा में, इसका ही इसका सपना ॥ सेवा० ॥ ६ ॥
बस 'राज' यही है विनंति, हो सेवा से ही प्रीति ।
ऐसी बनाओ नीति, हो जन्म सफल फिर अपना ॥ सेवा० ॥७॥



## जगत का रंग ।

जग देखा रंग तेरा, हमने अजब निराला ।
खेलत गोदी में सब तेरे, खेलत बाल गोपाला ॥ जग० ॥ १ ॥
अनेक हंसते जग में देखे, अनेक देखे रोते ।
अनेक हैं मध्यस्थ यहां पर, अनेक खाते गोते ॥ जग० ॥ २ ॥
अपनी अपनी लेकर डफली, अपना राग ही गाते ।
अपने सुर को सुन्दर कह कर, वैसी ताल बजाते ॥ जग० ॥३॥
धन वैभव के मद में कई, फिरते हैं अकड़ाते ।
धनहीन महाशय धनकी खातिर, जगमें हैं कहलाते ॥ ज० ॥४॥
सुखी, दुखी, धनहीन, धनी, यह सारों को ही देखा ।
हंसी रोवे, खांसी रोवे, रोते जग को देखा ॥ जग० ॥ ५ ॥

राजमल भंडारी–आगर

# સાત વારનું ગીત

રાગ પ્રભાતી

શ્રી બ્રાહ્મી પ્રણમું મુદા, પ્રણમી ગૌતમ પાય;
અરથ એ સાતે વારનો, કહેશું અતિ સુખકાર ॥ ૧ ॥
ધર્મ ભલો જિનવરતણો, કીજે વારોવાર;
કુમર શ્રી લલિતાંગતણી, પરે હોવે હિતકાર ॥ ૨ ॥
આદિત્ય ઊગે લીજીએ, દેવગુરુ અભિધાન;
યથાશક્તિ વળી કીજીએ, વ્રત અને પચ્ચખાણ ॥ ૩ ॥
સોમ પરે શીતલ થઇ, તજીએ ક્રોધ વિકાર;
ભદ્રા અચ્ચંકારી પરે, લહીએ સુખ તે સાર ॥ ૪ ॥
મંગલ સમ રાતા થઇ, દીજે પાત્રે દાન;
શાલિભદ્ર સુખ ભોગવે, લહીએ સુખ તે પ્રધાન ॥ ૫ ॥
બુધે જ્ઞાની તે જાણીએ, જે ન કરે વહ પાપ;
શેઠ સુદર્શનની પરે, રહે તે નિર્મળ આપ. ॥ ૬ ॥
ગુરુ સાચા તે સેવીએ, જે ટાળે અંધકાર;
રાય પ્રદેશીની પરે, ઉતારે ભવપાર. ॥ ૭ ॥
શુક્ર પરે રહો ઊજળા, જિમ મન મલિન ન થાય;
રાય પ્રદેશીની પરે, જન્મ પવિત્ર કહાય. ॥ ૮ ॥
શનિ-તાપ તે પરિહરી, સેવો ધર્મ સુજાણ;
દશ શ્રાવક જિમ સર્વદા, પામો અમર વિમાન. ॥ ૯ ॥
અરથ એ સાતે વારના, કહ્યા અતિ સુખકાર;
ધર્મવિજયે રંગે કરી, રાધનપુર મોઝાર. ॥ ૧૦ ॥

સંગ્રાહક—મોહન ગિરધર

## શ્રી મહાવીર જિનસ્તવન

( તારી આંખલડીના ઘાવ—એ રાગ )

મહાવીર સુંદર તારું નામ, ગાઉં પ્રીતિ ધરીને;
મારે તું છે ઉત્તમ ઠામ, પ્રણમું તુજને વળી વળીને. ટેક
તારી મીઠી મીઠી વાણી, જેને મહાપુરુષે જાણી;
જેથી અંતરનો આરામ, ગાઉં ફરી ફરીને. મહા૦ ૧
જેમાં ગૌતમ આદિ મોહ્યાં, પ્રેમે કર્મો સઘળાં ખોયાં;
જેમાં તત્ત્વો સઘળાં જોયાં, સાંથી ગુણનાં તત્ત્વો દોહ્યાં,
એને ધ્યાવું આઠે યામ, રીઝું તેને વરી વરીને. મહા૦ ૨
એ તો અજિત પદવી અપાવે, શુદ્ધિ નિર્મળતા અતિ લાવે;
મુનિ હેમેન્દ્ર ગણે સુખધામ, હરખે સ્મરી સ્મરીને મહા૦ ૩

મુનિ શ્રી હેમેન્દ્રસાગરજી

## મહાનૂ યોગી શ્રી આનંદઘનજીકૃત

# પદ બાસઠમું

## વિરહવ્યથામાં આશાકિરણ

( અનુસંધાન પૃષ્ઠ ૪૧ થી શરૂ )

૨. રાત્રિના વખતમાં શુદ્ધ ચેતનાની કેવી દશા થાય છે તે એણે વર્ણવી. હવે ધોળે દહાડે એની કેવી દશા થાય છે તે પણ પોતે જ બતાવે છે. અહીં રાત્રિ અને દિવસ ચાલુ અર્થમાં સમજવા. વિભાવ રાત્રિની સરખામણીમાં પ્રકાશ કરતો દિવસ લેવામાં આવે તો અર્થ બેસે તેમ નથી. વ્યવહારુ ચાલુ દિવસમાં ચેતના પોતે વિરહદશાને કેવી ભોગવે છે તેનો ખ્યાલ બરાબર વિરહી સ્ત્રીના શબ્દોમાં આપે છે. મારે તો ખાવાની અને પીવાની વાત પણ બંધ થઇ ગઇ છે. ખાવુંપીવું ભાવતું નથી, એટલું જ નહિ પણ એ સંબંધી વાત પણ અટકી ગઇ છે. જ્યારે પ્રાણીને એક વાતની લત લાગે છે ત્યારે એના ઉપર સર્વ મનોવૃત્તિઓ કેંદ્રિત થાય છે અને તે વખતે કોઇ તેની પાસે જમવા ઊઠવાની વાત કરે તો તેના કાનમાં શૂળ પેદા થાય છે, એટલે કોઇ ખાવાપીવાની વાત કરે તો એ કાન આડા હાથ દે છે અને 'એ વાત બોલતા જ નહિ, અથવા એ વાત સાંભળવી ગમે તેમ નથી' એવું જણાવી દે છે. મતલબ કે વિરહી સ્ત્રીને ખાવાપીવાનું ગમતું નથી, એટલું જ નહિ પણ એની વાત પણ ગમતી નથી, અથવા એ બાબતની વાત યાદ પણ આવતી નથી.

દરેક મહાકાવ્યમાં વિરહનો એક પ્રસંગ જરૂર આવે છે. તે વખતે વિરહીની દશાનું વર્ણન વાંચ્યું હોય તેને આ વર્ણન આબેહુબ લાગે તેવું છે. લંકાનાં બગીચામાં સતી સીતાનું વાલ્મીકિએ કરેલું વર્ણન કે પવનંજયપત્ની અંજનાના બાવીશ વર્ષના વિરહને પ્રસંગે થયેલી દશાનું વર્ણન વાંચતા રોમાંચ ખડા થાય તેમ છે. એને મળતું વર્ણન અહીં યોગીરાજ ટૂંકા મુદ્દાસરના માર્મિક શબ્દોમાં કરી નાખે છે. યોગીઓ ઘણા મિતભાષી હોય છે. કવિને કાવ્યચાતુર્ય બતાવવાનું હોય છે, યોગીને હૃદયગુંજન કરવાનું હોય છે. પ્રાણીનો બધો પ્રયાસ ખાવાપીવા માટે હોય છે. 'કપાળે કપાળે જુદી મતિ, પણ ખરે બપોરે એક મતિ' એ કહેવતમાં ભારે અક્કલ છે. જુદી જુદી દરેક બાબતમાં મતભેદ પડે, પણ ભૂખ લાગે ત્યારે ખાવું જોઇએ એ વાતમાં બે મત પડતા નથી. બપોરના જમવાનો સમય થાય, એટલે જમવું જોઇએ એ વાતમાં બે મત પડતા નથી.

પણ આ સાર્વજનિક કહેવતને વિરહી સ્ત્રી ખોટી પાડે છે. એને ખાવું ભાવતું નથી, એ ખાવાની વાત કરતી નથી અને એની પાસે ખાવાપીવાની કોઇ વાત કરે તો તે તેને ગમતી નથી. એટલે એ કહે છે કે ખાવાપીવાની વાત પણ અટકી ગઇ છે, તો એની તો સીધી વાત કોઇને શા માટે કહું ? જેની વાત પણ બંધ થઇ ગઇ છે તેની સીધી સમી વાત બીજાને શું કહેવી ? અને શા માટે કહેવી ? અથવા આડીઅવળી વાત શા માટે કરું ? જ્યાં ખાવાપીવાની વાત ટળી ગઇ છે ત્યાં એ ખાવાપીવા સંબંધીની કે બીજી કોઇ વાત એને ગમતી નથી. એ તો પતિના નામની રટના અને એના વિરહથી પોતા પર

---

બોયણુ પાન કયા મિઠી, કિસકું કહું સૂધી હો ? આજકાલ ઘર આનકી, જીવ આસ વિલુદ્ધી હો. ૨
વેદન વિરહ અપાર હૈ, પાણી નવ નેજા હો; કૌન હબીબ તબીબ હૈ, ટારે કર કરેજા હો. ૩

થયેલી અસરના વિચારમાં ગરકાવ થઇ ગઇ છે, એને ખાવાપીવાની કે બીજી કોઇ વાત ગમતી નથી. એને નથી કપડાંની વાત કે નથી સાહેલી સાથે ગરબા લેવાની વાત, એને નથી ઘરેણુંના ઘાટ ઘડાવવાની વાત કે નથી આંખમાં આંજણુ આંજવાની વાત, નથી એને હાથે અળતો મૂકવાની વાત કે નથી પગમાં ઝાંઝર પહેરવાની વાત. એ કહે છે કે હું આવી વાત શું કરું ? મારે તો ખાવાપીવાની વાત પણ અટકી ગઇ છે, તો પછી બીજી જેવી તેવી બાબતની વાત તો ક્યાંથી હોય ?

ત્યારે ગમે છે શું ? મારા પતિરાજ આજે ઘરે આવશે, કાલે ઘરે આવશે-એ આશાના તાંતણા પર મારી જીવાદોરી ટીંગાઈ રહી છે. આશા ઉપર જીવન છે. શરીરમાં અનેક વ્યાધિઓ થયા હોય, વૈદ્ય કે ડૉક્તરે કેસને અસાધ્યની કોટિમાં જાહેર કર્યો હોય, તો પણ મનમાં રહે છે કે કદાચ સારું થઈ જશે. લાખો રૂપિયા સટ્ટામાં ખોઇ બેઠા હોય તેને પણ તે પાછા મેળવવાની આશા હોય છે, પરદેશ ગયેલો પુત્ર પાછો જલદી આવશે એ આશા પર પિતામાતાનું જીવન અવલંબતું હોય છે. એ જ પ્રમાણે ગરીબને ધનવાન થવાની આશા, પરીક્ષામાં નપાસ થનારને બીજે વર્ષે પાસ થવાની આશા, કુંવારાને સુયોગ્ય પત્ની મળી જવાની આશા હોય છે. આ આશાનાં તાંતણા પર જીવન અવલંબી રહે છે. આશા ન હોય તો જીવનમા પ્રકાશનો ઓળો પણ રહેતો નથી અને પછી જીવવાની હોંશ પણ રહેતી નથી. ( આ આશા અને ' આશા ઔરનકી કયા કીજે ' માં બતાવેલી આશા તદ્દન જુદી ચીજ છે એ ધ્યાનમાં રાખવું.'[૧] ) મારા દિલમાં પૂરી આશા છે કે મારા પતિરાજ આજકાલ મારે મંદિરીએ પધારશે, મારો વિરહકાળ પૂરો થશે અને મારે ત્યાં પતિમેળાપના હર્ષની નોબતોનો ગડગડાટ થશે.

અત્યારે તો આ આશાને દોરડે હું ટીંગાઇ રહી છું, એ આશાએ જીવું છું અને એ આશાના દોરને અવલંબન ગણું છુ મારી આખી જીવનદોરી આ આશા પર છે. પતિરાજ જરૂર મારું મંદિર ઝળકાવશે, એને પ્રકાશમય કરી દેશે, એને દેદીપ્યમાન કરશે, આ આશા ઉપર મારો જીવ અત્યારે તો લાગી રહ્યો છે, અને નથી ખાવાની વાત, નથી પીવાની વાત કે નથી બીજી કોઇ વાત. આવી શુદ્ધ ચેતનાની વિરહદશા છે. આશામાં ને આશામાં પ્રાણી જીવન એટલું લંબાવી શકે છે કે એનું વર્ણન ન થાય. સારો દિવસ આવશે, સર્વે સારાં વાનાં થઇ જશે, રાત પછી દિવસ આવશે-આ સર્વ આશાનાં સૂત્રો છે અને તેના ઉપર જીવન લંબાય છે. શુદ્ધ ચેતના હજુ પણ એ જ લયમાં પોતાના વિરહનું વર્ણન કરે છે અને દરેક વાક્યને છેડે પુનરાવર્તન કરીને કહેતી જાય છે કે 'અત્યારે તો મારી શુદ્ધિ અને બુદ્ધિ ખૂંદાઇ રહી છે-ખૂંદાઇ ગઇ છે.'

૩. મારી વિરહની પીડા તો અથાગ છે-પાર વિનાની છે. એનો છેડો દેખાવો પણ

---

૧. જુઓ પદ ૨૮ મું પૃ. ૨૫૧-૨૬૭. ત્યાં આ વિષય પર વિસ્તારથી પૃથક્કરણ કર્યું છે. સાતમા પદમાં એક સાખી આપી છે ' જગ આશા જંજીરકી ' એના વિવેચનમાં આ વિષયની જરૂરી સ્પષ્ટતા થઇ ગઇ છે. ( પૃ. ૬૯-૭૧ ) આ. પ. રત્નાવલી ભાગ પ્રથમ.

મુશ્કેલ છે. કોઇ નદી, દરિયો કે રસ્તો ઘણો લાંબો હોય, તેનો છેડો નજરમાં ન આવતો હોય અને તેમાં જેમ ચાલવામાં આવે તેમ વધારે ને વધારે દૂર ને દૂર જવાનું દેખાતું જાય ત્યારે તે 'અથાહ' અથવા 'અથાગ' કહેવાય છે. મારી વિરહની વેદના એટલી મોટી છે, એટલી લાંબી છે કે એનો અત્યારે તો અંત દેખાતો નથી.

આ વિરહવેદના એટલી અપાર અને આકરી છે કે એનું નવ નેજા પાણી ચઢયું છે એટલે ઘણું પાણી ચઢયું છે.[1]

ગુજરાતી ઇંગ્લીશ કોશ( મ્હેતા એન્ડ મ્હેતા )માં પણ નેજાનો અર્થ banner, a flag, a lance એમ આપ્યો છે. તેની નીચે પ્રેમાનંદનું ટાંચણુ આપ્યું છે. 'નેજા ફરકે રે, ફરે તરવાર, દંદ યુદ્ધ થયું તેણી વાર.' આ અર્થ સમજાય છે, પણ ત્યારપછી ઇડિયમ આપ્યું છે. 'નવ નેજાં પાણી ઉતારવાં to be put to immense trouble' આ વહાણવટાને લગતો શબ્દ હોય તેમ લાગે છે. 'નવ નેજાં' પાણીનો મૂળ ભાવ બેસતો ન હોવાથી એને વિરહદશા સાથે મેળવ્યો નથી, હું મેળવી શકયો નથી. મારી વેદનાની પીડા અસહ્ય છે, અથાગ છે અને એનું પાણી નવ નેજાં જેટલુ ઊંચું ચડ્યું છે. આ પીડાની મને તો કળ ચઢી ગઇ છે, એને લઇને મારું માથું ભમે છે, મને તંમર આવે છે અને મારું ભાન ચાલ્યું ગયું છે. હવે તો એવો કોઇ હકીમ કે તબીબ મળે તો આ મારી કળ–મૂર્ચ્છાને ટાળે, દૂર કરે. આવો કોઇ વૈદ્ય કે હકીમ મળશે ખરો ? એવો હકીમ કે તબીબ કોણ હશે ? કયાં હશે ?

યુનાની પદ્ધતિ પ્રમાણે દવા કરનાર હકીમ કહેવાય છે અથવા ગડગુમડનુ કામ કરનાર **હકીમ** કહેવાય છે. અને તે જ ધોરણે દવા દારુ કરનાર **તબીબ** કહેવાય છે. અત્યારે સર્જન અને ફીઝીશ્યન વચ્ચે જે તફાવત છે તેને મળતો તફાવત હકીમ અને તબીબ વચ્ચે છે. કેટલાક વ્યાધિઓ એવા હોય છે કે એમાં હકીમનું કામ પડે કે તબીબનું તે નક્કી કરવું મુશ્કેલ પડે છે. એવા ઓપરેશન કે નસ્તરના કેસો માટે હકીમ કે તબીબ પાસે જવુ તે પણ નક્કી થતું નથી. અને ચેતના તો અત્યારે પોતાની શુદ્ધ બુધ ખોઇ બેઠી છે એટલે હકીમ કે તબીબ કોની પાસે જવું તે નક્કી કરી શકે તેવી સ્થિતિમાં પણ નથી. એટલે એ તો વલવલે છે કે એવો કોણ હકીમ કે તબીબ મળે કે જે આ મારા મનની કળ વાળી આપે, મારા અંતરની કળને ટાળી નાખે.

'કર' અને 'કરેજા' માં ળ નો ર થયો છે, એ તો ઘણું સામાન્ય છે. કેટલાક પ્રાણીઓ તો કેળું બોલવુ હોય તો કેરૂં જ બોલી શકે છે. ળ નો ઉચ્ચાર ઘણી જીભને અશકય થઇ પડે છે. **માળનું** માર, **છોળનું** છોર, બહુ સામાન્ય છે. એટલે અહીં કળેજાની 'કળ વાળે' એ અર્થ બરાબર બેસે છે. કાળજાની કળ એટલે કલેજાની મૂર્ચ્છા–

૧. ગુજરાતી ભાષામાં 'નવ નેજા' શબ્દ પ્રચલિત છે, પણ એ કહેવતનુ મૂળ મને સાંપડ્યું નથી. 'નેજું' એટલે નિશાન અથવા વાવટો એવો અર્થ કોશમાં આપ્યો છે, પણ તેનો ભાવ અહીં બેસતો નથી. ભાષાનિષ્ણાત પાસેથી આ કહેવતનો મૂળ અર્થ બેસાડવાનો પ્રયત્ન ચાલુ છે. અમુક અંશે નવ માળ સુધી પાણી ચડે એવો અર્થ સંભવે છે.

# સુપાત્રદાનનું તાત્ત્વિક સ્વરૂપ

લેખકઃ—આ. શ્રી વિજયપદ્મસૂરિ

( અનુસંધાન પૃષ્ઠ ૪૪ થી શરૂ )

કેટલોક સમય વીત્યાબાદ અહીં મતિ-શ્રુત-અવધિ-મન:પર્યવજ્ઞાન-એમ ચાર જ્ઞાનેના ધારણ કરનાર, પૂજ્યપાદ, પ્રાત:સ્મરણીય આચાર્ય મહારાજ શ્રી ધર્મઘોષસૂરીશ્વરજી પધાર્યા. ધર્મમિત્રે શાલિભદ્રને આ બીના જણાવી. તે સાંભળીને વૈરાગ્યરંગથી રંગાયેલ શાલિભદ્ર વિગેરે ખુશી થઇને પરિવાર સાથે આવી, શ્રી ગુરુમહારાજને વંદન કરી યોગ્ય સ્થાને બેઠા. શ્રી ગુરુદેવે શાલિભદ્રાદિ સર્વ નગરજનોને ઉપદેશ દેતાં જણાવ્યું કે—

आयुः शरज्जलधरप्रतिमं नराणां, संपत्तयः कुसुमितद्रुमसारतुल्याः ।
स्वप्नोपभोगसदृशा विषयोपभोगाः, संकल्पमात्ररमणीयमिदं हि सर्वम् ॥ १ ॥

અર્થ—હે ભવ્ય જીવો! શરદ્ઋતુના મેઘના જેવો આયુષ્યનો વિનશ્વર સ્વભાવ છે, ફૂલોથી શોભાયમાન એવા ઝાડના સત્ત્વની જેમ સંપત્તિ પણ નાશ પામવાના સ્વભાવવાળી છે, શબ્દાદિ વિષયના સાધનોની સેવના-એ પણ સ્વપ્નામાં

---

હૃદયના ઘા સમજવા. માણસને શારીરિક સ્થૂળ ઘા વાગ્યો હોય તે તો કોઇ રીતે મટે છે, એના દવા દારૂ થઇ શકે છે અને હાડકા ભાગી ગયાં હોય તે સાજા થઇ શકે છે, પણ હૃદયના ઘા વાગ્યા હોય કે અંદરથી તમર આવ્યા હોય તો તે ટળવા કે મટવા બહુ મુશ્કેલ છે. ચેતના પૂછે છે કે એવો કોઇ હકીમ કે તબીબ છે જે મારાં હૃદયની કળને ઠેકાણે લાવે, એને મટાડી આપે, એ કળ મટી જાય એવું ઓસડ આપે!

અથવા કરનો અર્થ હાથ કરીએ તો એ કાળજાને હાથ કરીને બહાર કાઢે-એવો પણ અર્થ થાય.

કાળજું કરવું એટલે કાળજું કાઢી નાખવું એવો અર્થ પણ શકય છે. 'આ વિરહ છે તે હાથે કરીને ( કર ) કાળજાને કાઢી નાખે છે, તે વિરહના શોકને શમાવે-દૂર કરે' તેવો હકીમ-કે ઇલાજ કોઇ છે?' આ પ્રમાણે અર્થ પં. શ્રી ગંભીરવિજયજીએ લખાવ્યો છે અને તે પણ બંધબેસતો લાગે છે.

વાત એ છે કે પતિપ્રેમા શુદ્ધ ચેતનાને ચેતનરાજનાં રંગઢંગ જોઇ મૂંઝવણ વધતી જાય છે, એની અસહ્ય વિરહદશાનો એના હૃદયને કારી ઘા વાગ્યો છે અને એમાંથી બચવા માટે, એ સ્થિતિમાંથી બહાર નીકળવા માટે એ અનેક પ્રકારના તરવરાટ કરે છે. ( ચાલુ )

મૌક્તિક

જોયેલા ભોગની જેવી ક્ષણભંગુર છે અને કિંપાક ફલની માફક પરિણામે આ ભવમાં ભયંકર રોગાદિની પીડા પમાડનારી અને પરભવમાં દુર્ગતિમાં લઇ જનારી છે. ભવાભિનંદી અણસમજુ જીવો માખી જેમ બળખામાં ચોંટી રહે તેમ ભોગાદિમાં ચોંટ્યા રહેવાથી ( તીવ્ર આસક્તિ રાખવાથી ) છેવટે બહુ પસ્તાય છે. તેમ ધર્મ-રસિક સમજુ જીવોએ ન જ કરવું જોઇએ. વિનશ્વર પદાર્થના મોહથી જ મુક્તિને દેનારી ખરી સાધના ભૂલી જવાય છે. મનુષ્યભવની ખરી ઉત્તમતા નિર્મલ સંયમની સાધના કરવામાં જ રહેલી છે. અપૂર્વ શાંતિનું સાધન તે જ છે. એની સાધના કરીને અનંતા જીવો પરમાનન્દમય નિરાબાધ મુક્તિપદને પામ્યા છે, પામે છે અને પામશે. સ્ત્રીઆદિ મોહના સાધનોમાં સુંદરતા માનવી એ તો બીનસમજણનું ફલ છે, એમ સમજીને વિવેક ધારણ કરીને સંસારસમુદ્રની રખડપટ્ટી ટાળવા માટે કયો ભવ્ય જીવ સંયમની સાધના ન કરે ? "

એ પ્રમાણે દેશના સાંભળ્યા બાદ શાલિભદ્રે પ્રશ્ન પૂછયો કે-" હે ગુરુદેવ ! કયું કાર્ય કરીએ તો માણસને માથે બીજો કોઇ માલિક બનીને ન રહે ? " જવાબમા ગુરુએ જણાવ્યું કે-" જેઓ અનંત તીર્થંકર ગણધર દેવોએ આરાધેલી દીક્ષાને અંગીકાર કરે તેઓ તમામ જગતના માલિક બને. " શ્રી ગુરુ-મહારાજનાં આવાં વચન સાંભળીને શાલિભદ્રે કહ્યુ કે-" જો એમ જ છે, તો હું મારી માતાની આજ્ઞા લઇને આપની પાસે ભાગવતી જૈનેંદ્રી પ્રવ્રજ્યાને ગ્રહણ કરીશ. " શ્રી ગુરુમહારાજે કહ્યુ કે-" અપ્રમાદી થજે, વિલંબ કરીશ નહિ. " શાલિભદ્રે આ બધી બીના માતાને જણાવીને કહ્યું કે-" હે માતાજી ! મેં આજે શ્રી ધર્મઘોષસૂરિજી મહારાજની અપૂર્વ ધર્મદેશના સાંભળી. તે અનાદિ સંસારની રખડપટ્ટી ટાળીને શાશ્વતાનન્દમય પરમપદને દેનારી હતી. તે દેશનાના સાંભળવાથી મને કેદખાના જેવા સંસારમાં હવે તલભાર પણ વાસ્તવિક સુખનો અનુભવ થતો નથી. હે માતાજી ! હું તમને પૂછું છું કે-શું મસાણીયા લાડવામાં એલચીનો સ્વાદ હોય ? " માતાએ કહ્યું-" હે પુત્ર ! ન જ હોય. " જવાબ સાંભળી શાલિભદ્રે કહ્યું-" હે માત ! સંસારમા પણ સ્થાયી અને ખરું સુખ નથી. મોહથી જે કંઇક છે એમ માનેલું સુખ છે, તે પણ દુઃખથી મિશ્રિત છે.[1] મધથી લેપાયેલી તરવારની ધારને ચાટવા જેવું છે, છતાં લીંબડાના ઝાડમાં જન્મેલો કીડો જેમ કડવો છતા પણ લીંબડાને મીઠો માને છે તેમ મોહવાસિત સંસારી જીવો-ખરી રીતે દુઃખરૂપ છતાં પણ સાંસારિક સુખને સુખરૂપ માને છે. વાસ્તવિક સંપૂર્ણ સુખ તો પ્રવ્રજ્યાની આરાધના કરવાથી જ મળે તેમ છે, માટે જો આપ કૃપા કરીને આજ્ઞા આપો તો હું પ્રવ્રજ્યા ગ્રહણ કરું. " માતાએ વિચાર્યું કે-'પ્રવ્રજ્યા પાળવામાં પડતી મુશ્કેલીઓ જણાવીશ તો આ પુત્ર પ્રવ્રજ્યા લેવાનો વિચાર છોડી દેશે.' આવા મોહગર્ભિત ભાવથી માતાએ પુત્રને કહ્યું કે-" હે પુત્ર !

૧. કહ્યું છે કે-જિસ સુખમેં ફિર દુઃખ વસે, સો તો સુખ નાહી.

પ્રવ્રજ્યા લેવી એ કંઇ નાનીસૂની વાત[૧] નથી. તેમાં તો કેશનો લોચ કરવો પડે, સંથારા ઉપર શયન કરવું જોઇએ, બેંતાલીશ દોષ વિનાનો આહાર ગ્રહણ કરવો જોઈએ, પચ્ચીસ ભાવના સહિત પંચ મહાવ્રતનો ભાર વહન કરવો જોઈએ. વિગેરે આકરી ક્રિયા તું શી રીતે કરી શકીશ ?"

જવાબમાં પુત્રે જણાવ્યું કે-" હે માતા ! અજ્ઞાનને લીધે બીજી ત્રણ ગતિમાં આત્મિક પરાક્રમનો દુરુપયોગ કર્યો હવે દશ દષ્ટાંતે દુર્લભ એવી મનુજગતિમાં તેનો સદુપયોગ કરવા ધારીએ તો તે દીક્ષાની આરાધનામાં લગાર પણ મુશ્કેલી જણાતી નથી. પણ એકાંત કર્મની નિર્જરા જ રહેલી છે, એમ મને ચોક્કસ નિર્ણય થયો છે." પુત્રનાં આવાં વચન સાંભળીને માતાએ કહ્યું કે-" હે પુત્ર ! જ્યારે તું એમ જ કહે છે, તો હું તને તારા ભાવી હિતની ખાતર કહું છું કે-આ બાબતનો ધીમે ધીમે અભ્યાસ પાડવો જોઇએ." માતાના આ વચનને માન આપીને શાલિભદ્રે દરરોજ એકેક સ્ત્રી આદિનો ત્યાગ કરવા માંડ્યો

શાલિભદ્રની નાની બેન સુભદ્રાને આ વાતની ખબર પડી, જેથી તે રુદન કરવા લાગી. આ જોઈને તેના સ્વામી ધન્યકુમારે પૂછ્યું કે-" શા કારણથી તું રુદન કરે છે ? " સુભદ્રાએ કારણ જણાવતા પોતાના ભાઇની બીના કહી, ત્યારે ધન્યકુમારે કહ્યું કે-" એમ કરે એ તો કાયર કહેવાય. શૂરવીર તો એકદમ ત્યાગ કરે." સુભદ્રા વિગેરે સ્ત્રીઓએ મશ્કરીમાં પતિને કહ્યું કે-" જો એમ કહો છો તો તમે તેમ કરી કેમ દીક્ષા લેતા નથી ? " ધન્યકુમારે કહ્યું. " તથાસ્તુ. ( હું જલ્દી તેમ કરવા તૈયાર છું ) સારું થયું કે તમે મને આજ્ઞા આપી " સુભદ્રા વિગેરે સ્ત્રીઓએ કહ્યું કે-" અમે તો એમ મશ્કરીમાં કહ્યું છે માટે રીસ ન કરો." ધન્યકુમારે કહ્યું કે-" સ્ત્રી આદિ અનિત્ય પદાર્થોને છંડીને હવે હું જરૂર દીક્ષા લઇશ ડાહ્યા માણસે ઉત્તમ તક ન જ ગુમાવવી જોઇએ." પતિના આવાં વચન સાંભળી સ્ત્રીઓએ કહ્યું કે-" જો એમ જ છે તો અમે પણ તમારા માર્ગને અનુસરવા તૈયાર છીએ." ધન્યકુમારે પણ તેમ કરવા રાજી થઇને આજ્ઞા આપી

ધન્યકુમારને એવી ખબર મળી કે-કરુણાનિધાન શાસનનાયક પ્રભુશ્રી મહાવીરદેવ વૈભારગિરિ ઉપર પધાર્યા છે, તેથી તેણે સ્ત્રીઓની સાથે ત્યાં જઇને સંસારસમુદ્રને તરવાને હોડીના જેવી ઉત્તમ દીક્ષા પ્રભુના હાથે આનંદથી ગ્રહણ કરી.

આ વાત શાલિભદ્રના કાને ગઈ, જેથી તેણે પણ સંસારરૂપી દાવાનલને ઠારવામાં પાણીના પ્રવાહ જેવી ઉત્તમ દીક્ષા પ્રભુના હાથે આનંદથી સ્વીકારી.

---

૧. મોહમસ્ત જીવો એમ કહે છે કે-ખાતે પીતે રામજી મલે, તો મેરેકું બી દીજીએ,<br>
પણ શિર સાથે મિલે, તો ચૂપ કરી રીજીએ. ૧

ખરી વાત તો સત્ય જ્ઞાનીઓ કહે છે કે-ભૂખે મારું ભોંયે સુવાડું, માથામાં પાડું તાલ;<br>
એમ કરતાં નવિ ચૂક તો, પછી કરી દઉં ન્યાલ. ૧

ત્યારબાદ સપરિવાર પ્રભુએ ત્યાંથી વિહાર કર્યો. બંને મુનિવરોએ સ્થવિર ભગવંતોની પાસે અભ્યાસ કરી બહુશ્રુતપણું મેળવ્યું. તે સાથે માસખમણુ જેવી પણ ઉગ્ર તપશ્ચર્યાઓ કરી શરીરને સૂકવી નાખ્યું. ક્ષણભંગુર શરીરનો સૂકાવાનો તો સ્વભાવ છે જ. કયાં તો તપથી સૂકાય, કયાં તો રોગથી સૂકાય. તેમાં તપથી સૂકાય તો તેથી કર્મનિર્જરારૂપ વિશિષ્ટ લાભ થાય છે.

એક વખત પ્રભુશ્રી મહાવીર રાજગૃહી પધાર્યા ત્યારે માસક્ષમણુના પારણે બંને મુનિવરોએ વંદન કરી પ્રભુની પાસે ગોચરી જવા માટે આજ્ઞા માગી, ત્યારે પ્રભુએ કહ્યું કે-"શાલિભદ્રની માતા તમને ગોચરી વહોરાવશે." ત્યારબાદ બંને મુનિરાજ અનુક્રમે ફરતા ફરતા ભદ્રામાતાના ઘેર પધાર્યા. આ વખતે તે પ્રભુ શ્રી વીરની સાથે આવેલા પોતાના પુત્રને વંદન કરવા જવાની તૈયારી કરવામાં વ્યગ્ર હોવાથી અને બંને મુનિઓના શરીર દુર્બલ થઇ ગયેલા હોવાથી ભદ્રામાતાએ તેમને ઓળખ્યા નહિ. તેઓ ક્ષણવાર ત્યાં ઊભા રહી આગળ ચાલ્યા. અનુક્રમે નગરના દરવાજાની પાસે આવતા તેઓને ધન્યા નામની વૃદ્ધ સ્ત્રી( શાલિભદ્રના પૂર્વભવની માતા )એ જોયા. જોતાંની સાથે જ પુત્રસ્નેહથી સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યું. હર્ષિત થઇને વંદન કરી બ નેને ઉલ્લાસથી દહીં વહોરાવ્યું. તે લઇને બંને મુનિવરો પરમાત્મા પાસે આવી, ગોચરી [1]બતાવીને, પારણું કરી પ્રભુદેવની પાસે આવ્યા ત્રણ પ્રદક્ષિણા દઇને વંદન નમસ્કાર કરી અનશન અંગીકાર કરવાની આજ્ઞા માગી. જેમ બંને મુનિવરોએ આયુષ્ય ઓછું છે એમ નિર્ણય કર્યો હતો તેમ પ્રભુએ પણ કેવલજ્ઞાનથી જાણ્યું કે હવે આ બંનેનું આયુષ્ય અલ્પ છે, અનશન ક્રિયા કરવાને લાયક છે તેથી આજ્ઞા આપી. ત્યારબાદ બંને મુનિવરો વૈભારગિરિની ઉપર જઈ, ત્યાં એક શિલાને પ્રમાર્જીને પાદપોપગમન નામનું અનશન અંગીકાર કરી આત્મતત્ત્વની વિચારણામાં લીન બન્યા. અહીં પ્રભુવીરની પાસે નગરજનોની સાથે રાજા શ્રેણિક ધામધૂમથી વિધિપૂર્વક વંદન કરવા આવ્યા. તે પ્રસંગે માતા ભદ્રાએ વંદન કરી પ્રભુને પૂછયું કે-"હે પ્રભુ! શાલિભદ્ર અને ધન્યકુમાર મારે ત્યાં ગોચરી માટે કેમ ન પધાર્યા?" ઉત્તરમાં પ્રભુદેવે કહ્યું કે-"તે બંને આવ્યા હતા પણ તમે ઓળખ્યા નહિ, તેથી અહીં આવતાં પૂર્વભવની માતાએ તેમને દહીં વહોરાવ્યું. તપનું પારણું કરીને, મારી આજ્ઞા લઇ તેઓએ વૈભારગિરિ ઉપર જઈ અનશન અંગીકાર કર્યું છે." એ સાંભળીને માતા ભદ્રા રાજા શ્રેણિકની સાથે ત્યાં ગયા અને બંનેને અનશન ક્રિયામાં નિશ્ચલ દેખીને આ પ્રમાણે કહેવા લાગ્યા કે-

---

૧. ધર્માધાર શરીરના ટકાવ માટે પ્રભુએ નિર્દોષ ગોચરીનો માર્ગ પ્રકાશ્યો છે. તે લાવ્યા બાદ વડીલ ગુરુમહારાજ આદિને જરૂર બતાવવી જોઇએ, કારણ કે દરેક પદાર્થના ગુણદોષના જાણકાર તેઓ જ હોય છે-એ જ પ્રમાણે શ્રી ગૌતમાદિ ભગવંતે પણ કર્યું છે. એમાં શ્રી ભગવતીજી આદિ શાસ્ત્રો સાક્ષીભૂત છે.

# શ્રી તત્ત્વાર્થસૂત્રમ્-સાનુવાદમ્ ।

(ગત વર્ષના અંક ૧૦ માના પૃ. ૨૩૧ થી શરૂ)

સૂત્રકાર—વાચકવર ઉમાસ્વાતિ ગણિ

અનુવાદકાર—મુનિ શ્રી રામવિજયજી

સાત નારકીના નામ-કોને આધારે રહેલ છે?-નારકી જીવોની લેશ્યા વગેરે સૂત્ર૧-૨-૩

સૂત્ર—( १ ) रत्नशर्करावालुकापंकधूमतमोमहातमःप्रभाभूमयो घनां-
बुवाताकाशप्रतिष्ठाः सप्ताधोऽधः पृथुतराः ॥ ( २ ) तासु नरकाः ( ३ ) नित्या-
शुभतरलेश्यापरिणामदेहवेदनाविक्रियाः ॥

હરિગીત

રત્નપ્રભા છે નરક પહેલી, શર્કરા બીજી ભણું;
વાલુકાને ત્રીજી ગણતાં, ચોથી પંકપ્રભા સુણું;
ધૂમપ્રભા છે પાંચમી વળી, તમઃપ્રભા છઠ્ઠી ખરી;
સાતમી તમસ્તમાને, નામ સુણી કંઠે કરી. ૧

નરકપૃથ્વી-નામ સાતે, પ્રથમ સૂત્રે ઉચ્ચરી;
ઘનોદધિ ઘનવાત સાથે, દ્રવ્ય આકાશે ધરી;
પ્રથમથી વળી સાત નરકો, અધઃ અધઃ તે જાણવી;
એકથી વળી સાત નરકો, પહોળી પહોળી માનવી. ૨

નરક પૃથ્વી સાતમાંહિ, વાસ નારકી જીવના;
અશુભથી અશુભતર છે, દોષ નિત્ય સ્વભાવના;
એકથી વળી બીજી નરકે, ક્રમસર સાતે સુધી;
અશુભ લેશ્યા અશુભ ભાવે, અશુભ પરિણામે વધી. ૩

---

"હે પુત્ર! હું કેવી નિર્ભાગિણી કે તું મારે ત્યાં ગોચરીના કારણે આવ્યો, છતાં મેં તને ઓળખ્યો નહીં." આ પ્રમાણે વિલાપ કરતી માતા ભદ્રાને રાજા શ્રેણિકે ધાર્મિક વચનોથી સમજાવીને શોક રહિત કર્યાં બંને મુનિવરો છેલ્લા શ્વાસોચ્છ્વાસ સુધી નિશ્ચલપણે નિર્મલ ધ્યાનમાં લીન બની, કાળધર્મ પામીને સ્વર્ગસ્થાનોમાં શ્રેષ્ઠ સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવ થયા ત્યાંથી ચ્યવીને મનુષ્ય થઈ સિદ્ધિપદ પામશે. આ દૃષ્ટાંતમાંથી સમજવાનું એ કે-પાછલા ભવે દીધેલા સાત્ત્વિક સુપાત્રદાનના પ્રભાવે જ શાલિભદ્રે મનુષ્યભવમાં પણ દેવતાઇ ઋદ્ધિનો અનુભવ કર્યો. છેવટે તેઓને સંયમાદિની ભાવના પણ થઈ અને તેની સાધના કરીને સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવ થયા, ત્યાંથી ચ્યવીને મુક્તિપદ પામશે એમ જાણીને ભવ્ય જીવોએ આવા સુપાત્રદાન તરફ સતત લક્ષ્ય રાખવું જોઇએ (ચાલુ)

શુભ નહિ વળી દેહપિંડો, અશુભતર વળી વેદના;
વિક્રિયા અશુભતરથી, વાત સુણો એકમના;
લેશ્યા વળી પરિણામ દેહ જ, વેદના વિક્રિયતા;
બોલ પાંચ જ નરક સાતે, ક્રમસર વધતા જતા. ૪

નારકીના દુઃખો તથા સાતે નરકપૃથ્વી જીવોના આયુષ્યો—

**સૂત્ર—(૪) परस्परोदीरितदुःखाः (૫) संक्लिष्टासुरोदीरितदुःखाश्च प्राक् चतुर्थ्याः ॥ (૬) तेष्वेकत्रिसप्तदशसप्तदशद्वाविंशतित्रयस्त्रिंशत्सागरोपमाः सत्वानां परा स्थितिः ॥**

અન્યોઅન્ય નરક જીવો, વૈરભાવે દુઃખને;
ઉદીરતા તે સામ સામે, ક્ષણ ન પામે સુખને;
કૃષ્ણલેશી અસુર દેવો, બહુ જ નિર્દય કર્મથી;
નરક ત્રણને દુઃખ દેતાં, વાત સમજો મર્મથી. ૫

એક ત્રણ વળી સાત દશ, સાગર સત્તરતણી;
બાવીશ ને તેત્રીશ જાણું, સ્થિતિ સાગર મેં ભણી;
પ્રથમ બીજી ત્રીજી ચોથી, પાચમી છઠ્ઠી ધરા;
સાતમીમાં આયુ ગણના, કહત તે પાઠકવરા. ૬

દ્વીપ-સમુદ્રોની સંખ્યા તથા આકાર વગેરે તથા જંબૂદ્વીપનું વર્ણન.

**સૂત્ર—(૭) जंबूद्वीपलवणादयः शुभनामानो द्वीपसमुद्राः (૮) द्विर्द्वि-विष्कंभाः पूर्वपूर्वपरिक्षेपिणो वलयाकृतयः (૯) तन्मध्ये मेरुनाभिर्वृत्तो योजन-शतसहस्रविष्कंभो जंबूद्वीपः ॥**

જંબૂદ્વીપ તે સરસ નામે, પ્રથમ દ્વીપ જ સર્વમાં;
લવણ નામે પ્રથમ ઉદધિ, પ્રસિદ્ધ છે વળી સૂત્રમાં;
આદિ શબ્દે શાસ્ત્ર સાખે, દ્વીપ ને વળી સાગરા;
અસંખ્ય છે બહુ શુભ નામે, વદે બહુશ્રુત ગણધરા. ૭

એક દ્વીપથી ઉદધિ બીજો, ક્રમથકી દ્વીપ સાગરા;
વિસ્તારથી બમણા કહે છે, સૂત્રપાઠે મુનિવરા;
એકથી વળી એક બીજા, વીંટી વીંટીને રહ્યા;
ગોળ કંકણ આકૃતિ જેમ, ભાવથી મેં સદ્દહ્યા. ૮

સર્વ દ્વીપ સમુદ્ર મધ્યે, જંબૂદ્વીપ જ દેખતાં;
મેરુપર્વત નાભિ સરખો, જ્ઞાનદષ્ટિ જોવતાં;
આકૃતિમાં દ્વીપ જંબૂ, થાળ સરખો માનવો;
વિસ્તારમાં તે લાખ યોજન, ગુણનિધિ અવધારવો. ૯

મનુષ્યને વસવાના ક્ષેત્રો તથા છ પર્વતો—

સૂત્ર—(૧૦) तत्र भरतहैमवतहरिविदेहरम्यकहैरण्यवतैरावतवर्षाः क्षेत्राणि ॥ (११) तद्विभाजिनः पूर्वापरायता हिमवन्महाहिमवन्निषधनीलरुक्मिशिखरिणो वर्षधरपर्वताः ॥

જંબૂદ્વીપે ભરત નામે, ક્ષેત્ર પહેલું સુંદરુ;
હેમવંત જ ક્ષેત્ર બીજું, યુગલિકને સુખકરુ;
હરિવર્ષ નામે ક્ષેત્ર ત્રીજું, ચોથું ક્ષેત્ર જ જયવરુ;
નામથી તે પુણ્યવંતું, મહાવિદેહ મંગલકરુ. ૧૦

ક્ષેત્ર પંચમ નામ રમ્યક્, ભોગભૂમિ સુંદરુ;
છઠ્ઠું ક્ષેત્ર નામથી તે, ઐરણ્યવંત જ ખરુ;
ક્ષેત્ર ઐરાવત જ નામે, સાતમું છે જયકરુ;
જંબૂદ્વીપે ક્ષેત્ર સપ્તક, નામથી ભવભયહરુ. ૧૧

ક્ષેત્ર-સપ્તક પાડી જુદા, આપનારા ગિરિવરા;
જંબૂદ્વીપે ષટ્ કહ્યા છે, સાંભળો ચિત્ત ગુણધરા;
પૂર્વ પશ્ચિમ દીર્ઘ સારા, નામ સુંદર જેહના;
એક પછી વળી એક બોલું, સુણજો થઇ એકમના. ૧૨

પ્રથમ ગિરિનું નામ હિમવન્, નામ બીજું સુણતાં;
મહાહિમવન્ હૃદય ધારુ, નિષધ ત્રીજું બોલતાં;
નામ ચોથું નીલવંત જ, પંચમ રૂપી ગણું;
શિખરી છઠ્ઠું નામ વદતા, મોહના મર્મ જ હણું. ૧૩

*જંબૂદ્વીપની ક્ષેત્રસંખ્યા કરતાં ધાતકીખંડની બમણી જાણવી અને પુષ્કરાર્ધની પણ ધાતકીખંડ જેટલી જ સમજવી.*

સૂત્ર—(१२) द्विर्धातकीखंडे (१३) पुष्करार्धे च ॥

જંબૂદ્વીપે સાત ક્ષેત્રો, છની સંખ્યા ગિરિતણી;
ધાતકીખંડ દ્વીપ બીજે, બમણી સંખ્યા સુખ ભણી;
પુષ્કર નામે દ્વીપ અર્ધે, ધાતકીવત્ જાણવી;
જંબૂદ્વીપથી સર્વ વસ્તુ, દ્વિગુણી અવધારવી. ૧૪

મનુષ્યના ભેદો, કર્મભૂમિના નામ તથા મનુષ્ય તિર્યંચનું આયુ—

સૂત્ર—(१४) प्राङ्मानुषोत्तरान् मनुष्याः (१५) आर्याम्लिशश्च (१६) भरतैरावतविदेहाः कर्मभूमयोऽन्यत्र देवकुरूत्तरकुरुभ्यः (१७) नृस्थिती परापरे त्रिपल्योपमान्तर्मुहूर्ते (१८) तिर्यग्योनीनां च ॥

# એક સહનશીલ ડૉક્ટર

[બનેલી સત્ય બીના]

ડૉક્ટરો તો અનેક થયા છે, વર્તમાનમાં છે અને ભવિષ્યમાં થશે પણ અમે જે ડૉક્ટરની સહનશીલતાનું વર્ણન આપીએ છીએ તે ડૉક્ટરની મહાનુભાવતા ને સહનશીલતા અજબ હતી.

જે શહેરમાં તે ડૉક્ટર તરીકે આવવાના હતા તે શહેરમાં તેમના આવ્યા અગાઉ લોકો તેના સંબંધમાં અનેક પ્રકારની જુદી જુદી વાતો કરતા હતા. તે ડૉક્ટર સરકારી પગારદાર હતા. પગાર સારો મળતો હતો. દિલના દયાળુ હતા, પરોપકારપરાયણ હતા અને પોતાની ડૉક્ટરી વિદ્યાને કેમ સફળ બનાવવી એ એમનું લક્ષ્ય હતું. તેમણે આવતાં જ પ્રથમ તો સવારથી ૧૧ વાગતા સુધી દર્દી આવે તેને દાખલ કરવા, પછી ન કરવા એ તો કાયમ રાખ્યું; પરંતુ આવેલા દર્દીઓને તપાસી દવા લખી આપ્યા પછી જ પોતે જવાનું રાખ્યું, તેમજ હકીકત કહીને દવા લેવા આવનારાઓ પૈકી જેને ત્યાં જઇને જાતે જોવાની જરૂર લાગતી તેને ત્યાં જઇને તપાસ્યા બાદ દવા લખી આપતા અને તે દવા દવાખાનામાંથી મળી જાય તેવો ઉચિત બંદોબસ્ત કર્યો હતો.

---

માનુપોત્તર-ભૂધર પૂર્વે, જન્મ મરણો નરતણા;
વિરતિ મુક્તિ આત્મ તત્ત્વે, સાધ્ય સાધન છે ઘણા;
આર્ય ને વળી મ્લેચ્છ ભેદે, માનવો બે જાતના;
ધર્મ ને અધર્મ સેવે, જુદી જુદી ભાતના. ૧૫

ભરતક્ષેત્ર કર્મભૂમિ, નામથી પહેલી ભણી;
ઐરવતને બીજી ગણતાં, મહાવિદેહ ત્રીજી ગણી;
દેવકુરુને છોડતાં વળી, ઉત્તરકુરુ છોડવું;
વિદેહ ત્રીજી કર્મભૂમિ, માનવા મન જોડવું. ૧૬

ત્રણ પલ્યોપમ આયુ રેખા, મનુભવમાં સૂત્રથી;
તિર્યંચ ભવમાં તેહ ભાખી, સરખે સરખા માનથી;
અંતર્મુહૂર્ત્ત અલ્પ આયુ, નરતિરિના સ્થાનમાં;
અધ્યાય ત્રીજે સૂત્ર ભાવો, કહ્યા હરિગીત ગાનમાં. ૧૭

इति संग्रहकार-वाचकप्रवर-श्रीमदुमास्वातिविरचिततत्त्वार्थसूत्रे शास्त्र-विशारद-कविरत्नाचार्य-श्रीमद्विजयामृतसूरीश्वरपादपद्मपरागस्वादरागषट्पदमुनि-रामविजयविरचितगुर्जरभाषानुवादसंकलितः तृतीयोऽध्यायः ॥

દર્દીને જોવા જવાની ફી લેવાનું કે ગાડીભાડું લેવાનું તેમણે રાખ્યું નહોતું. આવા રિવાજથી દર્દીઓના દિલ તો તેમણે આકર્ષ્યા પણ સાથોસાથ બીજા ડૉકટરોના અને કંપાઉન્ડર વિગેરેના દિલમાં અસંતોષ ઉપજાવ્યો.

એક વાર તેમને એક માણસે મોઢામોઢ કહ્યું કે 'તમારી આવી પ્રવૃત્તિથી અહીંના બધા ડૉકટરો તમારા પર નારાજ થયા છે' માટે તમે ફી લેવાનું રાખો તો ઠીક.' ડૉકટરે કહ્યું કે-'મને સરકાર સાડાચાર સો માસિક પગાર આપે છે ને વાહન આપે છે, તો પછી મારે ફી શા માટે લેવી ? મારા પર નારાજ થયેલા ડૉકટરોએ નારાજ ન થતાં મારી જેવી પ્રવૃત્તિ પસંદ આવતી હોય તો શરૂ કરવી જેથી પરમાર્થ થશે અને પૈસા પણ મળશે. કરેલો પરમાર્થ ખાલી જતો જ નથી પણ જરા ધીરજ રાખવી જોઇએ.'

ડૉકટરના આવા પ્રત્યુત્તરથી કહેનાર મૌન થઈ ગયો. ક્રમે ક્રમે આ ડૉકટરની પ્રશંસા તો વધી પણ કેટલાક અટકચાળાઓએ બીજાની પ્રેરણાથી તેની હાસી કરવા માંડી ને અડપલું પણ કરવા માંડ્યું, પરંતુ આ તો પૂરા સહનશીલ હોવાથી તેને ગણકાર્યું નહીં અને કોઇને કાંઇ કહ્યું પણ નહી.

શહેરમાં ડૉકટરી અભ્યાસ કરાવવાનો એક કલાસ ચાલતો હતો, તેમા તે ડૉકટર પ્રોફેસર નીમાયા હતા. તેની પાસે અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ પ્રથમ તો કાંઇક હાંસીમાં ભળતા પણ પછીથી તો તેમની શાંત પ્રવૃત્તિ જોઇને શાંત થઇ ગયા.

એક વખત તેઓ અભ્યાસ કરાવતા હતા તે વખતે એક છોકરાએ બહારથી એવો ઘા કર્યો કે તે ડૉકટરના કપાળમા જ વાગ્યો લોહી પુષ્કળ નીકળ્યું અને થોડાક વખત બેશુદ્ધિ પણ રહી. પછી પાણી વિગેરેથી ઘા સાફ કરી પાટો બાધીને તે તો અભ્યાસ કરાવવા લાગ્યા. આ હકીકત જાણી તેમના ઉપરી અધિકારી ત્યાં આવ્યા અને આવી નાદાની કરનારને શોધી કાઢી તેને શિક્ષા કરવાનુ તેમજ કલાસમાંથી કાઢી મૂકવાનુ કહ્યુ ડૉકટર સાંભળી રહ્યા, કારણ કે તેમને તો કાંઈ કરવું નહોતું. ઉપરીના ગયા પછી તેમણે વિદ્યાર્થીઓને ઉદ્દેશીને કહ્યુ કે-'આમ કરવાથી પણ જો એક વિદ્યાર્થીને આનંદ થતો હોય તો મને તેમાં વાંધો નથી. હું તેના પર કાંઇ કરવાનો નથી, કારણ કે તે પણ મારો વિદ્યાર્થી હોવાથી મારા પુત્ર જેવો છે. તે મને અકારો નથી ' આવાં તેમનાં શબ્દો સાંભળી પેલો વિદ્યાર્થી આવીને તેમના પગમાં પડ્યો અને ક્ષમા માગી 'ડૉકટરે તેને ઊભો કરી તેના પ્રત્યે સ્નેહ બતાવ્યો અને ઘણા પ્રસન્નચિત્તે ક્ષમા આપી.

આ હકીકતથી તે ડૉકટરની પ્રશંસા બહુ વધી ગઇ. તમામ લોકો તેની પાસે આવી આવીને મુબારકબાદી આપવા લાગ્યા. ડૉકટરે તો પોતાની પ્રવૃત્તિ હમેશને માટે ચાલુ રાખી.

આ હકીકત ઉપરથી સાર એ લેવાનો છે કે આપણે આવા સહનશીલ, ઉદારદિલ ને પરોપકારપરાયણ ક્યારે થશું ? ધન્ય છે એના મનુષ્યપણાને !

( 'પ્રબુદ્ધ જૈન'માંથી ઉધ્ધૃત )

કુંવરજી

निश्चय करके उनके भजनमें लग जाओ, फिर देखते ही देखते तुम्हारा तमाम कायापलट हो जायगा। तुम महान् साधु और भगवान् के अनन्य भक्त बन जाओगे। एक तुम्हीं क्यों, सच पूछो तो इस घोर कलियुगमें आज ऐसे कितने लोग हैं जो कुसङ्गमें पड़कर मनको मथ डालनेवाली प्रबल इन्द्रियोंके गुलाम होकर भी पापपथसे बिल्कुल बचे हों? ऐसे कितने लोग हैं जिन्होंने जवानी की गधापचीसीमें बूरे काम न किये हों और जिनका जीवन आदिसे अन्ततक निष्पाप, सर्वथा शुद्ध और परमपावन रहा हो? जिनका जीवन आदिसे अन्त तक निष्पाप, सर्वथा शुद्ध और परम पावन रहा हो? जिनका जीवन ऐसा पवित्र है वे निश्चय ही परम पूज्य हैं, उनके चरणरजः-कणको प्राप्त करनेवाला भी पावन हो सकता है। परंतु ऐसे लोग विरले ही हैं। अधिकांश जनसंख्या तो आज ऐसी ही है, जो पाप के कीचड़ में फँसी है। उपरसे भले ही साफ मालूम हो। ऐसी दशा मे उन लोगोंको अवश्य ही भाग्यवान् और भगवान् के बडे कृपापात्र समझना चाहिये, जो अपने बूरे कर्मों के लिए पश्चात्ताप करते हैं, उनसे छूटनेका प्रयास करते हैं, और भगवानकी कृपा तथा प्रेमकी प्राप्तिके लिये व्याकुल हो उठते हैं। वे दयालु भगवान् यही तो चाहते हैं। उनकी कृपा-सुधावृष्टि की प्राप्तिके लिये इतना ही पर्याप्त है। पापोंका सच्चा प्रायश्चित्त हृदयके पश्चात्तापमे है और भगवान्की उस कातर प्रार्थनामें है-जिसमें अपनी बेबसीका सच्चा हाल बतलाकर भगवान्से कृपादान करनेके लिये रोया जाता है।

तुम पश्चात्ताप करो, रोओ, भगवान्से क्षमा-प्रार्थना करो और सबसे आवश्यक बात है, भगवान्की कृपापर विश्वास करके, एकमात्र उन्हींको अपना परम रक्षक, सच्चा स्वामी, परम बन्धु, परम धन, परम इष्ट और परम आश्रय मानकर उनके भजनमे लग जाओ। बीत गयी सो बीत गयी; जो बूरे-भले कर्म बन गये सो बन गये। अब जितनी उम्र बाकी है, उसे भगवान्को सौंप दो। प्रत्येक श्वासमें उनका नाम जपो, उनका पावन स्मरण करो, प्रत्येक कार्य उनकी पूजाके लिये करो। फिर वे अपने आप ही तुम्हें अपनालेंगे, देर नहीं होगी। देखते ही देखते तुम महान् पवित्र और उनके परम प्रेमी बन जाओगे। [ 'कल्याण'-साधनांकसे उद्धृत ]

सं० आ. श्रीविजयललितसूरि

# ચાર પ્રકારના મેઘ અને મનુષ્ય

શ્રી સ્થાનાગ સૂત્રના ચોથા સ્થાનકમાં ચાર પ્રકાર અનેક બતાવ્યા છે, તેમાં ૩૪૭ મા સૂત્રમાં ચાર પ્રકારના મેઘ કહ્યા છે, તે આ પ્રમાણે—પુષ્કલાવર્ત, પર્જન્ય, જિમૂત અને જિમ્હ. પુષ્કલાવર્તને એક વાર મહામેઘ વરસે તો જમીનમાં દશ હજાર વર્ષ સુધી તેની સ્નિગ્ધતા-રસકસ રહે છે. એવા વરસાદ શીતળનાથ સુધી વરસતા હતા બીજો પર્જન્ય નામનો મહામેઘ એક વાર વરસે તો તેની સ્નિગ્ધતા જમીનમાં એક હજાર વર્ષ સુધી રહે છે. એવા વરસાદ શાંતિનાથ સુધી વરસતા હતા. ત્રીજો જિમૂત નામનો મહામેઘ એક વાર વરસે તો તેની સ્નિગ્ધતા જમીનમા દશ વર્ષ સુધી રહે છે. એવા વરસાદ મહાવીરસ્વામી સુધી વરસતા હતા. ચોથા જિમ્હ જાતિના મેઘ આ પાચમા આરામા કલિકાળમા વરસે છે. તે અનેક વખત વરસે છતા તેની ચીકાશ એક વર્ષ સુધી જમીનમા રહે છે અથવા નથી પણ રહેતી

એ જ પ્રમાણે ચાર પ્રકારના પુરુષજાત કહેલ છે. જેમા પ્રથમના પ્રકાર જેવા મુનિરાજના એક વારના ઉપદેશથી અથવા ઉદાર ગૃહસ્થના એક વારના દાનથી તેની અસર મચોટ થાય છે અને તે પ્રભૂતકાળ પર્યંત રહે છે. બીજા પ્રકારના મેઘ જેવા મુનિરાજના એક વારના ઉપદેશની અને ગૃહસ્થના એક વારના દાનની અસર પ્રથમ કરતાં ઓછા કાળ સુધી ટકે છે. ત્રીજા પ્રકારના મેઘ જેવા મુનિરાજના એક વારના ઉપદેશની અને ગૃહસ્થના એક વારના દાનની અસર બીજા કરતાં ઓછા વર્ષો સુધી ટકે છે અને ચોથા પ્રકારના આ કાળના મેઘ જેવા મુનિના વારંવારના ઉપદેશની અને ગૃહસ્થના વારંવારના દાનની અસર થાય છે અથવા નથી પણ થતી. અને થાય છે તો તે એક વર્ષ સુધી ટકે છે અથવા નથી પણ ટકતી

આ હકીકત ઉપરથી સાર ઘણો લેવાનો છે તે સુજ્ઞજનો સ્વયમેવ લઇ શકે છે શ્રી ઠાણાગ સૂત્રમા મેઘને અંગે તેમજ પુરુષને અંગે બીજા ચાર ચાર પ્રકાર અનેક પ્રકારે દર્શાવ્યા છે. કોઈ મેઘ ગર્જારવ કરે છે પણ વરસતો નથી, કોઇક મેઘ વરસે છે પણ ગાજતો નથી, કોઇક ગાજે છે અને વરસે છે અને કોઇ ગાજતો ય નથી અને વરસતો પણ નથી. આ પ્રમાણે કોઇ મનુષ્ય દાનાદિની પ્રતિજ્ઞા કરે છે પણ દાન કરતો નથી, કોઇ દાનાદિ કરે છે પણ પ્રતિજ્ઞા કરતો નથી, કોઇ પ્રતિજ્ઞા કરે છે અને કાર્ય પણ કરે છે અને કોઇ બને કરતો નથી. આ પ્રમાણે અનેક પ્રકારો દર્શાવ્યા છે. તે ખાસ ગુરુગમથી વાંચવા, સાંભળવા ને સમજવા જેવા છે.

આ લેખમાં ઉપદેશદાતા ગુરુના ચાર પ્રકાર બતાવ્યા છે તેના કારણ તરીકે ઉપદેશદાતાનો બોધ અને ઉપદેશ દેવાની શક્તિની તરતમતા સમજવાની છે, તેમજ દાનના દાતારની પણ દાનની અલ્પતા, મહતા તેમજ દાતારના અધ્યવસાયની મંદતા, તીવ્રતા સમજવાની છે. તેના સયોગવડે જ આવા ભેદ પડી શકે છે. કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકારઃ-જિજ્ઞાસુ )

**પ્રશ્ન ૧**—સુપાત્રદાન દેવામાં તત્પર શ્રાવક અનુકંપાદાનથી વિમુખ હોય?

**ઉત્તર**—ન જ હોય અનુકંપાદાન તો તેના હૃદય સાથે જડાયેલું જ હોય

**પ્રશ્ન ૨**—કોઇની વસ્તુ વગરપૂછયે લઈ લેવાથી અદત્ત લાગે છે તેમ વગર-કહ્યે જોઈ જવાથી દોષ લાગે?

**ઉત્તર**—એમાં અદત્તનો દોષ ન લાગે, બાકી તે વ્યવહારથી વિરુદ્ધ ગણાય

**પ્રશ્ન ૩**—સાત પ્રકારે ચોર કહેલ છે, તેમાં ચોરને ભોજન દેનારને પણ ગણેલ છે તે શી રીતે સમજવું? એમાં દયા નથી?

**ઉત્તર**—સાત પ્રકારમાં ભોજન દેવાનો જે નિષેધ કર્યો છે તે તેના ચૌર્ય-કાર્યમાં સહાય તરીકે થાય તેથી નિષેધ કરેલો સમજવો

**પ્રશ્ન ૪**—કોઇ ખૂન કરનાર મનુષ્યને કોઇ ન્યાયાધીશ લાંચ-રૂશ્વત લઈને છોડી દેય તો તે કેવો ગણાય? તેને અભયદાનનો લાભ મળે?

**ઉત્તર**—અન્યાયી ગણાય અને તેને અભયદાનનો લાભ ન મળે.

**પ્રશ્ન ૫**—દેશ સામાયિક કે દેશ પોસહમાં શ્રાવકને આભૂષણ પહેરવાની છૂટ છે તે દેશ સામાયિક ને દેશ પોસહ કોને સમજવો?

**ઉત્તર**—દેશ સામાયિક કરેમિ ભં તે ઉચ્ચર્યા સિવાય સમભાવ ધારણ કરીને બેસે તેને સમજવું ને દેશથી શરીરસત્કાર વિગેરે પોસહ કરનારને દેશથી પૌષધ-વાળો સમજવો

**પ્રશ્ન ૬**—ઈંદ્રપણું ને ચક્રીપણું ભવશ્રેણીમાં કેટલી વાર પામે?

**ઉત્તર**—શ્રી ભગવતી સૂત્રમાં આખી ભવશ્રેણીમા બે વાર જ પામે એમ જણાવેલ છે

**પ્રશ્ન ૭**—સર્વાર્થસિદ્ધના દેવો જેમ એકાવતારી હોય છે તેમ સાતમી નરકના નારકી માટે કાઇ નિયમ છે? કેમકે ત્યાં પણ દુઃખની પરાકાષ્ઠા છે.

**ઉત્તર**—એને માટે નિયમ નથી, એટલુ જ નહીં પણ તે તો અનંતકાળ સુધી પણ સંસારમા પરિભ્રમણ કરે.

**પ્રશ્ન ૮**—પડિમાધારી શ્રાવકને સાધુ તુલ્ય મનાય?

**ઉત્તર**—અગિયારમી પડિમા વહેતો હોય ત્યારે મનાય તે સિવાયની પ્રથમની પડિમામાં તો તેને માટે જે સ્થિતિ કહી છે તે સમજવી

**પ્રશ્ન ૯**—નમોઽર્હત્ વિગેરે જે ચાર સૂત્રો પૂર્વમાથી ઉદ્ધરેલ કહેવાય છે તેને શાશ્વત માનવા કે કેમ?

ઉત્તર—મહાવિદેહ ક્ષેત્રની અપેક્ષાએ માની શકાય.

પ્રશ્ન ૧૦—દેવગુરુના સોગન નહીં ખાવાની પ્રતિજ્ઞાવાળાએ કોર્ટમાં જેવા સોગન આપે તેવા લેવા પડે તેનું કેમ?

ઉત્તર—એ અશક્યપરિહાર છે તેથી દોષ ન સમજવો.

પ્રશ્ન ૧૧—ચંદનબાળાનો અઠ્ઠમ કરનાર અડદના બાકુળા જ લે છે તેથી તેને અડદના બાકુળા સંબંધી ખાવાની તીવ્રતા સમજવી કે નહીં?

ઉત્તર—તીવ્રતા સ્વાદુ ખોરાક માટે સમજવાની હોય છે. આ તો નિઃસ્વાદ વસ્તુ છે. તેથી તેમાં ન સમજવી.

પ્રશ્ન ૧૨—શ્રી જૈન ધર્મ પ્રકાશ પુ. ૫૮ ના પૃષ્ઠ ૨૧૫ માં લખ્યું છે કે-યોગીનું સ્થાન દેવ કરતાં પણ ઊંચું છે તે દેવ કેવા સમજવા?

ઉત્તર—તીર્થંકર દેવ ન સમજવા. સાધારણ દેવ સમજવા.

પ્રશ્ન ૧૩—સદરહુ અંકમાં ગૌતમસ્વામીને મહાપ્રભાવશાળી કહ્યા છે, તો શું બધા ગણધરો એકસરખા પ્રભાવશાળી ન હોય?

ઉત્તર—એમાં તરતમયોગ હોય. અમુક અપેક્ષાએ સમાન હોય.

પ્રશ્ન ૧૪—શ્રીગૌતમ ગણધરને શ્રીઉત્તરાધ્યયનમાં દુર્બળ કહ્યા છે તે બરાબર છે?

ઉત્તર—એ અપેક્ષા વચન છે.

પ્રશ્ન ૧૫—ગૌતમ ગણધરને ક્ષયોપશમ સમકિતી કહ્યા છે તો શું ગણધર થયા છતાં ક્ષાયિક સમકિત પામ્યા નહીં હોય?

ઉત્તર—ગણધરો ક્ષાયિક સમકિત પામે જ એવો નિરધાર નથી.

પ્રશ્ન ૧૬—અન્ય દર્શનીમાં કેટલાક સંન્યાસીઓ જમીનમાં ખાડો ખોદાવી તેમાં બેસી ઉપર ધૂળ પુરાવી દે છે તો તે આપઘાત ન કહેવાય?

ઉત્તર—એ યોગસમાધિનો એક પ્રકાર હોવાથી આપઘાત કહી ન શકાય.

પ્રશ્ન ૧૭—પ્રવચનસારોદ્ધારમાં કહ્યું છે કે-સમકિત પામ્યા પછી અમુક સ્થિતિ ખપાવે ત્યારે દેશવિરતિ પામે અને અમુક સ્થિતિ ખપાવે ત્યારે સર્વવિરતિ પામે તો પછી એક ભવમાં જીવ સમકિત સાથે જ દેશવિરતિ કે સર્વવિરતિપણું પામે છે તે કેમ ઘટશે?

**ઉત્તર**—નિહ્નવો મરણ પામીને અનંતર ભવે તો કીલ્બિષિક દેવ થાય, પરંતુ ત્યારપછી મનુષ્ય થઈને નવમા ગ્રૈવેયક સુધી જઈ શકે.

**પ્રશ્ન ૧૯**—શ્રી ઋષભદેવે ચાર હજાર રાજાઓ સાથે દીક્ષા લીધી એમ કહેલ છે તો તે વખતે રાજાઓ હતા ?

**ઉત્તર**—પ્રભુએ સંસારીપણામા અનેકને રાજા બનાવ્યા હતા તેથી એમા વિરોધ જેવુ નથી. વળી રાજપુત્રો પણ રાજા કહેવાય છે

**પ્રશ્ન ૨૦**—શય્યંભવસ્વામીએ મનક મારો પુત્ર છે એમ બીજા મુનિઓને જણાવ્યુ હતુ ?

**ઉત્તર**—જણાવ્યુ નહોતુ, તેથી જ તે બીજા મુનિઓની વૈયાવચ્ચ કરી શકયા છે મનકને તે વાત સમજાવી હતી

**પ્રશ્ન ૨૧**—શ્રાવકો મુનિરાજને દાન આપે છે તેના બદલામા ,સાધુઓ શ્રાવકોનો ઉપકાર માને ?

**ઉત્તર**—ન માને, કારણ કે શ્રાવકે આપેલા દાનનો બદલો તો તેને આગામી ભવે ઘણો વિશેષ મળવાનો છે તેનો આભાર માનવાથી શુ ?

**પ્રશ્ન ૨૨**—જીવ કર્મને વશ છતા પૌદ્‌ગલિક વસ્તુઓ તેને લાભહાનિ કેમ કરી શકે છે ?

**ઉત્તર**-નિમિત્ત કારણપણે લાભહાનિ કરે એમા પૂર્વકર્મના ઉદયને વાધો આવતો નથી. તે કર્મોદય જ કારણ પામીને ઘટવાના તેમજ નાશ પામવાના સંભવવાળો છે

**પ્રશ્ન ૨૩**—જૈન સત્ય પ્રકાશમા કહ્યુ છે-જે ક્રિયામા મન ભળે નહીં તે ક્રિયા બંધ કે મોક્ષના હેતુભૂત થતી નથી આ વાત બરાબર હોય તો પ્રમાદમા અજાણપણે ઘણી પાપક્રિયાઓ થાય છે તો તેથી શુ અશુભ કર્મ બંધાતા નથી ?

**ઉત્તર**—બંધાય છે ઉપર જે ના કહી છે તે વિશિષ્ટ કર્મબંધના હેતુપણે ન થાય એટલા માટે કહેલ છે બાકી તો જે ક્રિયા જાણપણે કે અજાણપણે થાય તે બધી શુભાશુભ ફળ આપે જ છે

**પ્રશ્ન ૨૪**—પતિના મરણ બાદ જે સ્ત્રી બળી મરે છે તે આપઘાત કહેવાય કે નહીં?

**ઉત્તર**—કહેવાય એ ક્રિયા જ અજ્ઞાનજન્ય છે

**પ્રશ્ન ૨૫**—એક મુનિને પ્રથમ છઠ્ઠ અઠ્ઠમાદિ તપ શાતપણે થયો અને પછી ચાર ઉપવાસ ઉપર ચાર ઉપવાસ કરતા બહુ ઉપદ્રવ થયા તેનુ શુ કારણ ?

**ઉત્તર**—અશુભનો ઉદય થાય તો નાની મોટી ગમે તે તપસ્યામા ઉપદ્રવ થાય, એમા કાંઇ ચાર ઉપવાસ સાથે સંબંધ નથી

પ્રશ્ન ૨૬—ક્રિયાવાદીને શાસ્ત્રમાં ભવ્ય ને શુકલપક્ષી કહ્યો છે તો ઉદાયી રાજાને મારનાર વિનયરત્નને ક્રિયાવાદી કહેવાય કે નહીં?

ઉત્તર—તેને ક્રિયાવાદી કહેવાય જ નહીં.

પ્રશ્ન ૨૭—નવકારશીનું પચ્ચખ્ખાણ વહેલું ન લીધું હોય, સૂર્યોદય પછી લીધું હોય તો તે સૂર્યોદય પછી ૪૮ મિનિટે પારી શકાય કે નહીં? અને તેને પારતાં ત્રણ નવકાર ગણવા પડે?

ઉત્તર—પારી શકાય. ત્રણ નવકાર ગણીને જ પરાય.

પ્રશ્ન ૨૮—શ્રાદ્ધવિધિમાં કહ્યું છે કે-ચાર મહાવિગયના ત્યાગવાળાને પણ વિગયત્યાગના આગાર પચ્ચખ્ખાણમા કહેવા. આ બરાબર છે?

ઉત્તર—શ્રાદ્ધવિધિમાં કહેલ સામાન્ય વચન છે; બાકી પ્રવૃત્તિ તો છ ભક્ષ્ય વિગયમાંથી અમુકનો ત્યાગ કરે તેના માટે જ કહેવાની છે.

પ્રશ્ન ૨૯—શ્રાદ્ધવિધિમાં ચારે પ્રકારનો આહાર શ્રાવક દરરોજ પ્રભુ પાસે ધરે એમ કહેલ છે તો તે ધરવામા આવતો કેમ નથી?

ઉત્તર—કેટલાક ઘર દેરાસરમાં ધરાય છે. મુખ્ય દેરાસરમાં પણ લાવીને ધરે તો તેમાં બાધ નથી

પ્રશ્ન ૩૦—શ્રાવકપ્રજ્ઞપ્તિમા ૨૧ પ્રકારી પૂજા પણ કહી છે તો તે કેમ કોઈ જગ્યાએ ભણાવાતી નથી?

ઉત્તર—૨૧ પ્રકારી પૂજા સકળચંદજી ઉપાધ્યાયે જ બનાવેલી છે અને તે કોઈ કોઈ જગ્યાએ ભણાવાય પણ છે.

પ્રશ્ન ૩૧-પતિએ કરેલું દેવું તેના મરણ બાદ દેવાને તેની સ્ત્રી બંધાયેલી છે?

ઉત્તર—જો પતિનો વારસો મળ્યો હોય તો તેની સ્ત્રીએ પણ પતિનું દેવું ચુકાવવું યોગ્ય છે.

### શું શ્વેતાંબર મત પ્રમાણે પણ

# શ્રી મહાવીરસ્વામી અવિવાહિત રહ્યા હતા ?

( લે. પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ. )

જૈન તેમજ અજૈન વિદ્વાનો એ વાતથી સુપરિચિત છે કે શ્રી **મહાવીરસ્વામી**ના જીવનવૃત્તાંત પરત્વે શ્વેતાંબરો અને દિગંબરો કેટલીક બાબતમાં ભિન્ન ભિન્ન મત ધરાવે છે. આવી એક બાબત શ્રી **મહાવીરસ્વામી**એ લગ્ન કરેલું કે નહિ તે પણ છે. અત્યાર સુધીના મારા અભ્યાસ ઉપરથી મને એમ વિશ્વાસ બેઠો જ છે કે કોઇ પણ શ્વેતાંબરીય કૃતિમાં એઓ અવિવાહિત હતા એવો ઉલ્લેખ 'નથી.' હાલમાં પંડિત **નાથુરામ પ્રેમી**એ રચેલા **जैन साहित्य और इतिहास** નામના હિંદી પુસ્તકમાં ૨૮૫ મા પૃષ્ઠમાં સૂચવ્યા મુજબ કોઇ એક વિદ્વાને પં. **નાથુરામજી**ને એવી માહિતી આપી છે કે શ્વેતાંબર સંપ્રદાયના એક પ્રાચીન ગ્રંથમા શ્રી **મહાવીરસ્વામી**ને અવિવાહિત કહ્યા છે. સદ્‌ભાગ્યે આ જ પુસ્તકના ૫૭૨ મા પૃષ્ઠમાં એ પ્રાચીન ગ્રંથ તે આવશ્યકનિર્યુક્તિ ( પ્રાકૃત **આવસ્સયનિજ્જુત્તિ** ) છે એવો નિર્દેશ છે તેમજ પ્રસ્તુત ઉલ્લેખ તેની ૨૨૨ મી ગાથામાં હોઇ તે ગાથાનો પણ સ્પષ્ટ ઉલ્લેખ કરાયેલો છે. આ ૨૨૨ મી ગાથા તેમજ એની પૂર્વેની ૨૨૧ મી ગાથા ત્યાં નીચે મુજબ આપેલી છે.

> " वीरं अरिट्ठनेमिं पासं मल्लिं च वासुपुज्जं च ।
> एए मुत्तूण जिणे अवसेसा आसि रायाणो ॥ २२१ ॥
> रायकुलेसु वि जाया विसुद्धवंसेसु खत्तियकुलेसु[1] ।
> ण य इत्थिआभिसेआ कुमारवासंमि पव्वइया ॥ २२२ ॥ "

વિશેષમા **ण य इत्थिआभिसेआ** ની ટિપ્પણી કોઇએ આપી છે અને એ ટિપ્પણીમા " **स्त्रीपाणिग्रहणराज्याभिषेकोभयरहिता इत्यर्थः** " એવો ઉલ્લેખ છે.

**આવસ્સયનિજ્જુત્તિ**માંની દ્વિતીય વરવરિકાના પ્રારંભમાં આ બન્ને ગાથાઓ છે, પરંતુ એની મુદ્રિત પ્રતિઓમા **इत्थिआभिसेआ** ને બદલે **इच्छियाभिसेया** એવો પાઠ છે જે આ નિજ્જુત્તિના ટીકાકારોએ સ્વીકારેલો છે અને અર્થદષ્ટિએ પણ એ જ સંગત જણાય છે; નહિં તો ઉપર્યુક્ત ૨૨૨ મી ગાથામા જે 'वि' નો પ્રયોગ છે તે નિરર્થક ઠરે છે. કહેવાની મતલબ એ છે કે રાજકુળોમાં અને તેમા પણ વિશુદ્ધ વંશવાળા ક્ષત્રિયકુળમા ઉત્પન્ન થવા છતાં રાજ્યાભિષેકની ઇચ્છાથી રહિત એવા તેમણે કુમારાવસ્થામાં દીક્ષા લીધી, વળી આ બંને ગાથાઓ તીર્થંકરો પૈકી કોણે રાજ્ય કર્યું અને કોણે ન કર્યું એ બતાવવા રચાયેલી છે એટલે લગ્નની વાત જ અત્ર મુખ્ય વિષયરૂપ નથી. આ ઉપરાત **इत्थिआभिसेया** એ પાઠ સ્વીકારતા તો એ પદ નામરૂપ રહે છે અને એથી અર્થની આકાક્ષા અતૃપ્ત રહે છે, જ્યારે પાઠભેદ સ્વીકારતાં એ પદ વિશેષણરૂપ બનતું હોવાથી એવી વિષમ સ્થિતિ ઉપસ્થિત

---

૧. **खत्तियकुलेसु** ને બદલે **खत्तियकुले** એવો પણ પાઠભેદ છે પણ તેથી અર્થમા ફેર પડતો નથી.

ભાઇ શ્રી ભદ્રબાહુને ગણાવેલા છે[1] અને તેમને શ્રુતકેવલી શ્રી ભદ્રબાહુસ્વામીથી ભિન્ન બતાવેલા છે. આ સંબંધમાં ઊહાપોહ કરવાનું આ સ્થળ નથી એટલે શ્રી સ્થૂલભદ્રના જીવન સંબંધી હકીકત રજૂ કરનારા અને એ દ્વારા શ્રી ભદ્રબાહુસ્વામીના જીવન ઉપર પણ પ્રકાશ પાડનારા ગ્રંથો પૈકી નીચેના ગ્રંથોની હું નોંધ કરું છું.

(૧) શ્રી જિનદાસગણિકૃત ગણાતી આવસ્સયની ચુણ્ણિ (ભા. ૨)
(૨) તિત્થોગાલિય પઇણ્ણગ (ગા. ૭૪૨–૮૦૨)
(૩) શ્રી હેમચન્દ્રસૂરિકૃત યોગશાસ્ત્ર (પ્ર. ૩, શ્લો ૧૩૨) ની સ્વોપજ્ઞ વૃત્તિ.
(૪) પરિશિષ્ટપર્વ (સર્ગ ૯, શ્લો. ૫૫–૧૧૩)[2]
(૫) શ્રી સોમપ્રભસૂરિકૃત કુમારપાલપ્રતિબોધ[3] (પ્રસ્તાવ ૫, પૃ. ૪૪૩–૪૬૧).
(૬) શ્રી જયાનન્દસૂરિકૃત શ્રી સ્થૂલભદ્રચરિત્ર
(૭) શ્રી રત્નમંદિરગણિકૃત ઉપદેશતરંગિણી
(૮) ભરહેસર બાહુબલિ સજ્ઝાયની શ્રી શુભશીલગણિકૃત વૃત્તિ.
(૯) શ્રી ઋષિમંડલસ્તોત્રની શ્રી પદ્મમંદિરગણિકૃત ટીકા.

'મહાપ્રાણ' ધ્યાન (મહપાણજ્ઝાય) વિષે હવે અન્ય સાધનો તપાસતા શ્રી રત્નશેખરસૂરિકૃત સિરિસિરિવાલકહાની નિમ્નલિખિત ગાથામા એનો નિર્દેશ જોવાય છે—

"महपाणज्झायदुवालसंगसुत्तत्थतदुभयरहस्सो ।
सज्झायतप्परप्पा पसप्पा चेव उवज्झाओ ॥ १३३० ॥"

આની જે અવચૂર્ણિ સાથે સાથે છપાયેલી છે તેમા સૂચવ્યા મુજબ આ 'મહાપ્રાણ' ધ્યાનવડે દ્વાદશાગીનું–ગણિપિટકનું રહસ્ય સૂત્રથી અને અર્થથી જાણી શકનાર અને સ્વાધ્યાયમાં તત્પર એવા આત્મા તે જ 'ઉપાધ્યાય' છે.

પરિશિષ્ટપર્વ (સ ૯, શ્લો. ૬૨) મા કહ્યું છે કે મહાપ્રાણ ધ્યાન જેમણે પૂર્ણ કર્યું હોય તેઓ કોઇ કાર્ય આવી પડતા એક મુહૂર્તમા સર્વે પૂર્વો સૂત્રથી અને અર્થથી ગણી શકે.

પદ્મમંદિરગણિ એમની ઉપર્યુક્ત ટીકા (પત્ર ૧૮૩)મા એમ કહે છે કે મહાપ્રાણ ધ્યાન પૂર્ણ થયું હોય તો શ્રુતકેવલી અંતર્મુહૂર્તમા પહેલેથી છેલ્લે સુધી અથવા તો છેલ્લેથી પહેલે સુધી એ ક્રમે પણ ચૌદ પૂર્વ ગણી શકે

આ પ્રમાણે મહાપ્રાણની મેં આછી રૂપરેખા આલેખી છે. આશા છે કે–આ સબંધમાં વિશેષ પ્રકાશ પડી શકે તેવાં કોઇ સાધનો હોય તો તેનો નિષ્ણાતો ઉલ્લેખ કરશે.

---

૧. આ પ્રમાણે તેમણે એ ભદ્રબાહુ ગણાવ્યા છે આ બીજા ભદ્રબાહુને કેટલાક લઘુ ભદ્રબાહુ કહે છે અને એમને કેટલાક શ્રી જિનસેનસૂરિકૃત હરિવંશપુરાણ (સ. ૧, શ્લો. ૩૩) માં સ્તુતિ કરાયેલ શ્રી વજ્રસ્વામી ગણે છે. જુઓ જૈન સત્ય પ્રકાશ (વ ૧, અં. ૭, પૃ. ૨૧૪)

૨. આમાંનાં ઘણાંખરા પદ્યો ઉપર્યુક્ત વૃત્તિમા જોવાય છે.

૩. આ ગ્રન્થ પાઇય, અપભ્રંશ અને સંસ્કૃત એમ ત્રણ ભાષાઓમાં રચાયેલો છે, તેમાં 'પાઇય' મુખ્ય છે. પ્રસ્તુત કથા તો અપભ્રંશમા ૧૦૬ પદ્યોમાં છે.

# પ્રભાવિક પુરુષો

## આચાર્ય યશોભદ્રસૂરિ (૬)

( અનુસંધાન પૃષ્ઠ ૫૪ થી શરૂ )

'ચાતુર્વેદીજી! નમસ્કાર આટલા વહેલા કઇ તરફ?"

'પંડિત ગજાગમ! તમો શું એ નથી જાણતા કે આજે આચાર્ય શય્યંભવ પોતે મંડપની વ્યાસપીઠ પર વિરાજી પ્રવચન કરવાના છે?"

"હં, હં, તેની આ બધી ધમાલ જણાય છે. કુંડ પરથી સ્નાન કરી હું પાછો ફરું છું ત્યાં તો માનવીઓના ટોળેટોળા ઉગમણી દિશા પ્રતિ જઈ રહ્યા જોઇ મને આશ્ચર્ય થયું, પણ હવે સમજાય છે કે એ સર્વ પેલા નિર્ગ્રંથો તરફથી શરૂ કરાયેલા મહોત્સવમાં ભાગ લેવા જતા હશે. મને એ ઉત્સવની ખબર છે. એને આરંભાયાને છ દિવસ વીતી ગયા તે પણ હું જાણું છું. ગામમાં શય્યંભવજીના પગલા ધામધુમપૂર્વક થયા એથી પણ હું અજાણ નથી જ. ગંગાવહુએ તે દિવસે દ્રવ્ય ખરચવાનો પ્રસ્તાવ મૂક્યો ત્યારે હું હાજર હતો."

ચાતુર્વેદી-"તો પછી પંડિતજી! ચાલોને સત્વર, આજે વહેલા પહોંચ્યા સિવાય મંડપમાં જગ્યા મળવી મુશ્કેલ છે."

રાજગમ-"તમારા સરખા વયોવૃદ્ધ વેદજ્ઞાતાને આ તે કેવી મતિ સુઝી? શિવસ્તોત્રનો જાપ મૂકી, જેઓ ખુદ ઇશ્વરનો જ છેદ ઊડાવે તેઓની વાણી સાભળવાનો શો અર્થ ભલા? 'स्वधर्मे निधनं श्रेय: परधर्मो भयावह: ।' એ સૂત્ર તમારા ધ્યાનબહાર તો નથી ને?"

ચાતુર્વેદી-"પંડિતજી! આટઆટલું નેત્રો સામે જોયા છતાં હજુ તમારો કદાગ્રહ નિર્મૂળ થયો નથી? વિદ્વાનોની વાણીથી કાનોને પાવન કરવા એ સદૈવ જ્ઞાનપાનમાં રક્ત એવા દ્વિજોનો સૌથી પ્રથમ ધર્મ. સાભળેલા ઉપદેશને બુદ્ધિરૂપી કાંટાએ તોળવો અને અનુભવરૂપી કસોટીએ કસવો એ ભૂદેવો માટે આવશ્યક કર્મ. એમ કરતાં જે નવનીત લાધે એ પચાવવાની બ્રાહ્મણ તરીકેની ખાસ ફરજ. બ્રહ્મ એટલે જ્ઞાન. બ્રાહ્મણ એટલે એને વરેલો. નવું જ્ઞાન મેળવવા એ સર્વત્ર ભ્રમણ કરે એ વેળા એને માટે 'સમ ભૂમિ ગોપાલકી' જેવું જ હોય. જ્ઞાનના પિપાસુને વળી 'વાડાના બંધન' કે 'અટકના અવરોધ' હોય ખરા? સ્વધર્મ એટલે આત્માનો ધર્મ અને એમાં નિધન કહેતાં મૃત્યુ અર્થાત્ લયલીનતા. પર-ધર્મ કહેતાં આત્માવિહુણા પુદ્ગળનો યા જડનો ધર્મ આત્મશ્રેયના પથિક સારુ સાચે જ એ ભયાવહ કહેતા ભયરૂપ છે. હું તો સમજતો કે જમણસમારંભે તમો સહકુટુંબ ગંગાને ઘેર દેખાઓ છો એટલે સારાય ઉત્સવમાં ભાગ લેતા હશો, પણ તમારી વાત પરથી તો એમ લાગે છે કે તમો નથી તો પ્રાતઃકાળે થતા યશોભદ્રસૂરિના પ્રવચનમાં ભાગ લેતા કે નથી તો મધ્યાહ્ન કાળ પછી કરવામાં આવતી સિદ્ધચક્રની સ્વાધ્યાય ભક્તિમાં હાજરી આપતા. એક સ્નેહી તરિકે કહું છું કે-મહાશય! એમ કરવામાં તમે ઘણું ઘણું જોવાનું અને જાણવાનું ગુમાવ્યું છે."

રાજગમ-'શિવ! શિવ!! નાસ્તિક દર્શનના આટલી હદે વખાણ! અને તે પણ એક વેદનિષ્ણાતના મુખે!!"

ચાતુર્વેદી-"મહાશય! હતાશ થવાની જરૂર

નથી ભારતવર્ષમાં, ઉદ્ભવેલા અને જુદાજુદા સમયે સવિશેષપણે પાંગરેલા વેદ, જૈન અને બૌદ્ધરૂપ ત્રણ ધર્મો એ પવિત્ર ત્રિવેણીના સંગમ-સમા છે. એમાં એક બીજા પ્રત્યેની વિષમતા કરતાં પરસ્પરનું સામ્ય સવિશેષ છે. આત્મિક સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના એ જુદા જુદા માર્ગો છે. આચાર્યશ્રીજીના પટ્ટધર યશોભદ્રજીએ ગઇ આઠમના દિવસે એ વિષય ઉપર એટલું તો સચોટ બ્યાન કર્યું હતું કે શ્રોતાઓના હૃદય થનગની ઊઠયા હતા. એ સંબંધમાં તેઓએ જે પ્રકાશના કિરણો ફેંક્યા એ પરથી કોઇ પણ જિજ્ઞાસુને લાગ્યા સિવાય ન રહે કે અભ્યાસ કોઇ અનોખી ચીજ છે અને જે વ્યક્તિમાં એ અભ્યાસના બળે જ્ઞાન પૂરે-પૂરું પચી ગયું છે એની પ્રતિભા કોઈ અદ્વિતીય હોય છે. બાકી વાદવિવાદના ઉલ્કાપાતમા ધર્મવિજય માનનારા આપણે ઘાંચીના બેલ કરતાં વધુ આગળ વધ્યા નથી. સત્યથી તો દૂર જ છીએ. આજે તો આપણા જ ઘરનો-એક સમયનો બાલુડો-પરદર્શનનું પાન કરી આચાર્ય બનેલો શય્યંભવ પોતે જ પ્રવચન કરનાર છે. એની વાણી સાંભળવામા દોષ કેવો ?"

ત્યાં તો ભદ્રશંકરને પોતાની સાથમા બે પાંચ બ્રાહ્મણો સહિત આવતો જોયો. નજીક આવતાં જ ચાતુર્વેદીજી એમાંના એકને ઉદ્દેશીને બોલ્યા—

'ઓહો! શંભુપ્રસાદજી! તમે અહીં કયાંથી? ત્રિવેદી સરયુપ્રસાદ પણ સાથમાં છે ને શું!"

ભદ્રશંકર-" ગુરુજી! ગઇ કાલે તેઓ આપણા ગામમા આવેલા છે. એમને મેં પ્રવર્તી રહેલ મહોત્સવની વાત કરી, એટલે પ્રથમ તો એમને ભારે આશ્ચર્ય ઊપજ્યુ. ઘડીભર વેદધર્મની પતાકા હેઠી ઉતરતી જણાઇ, પણ જ્યારે સર્વ વાત સમજાવી જૈનદર્શનના વિધિવિધાનની, ચાલી રહેલાં આયંબિલ તપની, ષડ્રસ વગરની લૂખી જુદી જુદી વાનીઓ એક ટંક વાપરી સર્વશ્રેષ્ઠ એવા નવપદના આરાધન પાછળ રહેલાં રહસ્યની પિછાન કરાવી, એ સંબંધમાં વિદ્વાન યશોભદ્રજી પ્રતિદિન રસમય વાણીમાં જે વિવેચન કરી રહ્યાં છે તેનો ઊડતો ખ્યાલ આપ્યો ત્યારે તેઓને પણ લાગ્યું કે આવો મહત્ત્વનો પ્રસંગ નિહાળ્યા વિના પાછા ફરવુ એ 'તળાવે જઇ તરસ્યા પાછા ફરવા' જેવુ છે; તેથી આજે જવાનું મોકુફ રાખી તેઓ મારી સાથે સભામંડપમા આવી રહ્યા છે. આપ પણ એ દિશામા જતા લાગો છો તો સત્વર પગ ઉપાડો. જૈન ધર્મની દૃષ્ટિએ આ દિવસો સિદ્ધચક્રજીની આરાધનાના ગણાય છે. બીજા નવ દિવસો આશ્વિન માસમા આવે છે જ્યારે આપણે નવરાત્ર ઊજવતા હોઇએ છીએ. ફરક એટલો કે આપણે આસો શુદિ એકમથી આરંભ કરી દશેરાના દિને પૂર્ણાહુતિ કરીએ છીએ જ્યારે તેઓ શુદિ સાતમથી આરંભ કરી પૂર્ણિમાએ સમાપ્તિ કરે છે. અલબત એ સાથે વિધિવિધાનમા ફરક તો ખરો જ. ચૈત્ર માસના આ પવિત્ર દિવસોમાં આજનો દિવસ અતિ મહત્વનો એટલા સારુ છે કે એ છેલ્લા તીર્થંકર શ્રી મહાવીરસ્વામીનો જન્મદિવસ છે. એની ઊજવણી અર્થે આજે વહેલી સવારથી જ આસપાસના પ્રદેશમાંથી ભાવિક જનસમુદાય આવી રહ્યો છે. રાજગૃહીથી પણ ઘણા માણસો આવ્યા છે, તેથી ગીરદી થવાની માટે જ વહેલા જવાની જરૂર છે."

ચાતુર્વેદી—" શિષ્ય! તારી વાત સાચી છે. હુ તેથી જ વહેલો નિકળ્યો છુ. આ પંડિતજીને એ લાભથી વંચિત ન રહેવાનું

ત્યાં તો આચાર્યના વેણુ સંભળાયાં—

"ઓ, ભવ્ય જીવો ! કર્મરાજરૂપ મહાન સૂત્રધારથી ક્ષણે ક્ષણે દોરીસંચાર કરાતા આ સંસારરૂપી રંગભૂમિ પર ભજવાઈ રહેલા–ભિન્ન ભિન્ન અભિનયોમાં જ્યાં લગી આત્મા સ્વ અને પરનો ભેદ પારખી શકતો નથી ત્યાં લગી એ ધર્મના સાચા રહસ્યને પિછાની શકતો નથી. ઉપરછલ્લા દેખાવને કે ધર્મની આસપાસ વિંટાયેલા ક્રિયાકલાપને લક્ષ્ય માની એ એની આસપાસ ચક્કર માર્યા કરે છે એ જાતના ભ્રમણમાં પસાર થતા કાળની મર્યાદા આંકી શકાતી નથી ચડતી–પડતીના ચગડોળમાં આગેકદમ અને પીછેહઠ તો હોય જ, પણ એથી પ્રગતિનો કાંટો ઊંચો જઈ શકતો નથી ચડતી ટાણે અંકની નવિનતા હાથવેંતમાં જણાય ત્યાં અધઃપતનનો ઢોલ વાગવા માંડે છે અને વધુ જોરથી પછડામણ થાય છે. કારણ એક સમ્યગ્જ્ઞાનનો અભાવ–સાચી સમજણનું દિવાળું ! એટલે પણ એવા કર્મરાજની જાળગુંથણીમાં સજ્જડ રીતે જકડાવું ! ગોળ–ખોળની ખબર જ ન મળે ! એટલે જ સૌથી પ્રથમ–સ્વ અને પરની કિંવા આત્મા અને કર્મની અથવા તો જીવ–અજીવની કે ચેતન–જડની ઓળખાણની આવશ્યકતા છે

"નયસારનો આત્મા લાંબા સંસારભ્રમણ પછી મહાવીર બને છે એમાં કર્મરાજે ઓછા તમાસા નથી બતાવ્યા. સંસારની રંગભૂમિ પર મહાવીરદેવના આત્માને જાતજાતના નાચ નચાવ્યા છે ખુદ પ્રથમ તીર્થપતિનો બેટો કરાવ્યો અને ચારિત્રનો સ્વાંગ પણ સજાવરાવ્યો. ત્યાગ જીવનના કાંઠે વિચરનારને મુક્તિપુરીનો આવાસ કેટલો દૂર હોય ? જ્ઞાન કંઈ ઓછું નહોતું, ક્રિયા પણ હતી, તો પછી ઊણપ શી હતી ? એ જ્ઞાનની પૂર્વે સમ્યક્ શબ્દ સમજણ સહિત જોડાયેલો ન હોવાથી, 'એનું અજીર્ણ' થતા વાર ન લાગી. મિથ્યાભિમાન દોડી આવ્યું અને જોતજોતામાં કિનારે આવેલ નાવ ભરદરિયે–ખેંચાઈ ગયું. નયસારે મરિચીના અવતારમાં જે ગુલાંટ ખાધી તે માત્ર કેટલાક ભવો સુધી કાયમ રહી એટલું જ નહિ પણ એમાં વાસુદેવના ભવમાં કર્મે એવો તો ઓપ આપ્યો કે આત્મા અધઃપતનની છેલ્લી ભૂમિકાએ પહોંચી ગયો પછી મધ્ય ભૂમિમાં આવતા વર્ષોનાં વહાણાં વાયાં એ દરમિયાન અનુભવની વેદી પર સખત ઘડતર થઈ અવનવા બોધપાઠ મળ્યા પરિણામ એ આવ્યું કે એ આત્માએ જ્યારે ચક્રવર્તીની ઋદ્ધિ મેળવી ત્યારે એનો ગર્વ ન કર્યો પોતે એમાં લયલીન ન થયો. ઋદ્ધિ ભોગવી જાણી અને શક્તિ જોગવી જાણી. સાપ કાંચળી ઉતારી નાખે તેમ ચક્રીએ રમાર્ગમાનો મોહ ત્યજી દીધો અને સંયમનો સથિયારો લીધો પ્રગતિનો પારો ઊંચે ચઢ્યો અને નંદનમુનિના ભવમાં એ ઇપ્સિત બિંદુએ પહોંચ્યો તપરૂપી કૃપાણ હાથમાં લેઈ જન્મોજૂનાં કર્મોને કાપી નાખ્યાં અરે ! ઉત્કૃષ્ટ તીર્થપતિ તરીકેની પદવી માટેનું પ્રમાણપત્ર મેળવ્યું મહાવીરનો ભવ એ સર્વશ્રેષ્ઠ પદનો ભોગકાળ–જન્મતાં જ ઋદ્ધિસિદ્ધિનો સુંદર યોગ

"પરંતુ સત્ત્વની પિછાન કરેલ હોવાથી મહાવીર એમાં ન તો ગર્યા કે ન તો એથી માચ્યા અવધિ થતાં જ અનગાર થઈ નીકળી ગયા' સમ્યગ્જ્ઞાનના રસ્તે ચઢી ચૂકેલા પણ એની પૂર્ણતા નહોતી થઈ. એ સિદ્ધિ હસ્તગત કરવાનો દૃઢ નિશ્ચય કરી એ જાતજાતનાં સ્થાનોમાં ભમ્યા સાધના પાછળ સાડાબાર વર્ષ જેવો લાંબો સમય વિવિધ પ્રકારના ઉપસર્ગોનો ઉઘાડી છાતીએ અને સમભાવદશાએ સામનો કરવામાં વીતાવ્યો, પરિષહ સહન કર-

વામાં કચાશ ન રાખી ત્યારે જ અનુપમ એવા કેવલજ્ઞાનની પ્રાપ્તિ થઇ.

"સર્વજ્ઞ એવા શ્રી વર્ધમાનસ્વામીએ દેશ-કાળ પ્રતિ મીંટ માંડી એટલે કે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ જોઇને પોતાની પૂર્વે થયેલ તીર્થંકરોની માફક સંઘની સ્થાપના કરી. તેઓશ્રી દ્વારા દોરવામાં આવેલ જૈન દર્શન સંબંધી ચિત્રમાં પંચ મહાવ્રત યુક્ત શ્રમણ ધર્મ, ભિન્ન ભિન્ન દૃષ્ટિબિન્દુઓને ધ્યાનમાં રાખી પ્રત્યેક વસ્તુની વિચારણા કરવાની સ્યાદ્વાદપદ્ધતિ અને સંસાર-ભ્રમણના મૂળ કારણ સમા કર્મવાદની અતિ સૂક્ષ્મ વિચારણા સવિશેષ ધ્યાન ખેંચે છે.

"જુદા જુદા પંથપ્રવર્તકોએ સ્થાપેલ સંપ્રદાયમાં સમય જતાં ચારિત્રની જે શિથિલતા પ્રવેશ પામી હતી અને વૃદ્ધિંગત થતી દૃષ્ટિગોચર થતી હતી તે જૈન દર્શનમાં નથી જોવાતી એનું કારણ એ પાંચ મહાપ્રતિજ્ઞાના નિરતિચાર પાલનમાં સમાયું છે. નિર્ગ્રંથોના જીવન આજે પણ અન્ય પંથના પરિવ્રાજકો વા પંડિતો કરતાં શ્રેષ્ઠ જણાય છે; કેમકે એમાં જ્ઞાન અને ચારિત્ર કિંવા વિચાર અને આચારનો સમન્વય સાધવામાં આવ્યો છે.

"સાપેક્ષ દૃષ્ટિએ જોવાની રીતથી જ ધુરંધર વિદ્વાન ઇંદ્રભૂતિ આદિનો તેઓશ્રીએ હૃદયપલટો કરી દીધો. વેદવાક્યોનો સમન્વય સાધી આપી, શંકાના શલ્યને છેદી નાંખ્યા; અને પોતાના ચુસ્ત અનુયાયી બનાવ્યા. જ્ઞાનાર્જન જેમનો પ્રિય વ્યવસાય છે એવા સંખ્યાબંધ દ્વિજોનું આકર્ષણ જૈન દર્શનમાં ચાલુ છે એનું કારણ પણ એ અનેકાંત પદ્ધતિથી દરેક વાતનો સમન્વય સાધવાની રીતમાં સમાયું છે.

"ઇશ્વરકર્તૃક જગત માનનારા અથવા તો પ્રકૃતિના શિરે જગતની વિચિત્રતાનો ટોપલો ઢાળવનારા જો યુક્તિવાદમાં પાછા પડ્યા હોય તો એ જૈનદર્શનના દલીલપુરઃસરના કર્મવાદથી જ. જેમ જેમ વિજ્ઞાન વિસ્તાર પામતું જશે તેમ તેમ માનવબુદ્ધિ કર્મના સિદ્ધાંતને વધારે ને વધારે પિછાનતી જશે. અંતર કબૂલવા માંડશે કે પોતાના સુખદુઃખ કિંવા ઉદય-અસ્ત માટે બહારની કોઈ શક્તિ કે કૃતિ જવાબદાર નથી. એ માટેની આખી જવાબદારી પોતાના આત્માની યાને પોતાના પૂર્વ તથા ચાલુ ભવના આચરણોની જ છે. આત્મા ધારે તો મહાત્મા અને ક્ષુદ્ર પરમાત્મા પણ બની શકે છે."

"મહાનુભાવો! મારી આ વાત પૂર્વે મેં શ્રી મહાવીરદેવના જીવનની જે ઝાંખી કરાવી એ ઉપરથી સહજ પુરવાર થાય છે. નવપદ આરાધન સંબંધી જે વિવેચન તમો છેલ્લા છ દિવસથી સાંભળી રહ્યા છો અને તમારા નેત્રો સામે એને લગતું જે વિધિવિધાન થઈ રહ્યું છે એ પરત્વે શ્રીપાલનરેશનું ઉદાહરણ ખાસ ધ્યાન ખેંચે તેવું છે. એ કથા તો લાંબી છે એટલે એનો વિસ્તારથી ખ્યાલ આપવાનો અત્યારે સમય નથી પણ એમાં જે બનાવને અનુલક્ષી કથાનકનો આરંભ થાય છે એ બરાબર વિચારણીય છે. મયણાસુંદરી અને સુરસુંદરી એ સાવકી બ્હેનો. એમની માતાઓ ભિન્નધર્મી હોવાથી ઉભયને પોતપોતાના ધર્મના ઉપાધ્યાય પાસે શિક્ષણ અપાવ્યું. પરિણામ એ આવ્યું કે મયણા જૈનદર્શનના સિદ્ધાંત અનુસાર પોતાના સુખદુઃખમાં પૂર્વકૃત કર્મને જ નિમિત્તરૂપ લેખી, સ્વઆત્મશક્તિ પર મુસ્તાક રહેનારી બની. સુરસુંદરી એથી ઊલટી રીતે આત્મભાન ભૂલી, 'ઇશ્વરેચ્છા બલિયસી' જેવા વાક્યનો વિપરીત અર્થ સમજી સ્વપિતાને પોતાના જીવનના કર્તાહર્તા લેખવા લાગી. તેમની કૃપાના ફળરૂપે સુખાનુભવ કરી

રહેલી તે, એ મહેરબાની ચાલુ રહે તો જ ભવિષ્યમાં સુખ પ્રાપ્ત થવાનું છે એમ માનવા લાગી. અર્થાત્ કર્મના સિદ્ધાંતને નેવે મૂકી કેવળ પિતાની 'હા'માં 'હા' ભણવા લાગી. એક રીતે કહીએ તો સ્વાશ્રય અને પરાશ્રયની હોડ આરંભાઇ. 'હું જ સુખનો દેનારો કિંવા હરનારો છું' એવા ગર્વથી ઘેરાયેલ તેમનો પિતા—રાજવી પ્રજાપાલ—એ ઉભયના લગ્ન જોડે છે. પોતાની મોરલીએ નાચતી સુરસુંદરીને સોરા રાજકુંવર સાથે પરણાવે છે. જ્યારે આત્મબળ પર અડગતા ધરનારી મયણાને એક કોઢિયા સાથે પરણાવે છે. ટૂંકમાં કહીએ તો એકને સુખના શિખરે બેસાડે છે તો બીજીને દુઃખની ઊંડી ખાઇમાં હડસેલે છે. સમયના વહેવા સાથે ઉભય બ્હેનોના જીવનરથ સંસારના વિવિધ પ્રસંગો વચ્ચે માર્ગ કાપી રહે છે, કર્મરાજ પલટા આપ્યા જાય છે અને કેવળ બાર માસના ટૂંકા સમયમાં કોઇ અનોખું ચિત્ર ખડું કરે છેઃ— 'अघटितघटितानि घटयति, सुघटितघटितानि जर्जरीकुरुते ।' જેવું થાય છે. કુષ્ઠિપ્રિયા મયણા મહારાણી પદ પામે છે જ્યારે સુરસુંદરી રાણી મટી નર્તકી થાય છે ! એ વાતનો સંપૂર્ણ ઉકેલ કરવાના જિજ્ઞાસુએ શ્રીપાલચરિત્ર અવલોકવું. અહીં તો કર્મસિદ્ધાંત શું ચીજ છે એનો ખ્યાલ આપવા સારું આટલો ઉલ્લેખ કર્યો છે. ભગવાન મહાવીરના જીવનમાં જાણવાનું તો અતિઘણું છે એ માટે મેં તો માત્ર ઇશારો કર્યો છે અને એ પ્રભુના સ્તવનમાંથી મેં તો શ્રોતાવૃંદની નજરે ખાસ અગત્યની એવી ત્રણ વાત ટૂંકમાં જણાવી છે. આચાર, ઉચ્ચાર અને વિચારમાં એ અતિ ઉપયોગની છે. ગમે તે પંથનો અનુયાયી કે ષડ્દર્શનમાંનો ગમે તે દર્શની એ ઉપર, પક્ષપાતના ચશ્મા ઉતારી, મંથન કરશે તો એમાંથી માખણ કાઢશે એવી મારી ખાતરી છે. ધર્મ એ આત્માની વસ્તુ છે. એને ક્ષત્રિય, બ્રાહ્મણ કે વૈશ્ય આદિ વર્ણના વાઘા હેઠળ ગોપન કરવાની જરૂર નથી.

"ज्ञानस्य फलं विरतिः।" જાણવાનું તાત્કાલિક ફળ આચરણમાં ઉતારવારૂપ છે, અર્થાત્ યથાશક્તિ સમજ્યા મુજબ વ્રત ગ્રહણરૂપ છે. એ દ્વારા પરંપરાએ એનો સર્વકર્મથી છુટકારો થાય છે અને મુક્તિ કે પૂર્ણ સ્વરાજ્ય મળે છે.

"હવે છેલ્લી વાત મનકનું નિમિત્ત ન બન્યું હોત તો હું શય્યંભવ આ ગામમાં આવવાનો નહોતો. પોતાને રુચે તે કરવું એ ઠીક છે પણ સત્ય-ગવેષણ વૃત્તિ રાખવી એ એથી વધુ શ્રેયસ્કર છે. એમ ન કરી શકે તેઓએ પણ ખોટા દૂષણ શોધવાની કે જૂઠા આળ ઓઢાડવાની આદત ત્યજી દેવી. સ્વજીવન શોધવામાં લાગી જવું. મારા પટ્ટધર તરિકે આ વિશાળ જનસમૂહ સમક્ષ હું પ્રિય શિષ્ય એવા યશોભદ્રને જાહેર કરું છું. હવે ગચ્છનો ભાર તેમણે જ વહન કરવાનો છે અને સંઘે તેમની જ આગેવાની સ્વીકારવાની છે. શેષ જીવન હું તો હવે આત્મચિંતનમાં જ વ્યતીત કરીશ."

સભાજનો—"ગુરુદેવ ! જો આપ સાહેબની એ ઇચ્છા છે અને યોગ્યને યોગ્ય પદ અપાય છે તો અમો આચાર્યપદપ્રદાનનો ઉત્સવ ઓળી પૂરી થયા પછી રાખીએ તો કંઇ વાંધો છે ? શક્તિ અનુસાર ધન ખરચી અમે સાંસારુ સુકૃતભાગી ન બનીએ ?"

શય્યંભવસૂરિ—"તમારી એ ઇચ્છા હોય તો મને વાંધો નથી. બાકી આચાર્યપદવીનાં દાન તો યોગ્યતા જોઇને જ અપાય છે. એ

# નીતિમય વચનો

૧. જીવદયા પાળવી, સર્વદા ઇન્દ્રિયોના સમૂહને દમવો અને સત્ય બોલવુ—આજ ધર્મનું રહસ્ય છે.

૨ શીલવ્રતનો ભગ ન કરવો, ખરાબ શીલવાળાનો સગ ન કરવો, ગુરુવચનનો અનાદર ન કરવો, એ ધર્મનો પરમાર્થ છે

૩ ચપલતાથી ન ચાલવુ, ઉદ્ભટ વેશ ધારણ ન કરવો વાકી દૃષ્ટિએ ન જોવુ, એવા મનુષ્ય વિષે ક્રોધે ભરાયેલા ચાડીયા પણ શુ કહી શકે ? અર્થાત્ કાંઇ જ ન કહી શકે

૪ પોતાની જિહ્વાને નિયમમા રાખવી, અવિચારી કાર્ય ન કરવુ, કુલાચારનો નાશ ન કરવો, તેવા મનુષ્યને કોપ પામેલો કલિયુગ પણ શુ કરી શકે ?

૫ કોઇને મર્મ વચન ન કહેવુ, કોઇને કલક ન દેવુ, કોઇના પર આક્રોશ ન કરવો આ સજ્જનોનો માર્ગ દુર્ઘટ છે

૬ સર્વ ઉપર ઉપકાર કરવો, બીજાનો કરેલો ઉપકાર વિસારવો નહિ અને દુ ખીને અવલબન આપવુ, એ જ વિદ્વાનોનો ઉપદેશ છે

૭ કોઇની પ્રાર્થના કરવી નહિ, કોઇની પ્રાર્થનાનો ભગ કરવો નહી દીન વચન બોલવુ નહિ, જીવન પર્યન્ત ઉપરના નિયમો પાળવા

૮ અધમ પુરુષની પ્રાર્થના કરી હોય અને ઇચ્છિત ફ્લ મળે તેના કરતા સારા મનુષ્યની પ્રાર્થના કરી હોય અને તે નિષ્ફ્લ જાય તે વધારે સારુ છે આ ઉપરથી સમજવાનુ કે માગવુ પડે તો યોગ્ય પુરુષ પાસે જ માગવુ

૯ પોતાની પ્રશસા ન કરવી, દુર્જનની પણ નિન્દા ન કરવી, બહુ હસવુ નહિ—આ પ્રમાણે વર્તનાથી મનુષ્ય મહત્ત્વતા મેળવે છે

( ચાલુ ) મુનિશ્રી વિદ્યાનદવિજય



વેળા લક્ષ્મી ખરચનાર હોય ને ઉત્સવ થાય કિંવા એમાનુ કઇપણ ન થાય એ કઇ મહત્વની વાત નથી "

શત્રુપ્રસાદ— આચાર્યશ્રી ! મારી એક વિનતિ છે યશોભદ્રસૂરિને આપ અમારા પ્રદેશ તરફ—મિથિલાપુરીમા—ઉપદેશ અર્થે મોકલો ત્યા જૈન દર્શન પ્રત્યે જે અજ્ઞાન વર્તે છે તે દૂર થશે ને અમારા જેવા જ્ઞાનના અર્થીને નવુ જાણવા-વિચારવાનુ મળશે માત્ર આજની દેશના સાભળી મારુ હૃદય ઉલ્લાસ પામ્યુ છે, તો વધુ સપર્કથી શુ ન બને ?"

પ્રવચનની પૂર્ણાહુતિ 'સર્વમગલમાગલ્યમ્' થી થઇ સૌ વિખરાયા. આચાર્ય યશોભદ્રસૂરિનુ શેષ વૃતાત હવે પછીના કથાનકમાં આવશે

( ચાલુ ) ચોકસી

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ–પાલીતાણા

## સં. ૧૯૯૯ ચૈત્ર માસની પત્રિકા.

**ધાર્મિક પ્રવૃત્તિઓઃ**—નિયમ અનુસાર સામાયિક, આઠમ–ચૌદશ પ્રતિક્રમણ, મુનિવંદન, પ્રભુપૂજા વિગેરે ક્રિયાઓ થયેલ છે. ચૈત્ર શુદિ ૧૫ ના રોજ સઘળા વિદ્યાર્થીઓ શ્રી સિદ્ધાચલની યાત્રાએ ગયા હતા. ચૈત્ર શુદિ ૧૩ ના રોજ શ્રી મહાવીર જયંતિ નિમિત્તે રાત્રે બાલાશ્રમના સંસ્થાપક શ્રી ચુનીલાલ નારણદાસ કાનુનીના પ્રમુખપદે મિટિંગ મેળવી સંભાષણ રાખ્યું હતું.

**સંસ્થાની વર્ષગાંઠઃ**—ચૈત્ર શુદિ ૧૦ ના રોજ બાલાશ્રમને સાડત્રીશ વર્ષ પૂરાં થયાં અને આડત્રીશમા વર્ષમાં પ્રવેશ કર્યો તે નિમિત્તે ઉત્સવ યોજવામાં આવ્યો હતો. ખાસ તૈયાર કરાવેલા સંવાદો, ગાયનો તથા કસરતના પ્રયોગો મદ્રાસવાળા શેઠ ભુરમલજી ગુલાબચંદજીના પ્રમુખપદે ચૈત્ર વદિ ૧ ના રોજ યાત્રિકો તથા સંભાવિત ગૃહસ્થોની હાજરીમાં ઉક્ત કાર્યક્રમ કરવામાં આવ્યો હતો. વદિ ૩ ના રોજ ફક્ત બહેનો માટે આ કાર્યક્રમ રાખ્યો હતો. વદિ ૫ ના રોજ પાલીતાણાના નામદાર દિવાનસાહેબ કુમારશ્રી મૂળરાજસિંહજી તથા સ્ટેટના સઘળા અમલદારો તેમજ પ્રતિષ્ઠિત ગૃહસ્થોની હાજરીમાં આ કાર્યક્રમ યોજ્યો હતો. તે જોઈ સૌને ઘણો સંતોષ થયો હતો

**ઈનામોની વહેંચણીઃ**—ચૈત્ર વદિ ૧ ની રાત્રે અભ્યાસ, સંવાદો તથા કસરત વિગેરેમાં સારું કામ કરવાને અંગે પ્રમુખશ્રી ભુરમલજી શેઠના હસ્તે વિદ્યાર્થીઓને સંસ્થા તરફથી રૂ. ૬૫–૮–૦ ના ઈનામો આપવામાં આવ્યાં હતાં.

**નવી અરજીઓઃ**—સંસ્થામા દાખલ થવા માટે આવેલી અરજીઓ પૈકીની ત્રીશેક અરજીઓ મંજુર કરી છે.

**આવકઃ**—

| | |
|---|---|
| શ્રી જ. નિર્વાહ ફંડ ખાતે | ૩૪૨–૮–૦ |
| શ્રી ભોજન ફંડ ખાતે | ૪૦૦–૭–૦ |
| શ્રી કેળવણી ફંડ ખાતે | ૫–૦–૦ |
| શ્રી દૂધ ફંડ તિથિ ખાતે | ૧૦૧–૦–૦ |
| શ્રી દેરાસર ફંડ ખાતે | ૫–૧૨–૦ |

**ભેટઃ**—શેઠ ટી સી. બ્રધર્સ-ભાવનગર. બોર્ડ કરાવવા પતરૂં ૧) મોતીચંદ ગણેશમલ-એશીયા. મોહનથાળ મણુ ૧૧ તથા ફરસાણુ. અમીચંદ હિંદુજી-શીરોહી. મીઠાઇ મણુ ૧૧ તથા ફરસાણુ. ચીમનલાલ ડાયાભાઇ-કેસર તોલો ૧ ગામ અમદાવાદ. રિખવદાસ તિલોકચંદ-આહોર. બુંદી મણુ ૧)૫. ગાંધી ગિરધરલાલ ગોવિંદજી-શીહોરવાળા તરફથી રસની કેરી મણુ ૧૧૫

**જમણવારઃ**—૧. શેઠ અમીચંદજી હિંદુજી-શીરોહી. ૨ શેઠ આતમચંદ રણછોડદાસ-મુંબઇ ચૈત્ર શુદિ ૧૦ વરસગાંઠના રોજ. ૩. રીખવદાસ તિલોકચંદજી-આહોર. ૪. બાઇ આધારબાઇ તે શેઠ મૂળચંદ હઠીચંદની વિધવા ગામ અમદાવાદ.

**મુલાકાતઃ**—શેઠ ખીલમચંદજી ભંડારી રાયસાહેબ, ફાઇનાંસ ઓફિસર-સ્ટેટ જોધપુર. શેઠ જાદવજી ઝવેરભાઈ-ભાવનગર. જેસંગભાઇ છગનલાલ-અમદાવાદ. શેઠ શકરાલાલ અમથાલાલ-ડભોડા. શેઠ મૂળચંદ પારસમલ-મોજત. શેઠ નરોત્તમ અમરચંદ-માંગરોળ. મણીયાર શીવલાલ દલપતભાઇ-રાધનપુર. શેઠ ચીમનલાલ પોપટલાલ-અમદાવાદ. શેઠ મોહનલાલ હરિભાઇ-અમદાવાદ. ગુલાબચંદ હીરાચંદ-ફલોદી. ભુરમલજી અમીચંદ-જાવાલ. ભીખાભાઇ ન્યાલચંદ તથા દલપતભાઈ-અમદાવાદ.

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૯ મું :: અંક ૪ થો




વીર સંવત ૨૪૬૯ ✻ વિક્રમ સંવત ૧૯૯૯

અશાડ

પ્રગટકર્તા—
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૯ મું અંક ૪ થો. } અશાડ. { વીર સં. ૨૪૬૯ વિક્રમ સં. ૧૯૯૯

## अनुक्रमणिका



### સભાની વર્ષગાંઠ

આવતા શ્રાવણ શુદિ ત્રીજે સભાની વર્ષગાંઠ હોવાથી તે ઉજવવા નિમિત્તે દર વર્ષે શીહોર જતા હતા પરન્તુ ભાવનગર સ્ટેટ તરફથી સામુદાયિક જમણનો નિષેધ થયેલ હોવાથી ગયા વર્ષની માફક આ વર્ષે પણ શીહોર જવાનું બંધ રાખવાનું ઠરાવેલ છે. તે દિવસે સભાના મકાનમાં પ્રભુ પધરાવીને પૂજા ભણાવવામાં આવશે.

### ભેટ

હાલમાં દરેક ગામના દહેરાસરોમાં સ્નાત્રપૂજાની ચોપડીઓની જરૂર હોવાથી ધર્મપ્રેમી બન્ધુઓની સહાયથી શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ સ્તવનમાલા છપાવી છે, તેમાં સ્નાત્રપૂજા, તદ્દન નવા જ રાગના સ્તવનો તથા મોટી શાન્તિ, શાન્તિકળશ તથા પચ્ચખ્ખાણો અને અનાનુપૂર્વીનો સમાવેશ કરવામાં આવ્યો છે તો જરૂરિયાતવાળા દેરાસર તથા ધાર્મિક સંસ્થાઓએ એક આનો પોસ્ટેજનો મોકલીને નીચેના સ્થળેથી તે બુક મંગાવી લેવી.

ચંદુલાલ જેઠાલાલ ખંભાતવાલા
C/o મોહનલાલ દીપચંદ ચોકસી
તાંબાકાંટા, વેરાનો જુનો માળો-મુંબઈ




પુસ્તક ૫૯ મું
અંક ૪ થો

અશાડ

વીર સં. ૨૪૬૯
વિ. સં. ૧૯૯૯

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

# શ્રી વીરજિન સ્તુતિ

રાગ–ઝીંઝોટી

મંગળ ગુણ ગાઉં પ્રભુ, વીર જિનેશ્વરા,
સુભવિ અંતરે શાંત રસ, વિલસી સુખકરા,
મંગળ ગુણ ગાઉં પ્રભુ વીર જિનેશ્વરા ૧

આનંદ અને અખંડરૂપ, અચલ ઇશ્વરા,
ચતુર્તીર્થ સ્થાપી, સંઘ ધર્મના ધરા,
વિજ્ઞાનને જગાવી, જગમાં ભાવ વિસ્તરા,
કરજો, ધરજો, ભરજો,
અભયદાન, હૃદયગાન, ધર્મધ્યાન, પીયૂષ રસધરા,
મંગળ ગુણ ગાઉં પ્રભુ વીર જિનેશ્વરા ૨

સૌમ્ય સુખદ શાંતરૂપ, ભક્ત વત્સલા,
સ્યાદ્વાદ તત્ત્વ નયથી, શાસ્ત્ર સિદ્ધ કરા,
પરમાનંદ સ્વરૂપે વ્યાપ્ત, આપ્ત ઇશ્વરા,
કરીએ, ભરીએ, ધરીએ,
ગુણાનુવાદ, આનંદે આજ, 'પ્રકાશ' કાજ, શાંતિ દે સ્થિરા,
મંગળ ગુણ ગાઉં પ્રભુ વીર જિનેશ્વરા ૩

મગનલાલ મોતીચંદ શાહ–વઢવાણકેમ્પ

પં. શ્રી જિનવિજયજીકૃત—

# ચોવીશ જિનપરિવાર સ્તવન

( મત કોઇ હેરો રે, કાન પજ્ઞો છે કેડે—એ દેશી )

ભવિ વંદો રે ચોવીશે જિનચંદા,
ઋષભ અજિત સંભવ અભિનંદન, સુમતિનાથ સુખકંદા. ભવિ૦ ૧
પદ્મપ્રભુ ને સુપાસ ચંદ્રપ્રભુ, સુવિધિ શીતલ સ્વામી;
શ્રેયાંસ વાસુપૂજ્ય વિમલ અનંત પ્રભુ, ધર્મનાથ ગુણધામી. ભવિ૦ ૨
પાંચમા છઠ્ઠા સાતમા ચક્રી, શાંતિ કુંથુ અર દેવા;
એકણ ભવમાં દો પદવી, પુણ્યપ્રકૃતિના મેવા. ભવિ૦ ૩
મલ્લિ મુનિસુવ્રત નમિ નેમિ, પુરુષાદાણી પાસ;
વર્ધમાન જિનવરને નામે, વર્ધમાન સુખવાસ. ભવિ૦ ૪
૧૪૫૨
પુંડરીક પ્રમુખ ગણધારી, ચઉદ સયાં બાવન્ન;
૨૮૪૮૦૦૦
લાખ અઠ્ઠાવીશ સહસ અડતાલીશ, મુનિવર પાવન મન્ન. ભવિ૦ ૫
૧૭૬૧૦૦
એક લાખ હજાર છહોતેર, એક શત કેવળનાણી;
૧૩૩૪૦૦
એક લાખ તેત્રીશ સહુસા, ચઉસયા અવધિનાણી. ભવિ૦ ૬
૧૪૫૫૯૧
મનપર્યવનાણી વર એક લખ, અધિક સહસ પણયાલ;
પણસય એકાણું નિત નમીએ, ચરણકરણ શુંડાલ. ભવિ૦ ૭
૩૩૯૯૮
તેત્રીશ સહુસ નવ સય અઠ્ઠાણું, ચઉદસ પૂરવધારી;
૨૪૫૨૦૮
દો લખ સહુસ પણયાલીશ, દો સયા અડ વૈક્રિયલબ્ધિ ભંડારી. ભવિ૦ ૮
૧૨૬૨૦૦
એક લખ સહુસ છવીશ ને દો સયા, વાદી શ્રુતવિસ્તારી;
જિનમત થાપન કુમત ઉથાપન, મયગલ જિમ મદ-ધારી ભવિ૦ ૯
૧૯૮૬૦૫૧
ઓગણીશ લાખ ને સહુસ છયાસી, એકાવન અધિકેરા;
સવિ જિનના સામાન્ય મુનિવર, ટાળ્યા ભવભય ફેરા. ભવિ૦ ૧૦
૪૪૩૬૪૦૬
લાખ ચઉંયાલીશ સહુસ છત્રીશ, ચાર સયા ષટ વંદો;
સાધ્વીનો પરિવાર મનોહર, પ્રણમી પાપ નીકંદો. ભવિ૦ ૧૧
૫૫૪૮૦૦૦
લાખ પંચાવન સહુસ અડતાળીશ, શ્રાવક સમકિતધારી;
૧૦૫૩૮૦૦૦
એક કોડી પણ લખ અડત્રીશ સહુસ, શ્રાવિકા શુદ્ધ વિચારી. ભવિ૦ ૧૨
એ ચોવીશે જિનવરનો પરિકર, પ્રહ ઊઠી સમરીજે;
ખીમાવિજય પંડિત શુભઠાણે, જિનપદ રંગ રમીજે*. ભવિ૦ ૧૩

સંગ્રાહક—ભોજક મોહનલાલ ગિરધર—પાટણ

* આ સ્તવન સં. ૧૮૫૧ ના ચૈત્ર શુદિ ૯ ના રોજ લખીને પાટણના ભંડારમાં મુકવામાં આવેલ છે.

## श्री वीर–उपदेशामृत।

बनो स्वात्मसेवी, आत्मशक्ति के उपासी दृढ।
कर्मवीरता का शस्त्र, हाथ में संभालो तुम॥
काट डालो शीघ्र, परतन्त्रता की बेड़ीयों को।
साहस समेत, विश्वसेवा कर डालो तुम॥
सत्याग्रही वीर बन, सत्य कर्म वेदी पर।
स्वार्थ वासनायें, कामनायें होम डालो तुम॥
डरो न विपत्तियों से, हटो नहीं पीछे कभी।
लक्ष्य को न छोड़ो, मुक्त जीवन बना लो तुम॥
जीव है अखण्ड शुद्ध बुद्ध, ज्ञानशक्ति युक्त।
उसे कर्मवर्गणा से, शीघ्रत: निकालो तुम॥
सत्यता, अहिंसा, यम, दम, शम, नियमों से।
मानवो! सशीघ्र, साज जीवन सजा लो तुम॥
श्री दया शील समता, सन्तोष सुधासागर में।
आवो विश्व जीवो!, जरा डुबकी लगा लो तुम॥
यही दिव्य वीर उपदेश, पारिजाति माला।
श्रद्धा सहित बन्धु!, गले मध्य डालो तुम॥

## दुष्ट की दुष्टता[1]!।

दुष्ट तेरी दुष्टता, आखिर फना हो जायगी।
बात सच्ची है यही, रोशन यहां हो जायगी ॥ १ ॥
करना हो सो कर ले तूं, रखना कसर बिल्कुल नहीं।
जुल्म की आखिर में हद, फिर साफ ही दीख जायगी ॥ २ ॥
जुल्म रावण ने किया, सीता सती को ले गया।
पाप भंडा फुट गया, आखिर विजय हो जायगी ॥ ३ ॥
दुष्ट जन तुझने किये, जो पाप भारत मात पर।
कलंक की यह कालिमा, बस तेरे सीर मढ़ जायगी ॥ ४ ॥
है विनय यह राज अब, संग दुष्ट का परित्याग कर।
दूर से करना नमन[2], तो श्रेष्ठता आ जायगी ॥ ५ ॥

× × ×

दुष्ट न छोड़े दुष्टता, सज्जन तजे न हेत।
काजल तजे न श्यामता, मुक्ता तजे न सेत।

राजमल भंडारी–आगर

---

१ दुष्ट प्रवृत्ति। २ दुर्जन प्रथमं वंदे।

તેમણે ત્રણ પ્રદક્ષિણા દઈને બે હાથ જોડી પ્રભુની આગળ નમ્ર વિનંતિ કરી કે– "આપ જેવા સમર્થ મહાપુરુષનું શરણ મળ્યા છતાં મારે નરકે જવું પડે તે કેમ બને? કોઈપણ ઉપાયે કૃપા કરીને મારું નરકમાં ગમન (જવું) ન થાય તેમ કરો." શ્રેણિકના આ વચનનો પ્રભુએ જવાબ દીધો કે–"તેં પહેલાના વખતમાં બે જીવવાળી (ગર્ભવંતી) હરિણીનો શિકાર કરવાના પ્રસંગે વધ કર્યો તે વખતે નારકાયુષ્ય બાંધ્યું છે.[1] તેથી નરકમાં ગયા વિના ચાલે જ નહિ. તેમાં બીજો ઉપાય છે જ નહિ."

તે છતાં રાજા શ્રેણિકે ઘણો આગ્રહ કર્યો ત્યારે પ્રભુએ તેને પ્રતિબોધગર્ભિત આશ્વાસન દેવાની ખાતર કહ્યુ કે–"જો તું તારી કપિલાદાસીની પાસે મુનિને દાન દેવરાવે, અથવા તો કાલસૌકરિક નામનો કસાઇ કે જે દરરોજ પાંચ સો પાડાનો વધ કરે છે તેને એક દિવસ વધ કરતાં અટકાવે, તો તારું નરકગમન ન થાય." શ્રેણિકે પ્રભુને કહ્યુ કે–"એમ કરવું એ તો ઘણું સ્હેલું છે. હે પ્રભો! હમણાં જ હું સ્વસ્થાને જઈને તે પ્રમાણે કરાવું છું." ત્યાંથી મહેલમાં આવીને રાજાએ કપિલાદાસીને બોલાવીને કહ્યુ કે–"તું મુનિરાજને દાન આપ" કપિલાએ કહ્યુ કે–"બીજું ગમે તે કામ બતાવો તે કરીશ, પણ દાન આપવાનું કામ મારાથી થશે નહિ." શ્રેણિકે ઘણીય લાલચો આપવાનુ કહીને સમજાવી, પણ તે એકની બે ન થઇ. છેવટે તેના હાથે ચાટવો બાધી દાન અપાવવા માડયું ત્યારે પણ તે કહેવા લાગી કે–"આ દાન હું આપતી નથી, પણ શ્રેણિક મહારાજાનો ચાટવો દાન આપે છે." એમ દાસીની પાસે દાન દેવરાવવામાં નાસીપાસ થયેલા રાજાએ કાલસૌકરિક નામના કસાઈને બોલાવી કહ્યુ કે–"તું માત્ર એક જ દિવસ (પાંચ સો) પાડાનો વધ કરવો તજી દે." તે બોલ્યો કે–"હે સ્વામિ! હું ઘણા કાળથી દરરોજ પાંચ સો પાડાનો વધ કરું છું, તે હુ મૂકીશ નહિ. (બંધ નહિ કરુ) બોત ગઈ ને થોડી રહી, તેથી આજ સુધી જે કામ કર્યું તે થોડા કાળ માટે કેમ બંધ કરાય?" તે સાંભળીને રાજાને સહેજ હસવું આવ્યું રાજાએ કસાઇને અંધકૂપમા નખાવ્યો. રાજાએ વિચાર્યું કે–"પ્રભુના કહેવા પ્રમાણે એક તો કામ થયું, તેથી મારે હવે નરકમાં જવુ નહિ પડે." આ આશયથી બીજે દહાડે ખુશી થતાં થતાં પ્રભુની પાસે જઇ વંદના કરી, શ્રેણિકે કહ્યુ કે–"હે નાથ! આપના કહેવા મુજબ કસાઇને વધ કરતાં અટકાવ્યો છે, તો હવે મારે નરકમાં જવાનું નહિ ને?" આના જવાબમાં પ્રભુએ કહ્યુ કે–"તેણે કૂવામા પણ માટીના પાંચ સો પાડા કરી કરીને માર્યા છે." આવું પ્રભુદેવનું વચન સાંભળી રાજા શ્રેણિકે હૃદયમાં ખેદ ધારણ કરીને કહ્યુ કે–"હે પ્રભુ! હવે મારે શું કરવું? કોના શરણે જવું? પૂજ્ય તીર્થંકરદેવના વચનમા ફેરફાર હોઇ શકે જ નહિ. અરેરે! મારે નરકમાં જવુ

---

૧. આયુષ્યનો બંધ પડ્યા પછી તે પ્રમાણે તેને ભોગવવા તે તે ગતિમાં જવું જ પડે. બીજા કર્મોના અનુભવ માટે તેવો નિર્ણય નથી

ધર્મરુચિ મહારાજ પાત્રામાં શાક લઇ વનમાં ગયા. જ્યાં પરઠવવાની તૈયારી કરે છે. તેવામાં પાત્રામાંથી એક બિંદુ જમીન ઉપર પડયું. તેના સ્વાદથી ઘણી કીડીઓ ત્યાં આવી તે મરણ પામી. આ બનાવ જોતાંની સાથે જ મુનિએ નિર્ણય કર્યો કે-મારા ઉદર જેવું બીજું નિર્દોષ સ્થાન આ શાક પરઠવવાને યોગ્ય નથી. તેમ કરવામાં ઉત્તમ જીવદયાનો પણ લાભ છે. એવું વિચારી સર્પ જેમ બિલમાં પેસે તેવી રીતે તે ઝેરી આહાર પોતે વાપરી ( ખાઇ ) ગયા. મરણ નજીક જાણી, અનશન અંગીકાર કરી, સમાધિમરણે મરણ પામી સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉત્તમ દેવ થયા. નાગશ્રી આવું દાન દેવાથી આ ભવમાં નિંદાપાત્ર બની, એટલું જ નહિ પણ તેના સ્વામી સોમદેવે ઘરમાંથી કાઢી મૂકી. જંગલમાં ભટકવા લાગી. અચાનક દાવાનલના પંજામાં સપડાવાથી મરણ પામી છઠ્ઠી નરકે નારકપણે ઉપજી, પછી અનંતા કાળ સુધી આંતરે આંતરે સાતે નરકની વેદના ભોગવી છેવટે ઘણે કાળે તે પાપ ક્ષીણ થવાથી પુણ્યોદયે દ્રુપદરાજાની દ્રૌપદી નામે પુત્રી થઇ, વિશેષ બીના શ્રીજ્ઞાતાસૂત્રથી જાણવી.

પહેલાં સૂચવેલા દાનના પાંચ ભૂષણોનું ટૂંક સ્વરૂપ આ પ્રમાણે—

आनंदाश्रूणि रोमाञ्चः, बहुमानं प्रियं वचः ॥
वर्यानुमोदना चैव, सद्दानं भूषयन्त्यमी ॥ १ ॥

**૧. આનંદ-અશ્રુ**—યથાર્થ ગુણવંત સુપાત્રને જોતાની સાથે દાયક ભવ્ય જીવોને હર્ષનાં આંસુ આવે છે. જેમ મરણાદિના પ્રસંગે શોક-ખેદને લઇને આંસુ આવે છે અને પોતાના સંબંધી-પુત્ર વિગેરે ઘણો વખત પરદેશ રહીને આવે ત્યારે ઘણાં વખતે મેળાપ થવાથી હર્ષના આસુ આવે છે. શ્રેયાંસકુમાર જેવા ભવ્ય જીવોને પ્રભુ શ્રીઋષભદેવ જેવા સુપાત્રનો સમાગમ થતાં આ પ્રથમ ભૂષણનો પ્રસંગ જરૂર મળે છે અને ઇષ્ટ સિદ્ધિ પણ સંપૂર્ણપણે થાય છે.

**૨. રોમાંચ**—દાન દેનાર ભવ્ય જીવોના સુપાત્રદાન દેતી વખતે પ્રગટ થયેલા અનહદ હર્ષને લઇને રોમરાય વિકસ્વર થાય એમા નવાઇ શી ? અનુભવસિદ્ધ છે કે-આવા અવસરે આરોગ્યમાં પણ જરૂર વધારો થાય છે, કારણ કે માનસિક સુધારણા પૂરેપૂરી થાય છે. મન એ કમળના જેવું છે. તેને વિકસ્વર બનાવવા માટે જરૂર દ્રવ્યાદિ સાધનોની સેવના કરવી જોઇએ એવા સાધનોમાં દાનાદિનો પ્રસંગ પણ ગણેલો છે. તેમજ આવા દાનનાં પ્રસંગે પરભવને અંગે પણ કદાચ મુક્તિ દૂર હોય તો પણ દાનેશ્વરી જીવો દેવગતિ વગેરે ઉત્તમ ગતિ જ પામે.

**૩. બહુમાન**—સુપાત્ર અને તેમના ઉત્તમ ગુણો તથા દાન ધર્મ-આ ત્રણેની ઉપર પ્રેમભાવ પ્રકટે તે બહુમાન કહેવાય. દાનના પ્રસંગે આસન્નસિદ્ધિક ભવ્ય જીવોને જરૂર તેવું બહુમાન પ્રગટે છે.

**૪. પ્રિયવાણી**—મીઠાં વચન બોલીને સુપાત્રને આમંત્રણ કરે તે આ પ્રમાણે-સુપાત્રને જોઇને હાથ જોડી ઉમંગથી એમ બોલે કે-આજે મારાં ધન્ય ભાગ્ય છે કે—મારે ઘેર આપના જેવા મહાપુરુષનાં પગલાં થયાં. આજનો આ સમય હું ઉત્તમ

માનું છું: આજે મારે આંગણે મોતીનો મેહ ( વરસાદ ) વરસ્યો[1], અને સોનાનો સૂરજ ઊગ્યો. હું કૃતપુણ્ય છું, આજે મારો માનવભવ સફળ થયો. મને હર્ષનો પાર નથી, હે ગુરુમહારાજ! આજે કૃપા કરીને 'મને દાનનો ઉત્તમ લાભ આપી સંસારસમુદ્રથી તારો.' એમ બોલીને ભવ્ય જીવો દાન આપે.

**૫. અનુમોદના**—સુપાત્ર અને દાનધર્મની પ્રશંસા કરવી, તે અનુમોદના કહેવાય. તેમાં-શ્રેયાંસકુમારે ઘણાં હર્ષથી પ્રભુ શ્રીઋષભદેવ ભગવંતને વર્ષીતપનું પારણું કરાવ્યું. તે વખતે શ્રેયાંસને ચિત્ત, વિત્ત અને પાત્ર એમ ત્રિપુટીનો શુભ યોગ પુણ્યોદયે સાંપડ્યો. એટલે પ્રભુ જેવા સુપાત્ર મળ્યા અને ઉત્તમ ભાવ પણ હતા તથા શેલડીના રસ જેવી નિર્દોષ દેવાની ચીજ હતી. એ પ્રમાણે આ અવસર્પિણી કાળમાં દાનની શરૂઆત કરનાર અને તે જ ભવમાં મુક્તિપદ મેળવનાર શ્રેયાંસકુમાર મહાભાગ્યશાળી થઇ ગયા હું તેમના જેવું કંઈ કરતો નથી. પ્રબલ પુણ્યોદય હોય તો જ તેવો અવસર પમાય. આવો સમય ભવોભવ મળજો. આ ભાવનાનું નામ અનુમોદના કહેવાય, તેમજ દાનધર્મના ઉપદેશક પ્રભુની પણ અનુમોદના આ પ્રમાણે જરૂર કરવી મારાથી ઉત્તમ શીલ ( બ્રહ્મચર્ય અથવા ઉત્તમ આચાર ) પાળી શકાતું નથી. વળી જ્ઞાનપૂર્વક વિધિ સહિત નિર્નિદાન ઉત્તમ તપ પણ થઇ શકતો નથી. તેમજ મહાચિંતાથી અને પાપથી ભરેલાં મિલ, સટ્ટો આદિ વ્યાપારમાં અમે ગુંથાયા છીએ. આ સ્થિતિમાં અમને શ્રી ભરતમહારાજા વિગેરેની જેવા સ્થિર નિર્મલ ભાવ પણ કયાંથી પ્રકટે[2]? આવા વિકટ સમયમાં પણ અમારા જેવાને તરવાને માટે પ્રભુદેવે દાનધર્મનો આશરો લેવા સમજાવ્યું, સાથે સાથે એ પણ કહ્યું કે-આ દાનવડે અસ્થિર-નાશવંત દ્રવ્યનો પણ સદુપયોગ થઈ શકે છે. આવી શાંતિસુધા વરસાવનારી ભવ્ય દેશના દેનારા પ્રભુની અમારી ઉપર અખૂટ દયા છે. આવી અનુમોદના કરવી એ દાનનું પાંચમું ભૂષણ કહેવાય.

દાયક ભવ્ય જીવોએ પાંચે ભૂષણોને જેમ ધારણ કરવા જોઇએ તેમ દાનનાં પાંચે દૂષણો જરૂર તજવા જોઇએ, તે આ પ્રમાણે—

अनादरो विलंबश्च, वैमुख्यं विप्रियं वचः ॥
पश्चात्तापश्च पंचेति, सद्दानं दूषयन्त्यमी ॥ १ ॥

"અનાદર, વિલંબ, વિમુખતા, અપ્રિય વચન અને પશ્ચાત્તાપ-આ પાંચ સદ્દાનનાં દૂષણો છે." ( ચાલુ )

( આનું વિવરણ હવે પછીના અંકમાં આવશે. )



૧. સંભાવના કરાય છે કે આ બે કાર્યો થવાથી જેટલો આનંદ થાય તેથી પણ દાનપ્રસંગે વધારે આનંદ થયો છે. ઉત્તમ લાભ પણ આના જેવો બીજો નથી, એમ દાનેશ્વરી બોલે છે. ૨. કહ્યું છે કે—मायारंभिणां कुतो निर्मलो भावः ॥

## મહાન્ યોગી શ્રી આનંદઘનજીકૃત
# પદ બાસઠમું
## વિરહવ્યથામાં આશાકિરણ

(અનુસંધાન પૃષ્ઠ ૭૧ થી શરૂ)

૪. વિરહદશાનું સ્થૂળ વર્ણન કરતાં શુદ્ધ ચેતના આગળ કહે છે કે–પોતે તો ગાલ ઉપર હથેળી લગાવીને શોકસમુદ્રમાં ડૂબી ગઇ છે. જ્યારે કોઇ નજીકના સગાનું મરણ થયું હોય અથવા લાંબો વિરહ થયો હોય ત્યારે માણસ શોકમાં પડી જાય છે. તે વખતે તે કપાળે કે ગાલે હાથ દઇને બેસે છે. અત્યંત શોકનો પોઝ( pose )–દેખાવ–મુદ્રા ગાલ અથવા હડપચી અને ગાલ વચ્ચે હથેળી મૂકી બેસવું તે છે. એ દેખાવમાં કે મુદ્રામાં કોઇને જોતાં એને કાંઇ મોટી ગૂંચવણ પડી હશે કે એના નજીકના સગાં કે સ્નેહી મૂંઝવણમાં આવી પડ્યાં હશે એવું જરૂર લાગે છે અને તે વખતે 'કેમ છો?' 'શી ચિંતામાં પડી ગયા છો?' વિગેરે પ્રશ્નો સ્વાભાવિક છે.

શુદ્ધ ચેતના કહે છે કે–પોતે અત્યારે તો ગાલ પર પોતાની હથેળી લગાડીને આખીને આખી સુરસિંધુ–શોકસમુદ્રમાં ડૂબી ગઇ છે, એના ચહેરા પર જોશો તો જાણે ભારે મોટા દુઃખસાગરમાં એ ડૂબી ગઇ હોય એમ જણાશે, એની મુદ્રા ગાલ પર લગાડેલી હથેળીથી શોકનો ભર દેખાડશે અને એને આખી ને આખી કોઇએ મોટા દુઃખના દરિયામાં ધકેલી હોય અને ત્યાં એકલી અટુલી એ ગોથાં ખાતી હોય એવું એના દેખાવ પરથી જ લાગશે.

જ્યારે માણસ શોકસમુદ્રમાં ડૂબી ગયો હોય ત્યારે પોતાનો હાથ ઊંચો કરી તેના પર હડપચી અને ગાલ લગાવે છે અને તેના મુખના દેખાવ પરથી અને એ શોકમુદ્રાથી જ જણાય છે કે એ કોઇ ભારે ચિંતા અને ઊંડા વિચારમાં પડી ગયો છે. આવી રીતે ચેતના હાથને ગાલ પર લગાવી [1]સુરસિંધુ–શોકસમુદ્રમાં ડૂબી ગયેલી છે. અને પોતાની આંખમાંથી એટલાં આંસુ વહેવડાવ્યાં છે કે એનાથી એની હાથવેલડી જળથી સિંચાઇ ગઈ છે.

જ્યારે હડપચીએ હાથ મૂકવામાં આવે અને આંખમાંથી પાણી ચાલ્યા જતાં હોય ત્યારે ગાલ પર લગાવેલ હાથ પર પાણીનાં રેલા ચાલે. ચેતનના વિરહશોકનો પાર નથી, એ ખૂબ રડે છે એટલે એના રુદનના આંસુથી જાણે એની કરલતા સિંચાઇ જાય છે. થોડા રુદને ગાલ ભરાઇ જાય, વધારે રડે તો આંસુ ટપકે અને આ તો ધ્રૂસકે ધ્રૂસકે રડે છે એટલે એનાં આંસુથી હાથ ભરાઈ જાય છે. આ વિરહી સ્ત્રીનું આબેહૂબ ચિત્ર છે.

૫. અત્યારે શ્રાવણ ભાદરવો માસ વર્તે છે, આકાશ વાદળાથી ભરાઇ ગયું છે, ઘનઘટા ચારે તરફ છવાઇ રહી છે, આખી દુનિયા વરસાદથી લીલીછમ થઇ ગઇ છે, નાળાં

---

૧. સુરસિંધુ એટલે દેવલોકનો દરિયો સંભવે, પણ દંતકથા પ્રમાણે આકાશમાં એવો દરિયો હોય એવું મારા જાણવામાં નથી. દરિયા જેવી મોટી નદીને સિંધુ કહેવામાં આવે છે. ગંગા સમુદ્ર કહેવાય છે, સિંધુ સમુદ્ર કહેવાય છે એમ આ આકાશગંગાને ઉદ્દેશીને કહ્યું હોય તે બનવાજોગ છે. સમેલીનો અર્થ 'ડૂબી' બરાબર છે અને સંબંધ પરથી તે અર્થ બેસે પણ છે. આ અર્થ પં. શ્રી ગંભીરવિજયજીએ કહ્યા પ્રમાણે છે.

ભરાઇ ગયા છે, નદીઓ પોતાના પટથી દૂર દૂર ફૂલાઇ જઇ પોતાના સમુદ્રપતિ તરફ દોડતી દેખાય છે અને આખી દુનિયા જાણે કલ્લોલને હિલોળે ચઢી છે. આવી ઘનઘટા વચ્ચે વીજળી થાય છે, તડાકા ધડાકા આકાશમાં થાય છે, અને કુદરતમાં ચારે તરફ લીલી વનરાજી ફાલીફૂલી રહી છે, સરોવરમાં પાણી સમાતાં નથી, તળાવો ભરાઇ ગયાં છે, કૂવાઓ માંથા સુધી આવી ગયા છે અને આખી કુદરત આનંદમાં આવી જઇ નાચતી હોય તેવી લીલીછમ, ભરેલી ભાદરેલી અને આનંદમય દેખાય છે.

આવે વખતે જ્યારે કુદરત હસી રહી છે અને સરોવર ભરાઇ ગયા છે અને નદીઓ બે કાંઠે થઇ ગઇ છે ત્યારે મારું હૃદયસરોવર તદ્દન સુકાઇ ગયું છે, એમાં કાંકરા દેખાય છે, એમાં પાણીનાં ટીપાંનો પણ અભાવ દેખાય છે અને એ સરોવરમાં નથી કલ્લોલ કે નથી રંગ, નથી ઉલ્લાસ કે નથી રમઝટ જે સરોવરનો ઉલ્લાસ પૂરે તેવા પતિરાજ ઘેર આવતા ન હોય, જે પતિરાજ મુખ પણ બતાવતા ન હોય, જે પોતાની પતિવ્રતા પત્ની સાથે જરા પ્રેમનો ઇસારો પણ ન કરતા હોય, એની બૈરીની શી દશા હોય?

દુનિયાને શ્રાવણ ભાદરવાનો કલ્લોલ થાય ત્યારે એને અંધારી વિરહની રાતોમાં પોતાની આંખમાંથી શ્રાવણ ભાદરવો રેલાવવો રહ્યો. તેત્રીશમા પદમાં એણે કહ્યું છેઃ 'ભાદુ કાદો મે કિયો પ્યારે, અસુઅન ધાર વહાઇ.' એટલે આંસુ ધાર વહાવીને મેં ભાદરવા મહિનાને કાદવવાળો કર્યો છે[1] આ હકીકત વહેવારુ છે અને વિરહી સ્ત્રીની દશાનો ખ્યાલ કરવાથી બરાબર સમજાય તેવી છે વાત એ છે કે પતિના વિરહે આર્ય સ્ત્રીને તો આખો સંસાર ખારો ધૂધવા થઇ પડ્યો છે, નથી એને ખાવાનું ભાન, નથી પીવાનું ભાન, એ તો માત્ર ગાલે હાથ લગાવી આંખમાંથી આંસુ સારતી અતિ ઉદ્વિગ્ન ચિત્તે રડ્યા કરે છે અને એવી રીતે પોતાનો આખો વખત પસાર કરે છે. જ્યારે પૃથ્વી હિલોળે ચઢી છે, જ્યારે કુદરત આનંદ પમગટ ફેંકી રહી છે, જ્યારે વનરાજી ખીલી રહી છે ત્યારે ચેતનાને ત્યાં મર્મ માફ છે, સૂકું છે, ઉલ્લાસહીન છે, દુઃખ દર્દમય છે, ચારે બાજુ સરોવરો પાણીથી છલકાય છે ત્યારે ચેતનાનું હૃદયસરોવર સાવ સૂકું છે, એમાં કાંકરા દેખાય છે, નથી એના પર વરસાદના છાંટા પડતા કે નથી એમાં આનંદ વીજળીના ચમકારા થતા.

૬. પણ આશા અમર છે, એના તાતણા પર જીવન ટકે છે અનુભવ મિત્ર તે વખતે ચેતના પાસે આવે છે એ ભારે ચાલાક ચબરાક જીવડો છે અને ભારે આશાવાદી છે. એ ચેતનાની ઉપર વર્ણવેલી સ્થિતિ જોઇ વિચાર કરીને વાત બતાવે છે. એણે અનેકની આવી બાબતો જોયલી હોઇ એ જરાપણ ગભરાયા વગર ચેતનાને પસંદ પડે તેવી વાત કરે છે, ચેતનાને ધીરજ આપી એને નાસીપાસ થતી અટકાવે છે અને એને ટકાવી રાખવા બોલે છે:

બેન સમતા! તું ગભરા નહિ, આમ હિંમત હાર નહિ, આમ શુદ્ધબુદ્ધ ખોઇને હેરાનપરેશાન થઇ જા નહિ અને આમ ઉજાગરા કરીને વલોપાત કર નહિ હું તને ખાસ આગ્રહ કરીને કહું છું કે તું ધીરજ ધાર, થોડી હિંમત રાખ, થોડો વખત નભાવી લે અને મને લાગે છે કે આનંદઘન-તારા પ્રભુ ચેતનરાજ-ખુદ આનંદઘન-અનંત

૧. આનંદઘનજી પદ રત્નાવળી પ્રથમ ભાગ, પૃ. ૩૧૬.

આનંદના સમૂહ જરૂર તારે મંદિરે આવશે, તારી વિરહની પીડા ભાંગશે, આનંદ આનંદ થઇ રહેશે અને તારી વિરહની પીડા દૂર કરશે. પતિરાજ ગમે તેટલા બહાર ભટકતા હશે, પણ અંતે એ સમજણના દરિયા છે, એ કોઇક દિવસ પોતાનું ઘર સંભારશે, પોતાની ઘરવાળીને ઓળખશે, પોતાનાંને જાણશે અને ઘર ઘર ભટકતી વેશ્યા કુમતિનો સંગ તજશે. આવી વાતમાં ઉતાવળા થવામાં માલ નથી, તાણતાં તૂટી જશે અને નજીક આવેલા પતિરાજ પાછા કુલટાને ત્યાં ચાલ્યા જશે. જરા ધીરજ રાખ, પતિની નૈસર્ગિક વિચારશક્તિ પર ભરોસો રાખ અને અત્યારની અકળામણ છોડી દે.

વિરહ, વિરહના પ્રસંગો, વિરહીની દશા અને વિરહ વખતની પરિસ્થિતિ પર ૪૧ મા પદમાં ખૂબ વિવેચન મને સમજાયેલ અર્થ અને પ્રાપ્ત થયેલ પ્રાચીન ટબા પ્રમાણે આવી ગયું છે. ત્યાં ફાગણ માસની હકીકત છે, અહીં શ્રાવણ ભાદરવાની વાત છે. પતિ પરભાવમાં રમણ કરે છે એ વિભાવદશા છે અને ચેતના સાથે પ્રેમ કરે તે તેના મૂળ ગુણો છે અને ચેતન અને ચેતના વચ્ચે વસ્તુતઃ અભેદ હોવા છતાં પરભાવરમણતાથી દ્વિધાભાવ લાગે છે એ દૂર થાય એટલે સ્વભાવની જમાવટ થાય, તેમાં રમણ થાય અને એટલું થતાં દુન્યવી ખટપટ, ગૂંચવણ અને ગોટાળાનો અંત આવે. આ સર્વ હકીકત સ્પષ્ટ છે, અનુભવનો આશાવાદ આનંદ આપે છે અને તે વગર બીજો ઉપાય પણ નથી એ પણ ઉઘાડી વાત છે. અહીં 'ટૂંક' શબ્દ વાપરી આશાને નવપલ્લવિત કરી છે તે આશાની નજરે તો સુંદર છે, પણ ચેતનજીના રંગઢંગ તપાસી તે વાતને સાચી બનાવવી એ કોનું કામ છે તે પતિરાજેએ વિચારવા જેવું છે. બિચારી આર્ય પત્ની કકળાટ કરે, ઉજાગરા કરે અને પતિરાજ નફટાઇ કરી પારકે ઘેર ભટકે એ વાત યોગ્ય છે? ઉચિત છે? ઉચિત નથી. માટે અનુભવ કહે છે તેવી દશા થાય એવી પરિસ્થિતિ નીપજાવી ઘેર આવવું સારું છે. વિરહકાળ દૂર થતાં ભારે મોજ આવશે. ઘરની બૈરીની વાત જુદી જ છે, પારકી તે અંતે પારકી છે, માટે ખરો આનંદ અનુભવનો હોય તો અનુભવમિત્રની વાત માનો, એને સાચી પાડો અને ઘરમાં લહેર કરો, આનંદ મચાવો અને ઘરસરોવરને આનંદજળથી ભરી દો.

પતિ ચેતના સન્મુખ થવાના માર્ગ પર આવ્યા હોય, જરા જરા એને સળવળાટ થવા લાગ્યો હોય, જરા સંસાર રસ ઓછો થવા લાગ્યો હોય, જ્યારે બાહ્યાત્મ દૃષ્ટિને બદલે અંતરાત્મ દશાનો ઝળકાટ થવાની શરૂઆત થઇ હોય, જ્યારે સ્વપરનો વિવેક થવા માંડ્યો હોય ત્યારે આ પદમાં બતાવેલ ભાવના જાગે છે એ ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. ચાલુ ધમાલમાં સમતા કે ચેતના ક્યાં પડેલ છે તેનો વિચાર, ખ્યાલ કે ઉચ્ચાર પણ હોય નહિ, પણ પરભાવ સહજ ઘટતો આવે અને આત્મલક્ષીપણું પ્રાપ્ત કરવાનું સૂઝે ત્યારે અત્ર વર્ણવેલી વિચારણા અંદરથી જાગે છે. પછી અંતરના બે ભાગ પડે છે. કોઇવાર એનું પાસું આત્મા તરફ થાય છે ત્યારે એની નજરમાં સમતા ચેતનાની વિરહદશાનો ખ્યાલ આવે છે, વળી પાછા ભાઇશ્રી સંસાર તરફ ઓસરે એટલે સમતાને તો ઘર દીને ઘર દહાડા થાય છે. નવીન જાગૃતિ, અંતરનો સળવળાટ અને સ્વભાવસન્મુખતાની શરૂઆત આવી વિચારણામાં થાય છે.

મૌક્તિક

(૭) ઉદ્ભેદજ—એટલે પતંગ, ખંજરીટ, પ્લવ વિગેરે.

(૮) ઉપપાદજ—એટલે ઉપપાદ શય્યામાં ઉત્પન્ન થનારા દેવો અને કુંભીમાં ઉત્પન્ન થનારા નારકી.

૫ ગૃહસ્થના ઉત્તરગુણ ૯૧. ( સ્થાનાંગસૂત્રવૃત્તિ ) ગાથાસહસ્રી પૃષ્ઠ ૨૩

૧૦ પ્રકારના પચ્ચખ્ખાણ, ૪ ચાર પ્રકારના અભિગ્રહ, ૭ શિક્ષાવ્રત ( ૩ ગુણવ્રત ને ૪ શિક્ષાવ્રત ), ૧૨ પ્રકારનો તપ, ૧૧ શ્રાવકની પ્રતિમા; ૧૨ ભાવના, ૧૪ ક્ષેત્ર, ૪ પ્રકારનો ધર્મ અને ૧૭ પ્રકારની પૂજા કુલ ૯૧ ( આમા ૧૪ ક્ષેત્ર સમજાતા નથી)

૬ અભવ્યોથી સિદ્ધ અનંતગુણા, સિદ્ધથી ભવ્ય અનંતગુણા, ભવ્યથી જાતિભવ્ય અનંતગુણા જાણવા. પૃષ્ઠ ૨૪

૭ મોતીને ઉપજવાનાં ૭ સ્થાન-૧ હાથીના કુંભસ્થળમા, ૨ શંખમાં, ૩ મત્સ્યના મુખમા, ૪ વાસમા, ૫ વરાહની દાઢમા, ૬ સર્પની ફણામા અને ૭ છીપના ઉદરમાં સાચાં મોતી ઉપજે છે. પૃષ્ઠ ૨૪

૮ સંજ્ઞાવિચાર-પાચ એકેદ્રિયમા મોહસંજ્ઞા, ત્રણ વિકળેદ્રિયમા હેતુ ( હેતુવાદોપદેશિકી ) સંજ્ઞા, દેવ, નારકી ને ગર્ભજતિર્યંચમનુષ્યમા કાલિકી ( દીર્ઘકાલિકી ) સંજ્ઞા, સમકિતદષ્ટિને દષ્ટિવાદોપદેશિકી સંજ્ઞા અને શ્રુતજ્ઞાન તથા મતિજ્ઞાનના વ્યાપારરહિત કેવળી ભગવંતને સંજ્ઞારહિત જાણવા. (બૃહત્કલ્પ ભાષ્ય ) પૃષ્ઠ ૨૬

૯ કોનુ અપહરણ દેવો ન કરી શકે? ૧ શ્રમણી, ૨ અપગતવેદી, ૩ આહારક શરીરી, ૪, પુલાકનિર્ગ્રંથ, ૫ પરિહારવિશુદ્ધિ ચારિત્રવાળા, ૬ ચૌદપૂર્વી ને ૭ અપ્રમત્ત મુનિ ( પ્રમત્તભાવમાં વર્તતા મુનિનું હરણ કરી શકાય છે. તે યુગલિક ક્ષેત્રમાં ગયા પછી કેવળજ્ઞાન પામે છે તેથી અન્ય ક્ષેત્રમાં પણ કેવળી લાભે છે પરંતુ તે ત્યાં દેશના દેતા નથી. )

૧૦ જાતિસ્મરણજ્ઞાની પાછલા નવ ભવ સુધી દેખે એમ ઇંદ્રાચાર્યકૃત યોગવિધિમાં કહ્યું છે. પૃષ્ઠ ૪૩

૧૧ તીર્થંકરના જન્માદિ કલ્યાણકે અહીં આવવા માટે દેવોને સાવધાન કરવા સારુ વૈમાનિક ઇંદ્રો **ઘંટા** વગડાવે છે, ભવનપતિ ઇંદ્રો **શંખ** વગડાવે છે, વ્યંતરના ઇંદ્રો **પડહ** વગડાવે છે અને જ્યોતિષીના ઇંદ્રો સિંહનાદ કરાવીને પોતાના પરિવારના દેવોને સાવધાન કરે છે. સં. **કુંવરજી**



# થોડો પણ ત્યાગ કરો ને આગળ વધો

જો સંસારના દુઃખોથી કંટાળ્યા હો, સંસાર ઘટાડવાની ઇચ્છા થઈ હોય, પાપનો ને તેનાં ફળોનો કડવો અનુભવ થયો હોય, અનેક પ્રકારનાં દુઃખોથી દુઃખી જનોને જોઇને મનમાં કાંઇક ઉદાસીભાવ જાગ્યો હોય, જૈનવાણીની પ્રતીતિ થઇ હોય તો જરૂર જાણશો કે ત્યાગ વિના સંસારથી છૂટકો થવાનો નથી. આમ ને આમ ખાતાંપીતાં કોઈ રીતે ઊંચા આવવાના નથી એટલે થોડો પણ ત્યાગ કરો, ત્યાગને રસ્તે ચડો અને તેમા આગળ વધો. જે મનુષ્યોએ ત્યાગ કર્યો છે તે જ સુખી થયા છે, તેમણે જ ધર્મનાં કાર્યો કર્યા છે અને ઊંચે આવ્યા છે. જગતમાં ત્યાગીની જ કિંમત છે, ભોગી તો જગતમા અનેક જીવો છે તે ભોગ-વિલાસને અંગે અનેક પ્રકારના પાપો કરી દુર્ગતિમાં જાય છે અને અનેક પ્રકારનાં દુઃખને પામે છે શાસ્ત્રકારોએ અનેક પ્રકારના નાના મોટા નિયમો બતાવ્યા છે તેમાથી કોઈપણ પ્રકારના નિયમો ગ્રહણ કરો અને તેને સારી રીતે પાળો ભંગ થવાનો ભય ન રાખો. શૂરવીરો તો એવો ભય રાખતા જ નથી, કાયરો ભય રાખે છે દૃઢતાવાળા મનુષ્યો તેમા દિનપરદિન આગળ વધે છે અને કાયમ આગળ વધવાના જ વિચારો કરે છે. તેવા મનુષ્યો જ અંતે સંસાર છોડી શકે છે ને ઊંચા પ્રકારે આત્મહિત સાધી શકે છે

જે સંસારના મોહમા ખૂંચેલા છે તે તો ત્યાગનો માર્ગ લઇ જ શકતા નથી તેઓ તો ભોગમા જ મશગૂલ રહે છે અને તેમા જ આગળ વધતા જાય છે. તેથી ભવભ્રમણ પણ વધતુ જ જાય છે તેમનો નિસ્તાર તો જ્યારે તદ્દન અધઃપતન થશે અને પૂરાં દુઃખમાં લેવાઇ જશે ત્યારે તેના હૃદયચક્ષુ ઊઘડશે અને ત્યારે જ તે ત્યાગમાર્ગને સાચો જાણી તેનો પ્રારંભ કરશે અને તેમા આગળ વધશે. પરિણામે તેઓ ત્યાગની અંતકોટીમા આવશે ત્યારે તેમનો નિસ્તાર થશે. ( મોક્ષે જશે. )

પ્રસંગોપાત ત્યાગ શબ્દે દાન પણ સમજવું અને થોડું થોડું પણ દાન દેવાની પ્રવૃત્તિ રાખવી સદાચારમાં આગળ વધવું, નવકારશીથી વધીને તપ પણ સવિશેષપણે કરવો, પરમાત્માની ભક્તિમાં દ્રવ્યનો ને વખતનો સવિશેષ વ્યય કરવો. આમ દરેક બાબતમા થોડે થોડે શરૂઆત કરીને આગળ વધતા જવું.

ઉપરના ટૂંકા લખાણનું રહસ્ય એ છે કે-જો સંસાર ઘટાડવો હોય તો ત્યાગ વિગેરેની નાની પણ શરૂઆત કરો અને તેમાં આગળ વધો જૈનશાસન ત્યાગ પરાયણ છે તેથી તે માર્ગે જ ચાલનારનો છૂટકારો થઇ શકે તેમ છે.

કુંવરજી

# प्रश्नोत्तर

(પ્રશ્નકાર:—શા. પુંજાલાલ અમથાલાલ–આજોલ)

**પ્રશ્ન ૧**—ચામડાના પટાવાળું ઘડીયાળ હાથે બાંધીને જિનપૂજા થઈ શકે?

**ઉત્તર**—ન થઇ શકે છોડી નાખવું જોઇએ.

**પ્રશ્ન ૨**—તિર્યંચ ને મનુષ્યમાથી નીકળી મનુષ્ય થઇને તીર્થંકર થાય?

**ઉત્તર**—ન થાય. ત્રણ નરકમાથી અને વૈમાનિક દેવમાથી નીકળીને જ તીર્થંકર થાય. (કવચિત્ ભવનપતિમાથી નીકળીને થાય છે.)

**પ્રશ્ન ૩**—જિનબિંબની પૂજા કેટલા વાગ્યા સુધી થાય?

**ઉત્તર**—આખો દિવસ થાય રાત્રિએ ન થાય

**પ્રશ્ન ૪**—શત્રુંજયની તળાટીએ ભાતુ આપવા માટે કહેલ રકમ બીજા તીર્થ ભાતામાં વાપરી શકાય? **ઉત્તર**—શત્રુંજયે જ વાપરવી તે વધારે યોગ્ય છે

**પ્રશ્ન ૫**—પાક્ષિકાદિ પ્રતિક્રમણમા કહેવાય છે તે મોટા અતિચાર કોણે બનાવ્યા છે? કયારે બનાવ્યા છે? ને શા માટે બનાવ્યા છે?

**ઉત્તર**—કયા આચાર્યે ને કયારે બનાવ્યા છે તે જાણવામા નથી. પાચ આચારના ને શ્રાવકના બાર વ્રતના અતિચાર દોષ વિસ્તારથી સમજીને આળોવવાની આવશ્યકતા જણાવાથી બનાવ્યા છે

**પ્રશ્ન ૬**—દિગંબરી જિનપ્રતિમાની પૂજા શ્વેતાંબરી કરી શકે?

**ઉત્તર**—ન કરી શકે. વ્યવહાર વિરુદ્ધ છે માટે

**પ્રશ્ન ૭**—શ્રાવક કલ્પસૂત્ર મૂળ કે તેની ટીકા વાંચી શકે?

**ઉત્તર**—ન વાંચી શકે. તે વાચવાનો અધિકાર મુનિઓનો જ છે.

**પ્રશ્ન ૮**—ઐરવતક્ષેત્રની ચોવીશીના તીર્થંકરોનાં નામો શેમાં છે?

**ઉત્તર**—સભા તરફથી છપાવેલી તીર્થંકરનામાવળીમાં પાચ ભરત ને પાચ ઐરવત–એ દશ ક્ષેત્રની અતીત, અનાગત ને વર્તમાનની મળીને ત્રીશે ચોવીશીના ૭૨૦ પ્રભુના નામો છે

**પ્રશ્ન ૯**—સુધર્માસ્વામી કયારે મોક્ષે ગયા? તેમનું આયુ કેટલું હતુ?

**ઉત્તર**—વીર પ્રભુના નિર્વાણ પછી ૧૨ વર્ષે કેવળજ્ઞાન પામ્યા ૮ વર્ષ

કેવળીપણે વિચર્યા. વીર પ્રભુના નિર્વાણ પછી ૨૦ વર્ષે મોક્ષે ગયા. તેમનું આયુ સો વર્ષનું હતું તેમાં ૫૦ વર્ષ ગૃહવાસમાં ને ૩૦ વર્ષ પ્રભુને સેવી ત્યારપછી ૧૨ વર્ષ છદ્મસ્થપણે ને ૮ વર્ષ કેવલીપણે વિચરી કુલ ૫૦ વર્ષ મુનિપણામાં સુધર્માસ્વામીએ વ્યતીત કર્યાં.

**પ્રશ્ન** ૧૦—જિનમંદિરના દ્વાર અભંગ હોય?

**ઉત્તર**—ન હોય. તે અમુક વખતે, રાત્રિએ બંધ કરવા જ પડે.

**પ્રશ્ન** ૧૧—પાકા જાંબુ પાંચ તિથિએ ખવાય?

**ઉત્તર**—ન ખવાય. શ્રાવકે બાર અથવા દશ તિથિ લીલી વનસ્પતિ ખાવાનો ત્યાગ કરવો જોઇએ.

**પ્રશ્ન** ૧૨—પરદેશની હદ ક્યાંથી કહેવાય?

**ઉત્તર**—એનો નિયમ ન હોય જ્યાંસુધી જે જે માણસ સ્વદેશ માને ત્યારપછીનો તેની અપેક્ષાએ પરદેશ ગણાય. સૌને માટે પરદેશની વ્યાખ્યા એકસરખી ન હોય.

**પ્રશ્ન** ૧૩—ગૌતમસ્વામીના કપડા લીલા હોવાનું કારણ શું?

**ઉત્તર**—લીલા હોય જ નહીં. શ્વેત જ હોવા જોઇએ.

**પ્રશ્ન** ૧૪—કાયમ પાંચમનો ઉપવાસ કરનાર ભાદરવા શુદિ ૫ નો ઉપવાસ ન કરે તો ચાલે?

**ઉત્તર**—શક્તિ હોય તો ચોથ પાંચમનો છઠ્ઠ કરે, શક્તિ ન હોય તો શુદિ ૪ ના ઉપવાસથી ચાલી શકે.

**પ્રશ્ન** ૧૫—બીજી કોઇપણ તપસ્યા કરનારને ભાદ્રપદ શુદિ પાંચમનો ઉપવાસ આવે તો તેને તેમજ પંચમી તપ કરનારને પંચમીના એક ઉપવાસથી ચાલી શકે?

**ઉત્તર**—ચાલી શકે, પરંતુ બને તો આગળ વધારીને કરે.

**પ્રશ્ન** ૧૬—ઉપધાન વહન કરનારને ઉપધાન વહ્યા પછી શું શું કરવું પડે? અને શું વ્રત ઉચ્ચરવા પડે?

**ઉત્તર**—ઉપધાન વહેવરાવનાર મુનિરાજ જે જે કરવાનું કહે તે કરવું જોઇએ.

**પ્રશ્ન** ૧૭—ઉપધાન કેટલી ઉમરનો માણસ વહી શકે?

**ઉત્તર**—આઠ વરસથી વધારે ઉમરનો વહી શકે.

**પ્રશ્ન** ૧૮—પોસહમાં કાચું ઘી ન ખવાય તેનું કારણ શું?

**ઉત્તર**—સામાન્ય પોસહમાં તેનો નિષેધ નથી. ઉપધાનના પોસહમાં તેનો નિષેધ છે કારણ કે તેને નીવી કરવાની છે.

**પ્રશ્ન ૧૯**—દેવસી પ્રતિક્રમણ કર્યા પછી માત્રું પરઠવવા જતાં રાત્રિપોસહ-વાળાને કટાસણું માથે નાખવું જોઈએ ?

**ઉત્તર**—નાખવું જ જોઇએ બની શકે તો ધાબળી નાખે.

**પ્રશ્ન ૨૦**—રાત્રિ પ્રતિક્રમણ કર્યા પછી સવારે શ્રાવક નિદ્રા લઇ શકે ?

**ઉત્તર**—ન લેવી જોઇએ, પરંતુ શરીરાદિ કારણે લે તો ખાસ નિષેધ નથી

**પ્રશ્ન ૨૧**—શ્રાવક પ્રતિક્રમણ કરતા વચમાં રોતા બાળકને છાનો રાખી શકે ?

**ઉત્તર**—ન રાખી શકે. દોષ લાગે

**પ્રશ્ન ૨૨**—કલ્પસૂત્રનું વ્યાખ્યાન વાંચતાં મુનિ વચ્ચે વચ્ચે ઉપદેશ આપી શકે ?

**ઉત્તર**—પ્રસંગને લગતું કાંઈ કહેવાની જરૂર લાગે તો કહે. ખાસ ઉપદેશ ન આપે.

**પ્રશ્ન ૨૩**—પોસાતી વરસાદમાં માત્રુ પરઠવવા જઇ આવી શકે ?

**ઉત્તર**—અશક્યપરિહાર પ્રસંગે જઇ આવી શકે.

**પ્રશ્ન ૨૪**—પોસહ ઉચ્ચર્યા પછી ગઇ પડિક્કમણુ કરનાર છેવટના બે ચૈત્ય-વંદનો ન કરે તો ચાલી શકે ? **ઉત્તર**—કરવા એ જ મુખ્ય માર્ગ છે

**પ્રશ્ન ૨૫**—પોસહમા પડિલેહણ કરતી વખતે 'પડિલેહણા પડિલેહાવોજી' એમ કહીને વડીલનું એક વસ્ત્ર પડિલેહે છે તેનું કારણ શું ?

**ઉત્તર**—એમાં વડીલનો વિનય સચવાય છે.

**પ્રશ્ન ૨૬**—પોસહમા દેવવંદન કર્યા પછી પ્રાતે સજ્ઝાય કહેતા ઉત્તરાસન કાઢી નાખવાનું કારણ શું ?

**ઉત્તર**—ઉત્તરાસન દેવવંદનમા જ જોઇએ. સજ્ઝાયમા ન રખાય એવો વિધિ જ છે

**પ્રશ્ન ૨૭**—સામાયિક પોસહમાં જ્ઞાનની વાસક્ષેપથી પૂજા થાય ?

**ઉત્તર**—એનો નિષેધ જાણ્યો નથી

**પ્રશ્ન ૨૮**—જ્ઞાનપંચમીના દેવવંદનમા પાંચે વખત એક લોગસ્સનો કાઉસગ્ગ કરવાનું લખ્યું છે તેનું કારણ શું ?

**ઉત્તર**—જ્ઞાનપંચમીના દેવવંદનમા એવી એક પ્રકારની મર્યાદા બાંધી છે તેથી તે પ્રમાણે કરવું.

**કુંવરજી**

( ૨ )

( પ્રશ્નકાર—મુનિ ભુવનવિજયજીના પ્રશ્નોના ઉત્તરો )

૧ પાંચમા આરાના મનુષ્યો મરણ પામીને બીજી નરક સુધી જાય એમ કહેલ છે છતાં કલ્કી છઠ્ઠે નરકે કેમ જશે ? આ બાબતમા પ્રશ્નકાર જ પ્રાતે લખે છે કે-એ વાત મારી સાંભળેલી છે, શાસ્ત્રોક્ત નથી.

૨. ઋષભદેવ ને અજિતનાથજીનુ અંતર પચાસ લાખ ક્રોડ સાગરોપમનું છે તેમાં બે સાગરોપમના આયુવાળા સૌધર્મેંદ્ર જ પચીશ લાખ કોડ થાય એમ સમજવું. અચ્યુતેંદ્રાદિ બીજા ઇંદ્રો માટે સમજવું નહીં, તે તો ઓછા થાય.

૩. સંસ્કૃત ને પ્રાકૃતભાષા બંને કાયમી છે. તેમાં પહેલી કઇ ને પછી કઇ એ કહી શકાય તેવું નથી. ગણધરો દ્વાદશાંગી રચતાં અગિયાર અંગ માગધીમાં રચે છે અને બારમું અંગ સંસ્કૃતમાં રચે છે. દેવો અર્ધમાગધી ભાષા બોલે છે. કેટલાક સંસ્કૃતને ગીર્વાણ એટલે દેવોની ભાષા પણ કહે છે.

૪. આ કાળમાં અત્યારે સંઘયણ એકલું છેવડું જ હોય છે. સંસ્થાન પહેલું હોતું નથી, પરંતુ બીજા સંસ્થાનોનો નિષેધ નથી. વળી છએ સંસ્થાનોવાળા જીવો મોક્ષે જઈ શકે છે. એ દરેકમાં તરતમતા બહુ હોય છે.

૫. ચારે ગતિના જીવોના આયુષ્યનું પ્રમાણ અઢી દ્વીપમાં રહેલા ચરજ્યોતિષીનાં આધારે જ ગણવામાં આવે છે.

૬. દેવલોકમાં તેમજ દેવોને ઉપજવાના અન્ય સ્થાનોમાં પણ એક દેવ ચવ્યા પછી તેમજ દેવી ચવ્યા પછી બીજા ઉપજવામાં વચ્ચે અંતર પડે છે. તેટલો વખત પરસ્પર વિરહ હોય જ છે.

૭. કુમારપાળ રાજાએ લીધેલા નિયમમાં અતિક્રમ, વ્યતિક્રમ વિગેરેનો વિચાર કરવાનો નથી, એમણે તો મનથી થતા ભંગને જ વિશેષ ભંગ માની તેનું પ્રાયશ્ચિત્ત જ વધારે લેવાનું સ્વીકાર્યું છે.

૮. જીવ વિકલેંદ્રિયમાંથી મનુષ્ય થઇને મોક્ષે જતા નથી, પરંતુ બાદર એકેંદ્રિય, પૃથ્વી, અપ્ ને પ્રત્યેક વનસ્પતિકાય પર્યાપ્તામાંથી મનુષ્ય થઇને મોક્ષે જઇ શકે છે તેથી મરુદેવી માતા માટે વિરોધ સમજવો નહીં.

૯. જ્ઞાનીઓએ કોઈ એવો શુષ્કકાળ જોયો છે કે જે વખતે ગર્ભજ-મનુષ્યના ચૌદ સ્થાનકમા સંમૂર્છિમ મનુષ્યની ઉત્પત્તિ થતી નહીં હોય. તેથી જ તેનો વિરહકાળ વધારે કહ્યો છે

૧૦. શ્રીસ્થૂળભદ્ર કોશા વેશ્યાને ત્યાં ચાતુર્માસ રહ્યા ત્યારે ચારે મહિના તેને ત્યાંથી જ આહાર વહોર્યો હતો. તેઓ ચૌદપૂર્વી હોવાથી આગમવ્યવહારી હતા તેને માટે શય્યાતરપિંડનો નિષેધ હોતો નથી.

૧૧. જે મનુષ્ય ઇંદ્રિયોને વશ રાખતો નથી તે એકેંદ્રિયમાં ઉપજે છે અને જે ઇંદ્રિયોને વશ રાખે છે તે પંચેંદ્રિયમાં ઉપજે છે.

૧૨. જે મનુષ્ય મોહ, મત્સરાદિને વશ વર્તે છે તે સંસારમાં પરિભ્રમણ કરે છે અને જે વિનયવિવેકયુક્ત વર્તે છે તે સંસારને પરિત્ત કરે છે.

૧૩. મુનિને નિર્દોષ આહાર આપવાથી અને કુળનો મદ ન કરવાથી જીવ ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થાય છે ને કુળનો મદ કરવાથી નીચા કુળમાં ઉત્પન્ન થાય છે.

૧૪. જે મનુષ્ય દાન, શીલ, તપ ને ભાવરૂપી ચાર પ્રકારના ધર્મનું આરાધન કરે છે તે સદ્‌ગતિએ જાય છે ને જે આરાધન ન કરતાં વિરાધન કરે છે તે દુર્ગતિએ જાય છે.

કુંવરજી

# કાળ (Time) સંબંધી વિચારણા

રા. જીવરાજભાઈ ઓધવજી દોશી

(૪)

'કાળ' ને અંગે ત્રણ લેખો મેં આ માસિકમાં પહેલાં લખેલ છે તેના અનુસંધાનમાં આ લેખ લખવામાં આવે છે. જૈન દર્શનના શ્વેતાંબર આમ્નાયના તત્ત્વચિંતકોમાં શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજી મહારાજ પ્રખ્યાત છે પ્રાચીન અને નવીન ન્યાયના તેઓ અપૂર્વ અભ્યાસી હતા અને પરસ્પર દેખાતા વિરોધોનો સમન્વય કરવાની તેઓશ્રીમાં અથાગ શક્તિ હતી ઉપાધ્યાય મહારાજે જૂની ગુજરાતી ભાષામાં દ્રવ્ય-ગુણ-પર્યાયનો રાસ લખેલ છે, અને તેની ગાથાનો પોતે સ્તબક-ટબો લખ્યો છે તેમાં ૧૭૦ થી ૧૭૯ ની ગાથાઓમાં કાળ સંબંધેની ભિન્નભિન્ન માન્યતાની સમાલોચના કરેલ છે. તત્ત્વજિજ્ઞાસુઓને ઉપાધ્યાયજીએ કરેલી સમાલોચના ઘણી ઉપયોગી છે, માટે મૂળગાથા, તેનો અર્થ અને ભાવાર્થ અહીં બતાવવામાં આવે છે શ્રી જૈન શ્રેયસ્કર મંડળ-મહેસાણા તરફથી પ્રગટ થયેલ પુસ્તકને આધારે ગાથાઓ અને સ્તબક આપવામાં આવેલ છે

વર્તણાલક્ષણ સર્વ દ્રવ્યહતણો, પજજવ દ્રવ્ય ન કાળ;
દ્રવ્ય અનંતની રે દ્રવ્ય અભેદથી, ઉત્તરાધ્યયનઈં રે ભાલ. ૧૭૦

**અર્થ**—સર્વ દ્રવ્યનો વર્તનાલક્ષણ પર્યાય જ કાળ છે, બીજુ કાંઇ કાળદ્રવ્ય નથી ઉત્તરાધ્યયન સૂત્રમાં કાળને અનંતદ્રવ્ય કહ્યો છે, તે દ્રવ્ય અને પર્યાયના અભેદથી અર્થાત્ પર્યાયને વિશે દ્રવ્યનો ઉપચાર કરીને કહેલ છે

**ભાવાર્થ**—ઉત્તરાધ્યયનમાં કહ્યું છે કે —

**धम्मो अधम्मो आगासं, दव्वं इक्किक्कमाहिय।**
**अणंताणि य दव्वाणि, कालो पुग्गलजंतवो ॥**

ધર્મ, અધર્મ, આકાશ એ દ્રવ્ય એક એક કહ્યું છે અને કાળ, પુદ્ગલ અને જન્તુઓ અનંત દ્રવ્યો છે ગ્રંથકાર મહારાજ પોતાનો સિદ્ધાંત પ્રતિપાદન કરે છે કે-સર્વ દ્રવ્યોના-જીવ અને અજીવના પર્યાયો જ કાળરૂપે છે, તે પર્યાયો-ફેરફારોથી જુદું કોઇ દ્રવ્ય કાળરૂપે વસ્તુત નથી. ઉત્તરાધ્યયન સૂત્રમાં કાળને અનંત દ્રવ્ય કહ્યું છે, અર્થાત્ કાળને એક સ્વતંત્ર દ્રવ્ય કહી તેના અનંત પર્યાયો માનેલા છે, તે ઉપચારથી સમજવાનું છે વસ્તુત તો જીવ અજીવના પર્યાયો જ કાળ છે

જીવ અજીવજ સમયઈ તે કહિઓ, તિણિ કેમ જુદો રે તેહ?
એક વખાણઇ રે ઈસ્યું આચારય, ધરતા શ્રુતમતિરેહ. ૧૭૧

**અર્થ**—સૂત્રમાં કાળ જીવ અજીવરૂપ જ કહ્યો છે, માટે કાળને જુદું દ્રવ્ય કેમ કહેવાય? એક આચાર્યે સિદ્ધાંતપાઠને અનુસરીને તે પ્રમાણે વ્યાખ્યાન કરેલ છે

**ભાવાર્થ**—સૂત્રમાં કાળને જુદું દ્રવ્ય કહેલ નથી, પણ જીવ અજીવરૂપ જ કહેલ છે તેનો પાઠ પોતાના સિદ્ધાંતના પ્રતિપાદનમાં ઉપાધ્યાયજી ટાંકે છે—

किमयं भंते ! कालोत्ति पवुच्चइ ? गोयमा । जीवा चेव अजीवा चेव ।
जीवाभिगमसूत्र.

હે ભગવન્ ! કાળ કોનો કહેવાય છે ? ગૌતમ ! જીવ અને અજીવ જ કાળ છે.

બીજા ભાખઇ રે જોઇસચક્રનઇ, ચારઇ જે થિતિ તાસ;
કાળ અપેક્ષા રે કારણ દ્રવ્ય છઇ, ષટની ભગવઇ ભાસ. ૧૭૨

અર્થ—બીજા આચાર્ય કહે છે કે–સૂર્ય, ચંદ્ર આદિ જ્યોતિષચક્રની ગતિને આશ્રીને નવા–પુરાણા આદિ જે ભાવો થાય છે, તેનું અપેક્ષા કારણ કાળદ્રવ્ય છે.

ભગવતીસૂત્રમાં પણ છ દ્રવ્યો કહ્યા છે.

ભાવાર્થ—મનુષ્ય લોકમાં સૂર્યાદિ જ્યોતિષ્કોના પરિભ્રમણથી નવું જૂનું પરત્વાપરત્વ ( પહેલા–પછીપણું ) આદિ જે ફેરફારો વસ્તુમા થાય છે, તેનું અપેક્ષાકારણ સ્વતંત્ર દ્રવ્ય કલ્પવું ઘટે છે. તે દ્રવ્ય કાળ છે. જો તેમ કલ્પના ન કરીએ તો ધર્મ, અધર્મ અને આકાશને ગતિ, સ્થિતિ અને અવગાહનાના સાધારણ અપેક્ષાકારણ માન્યા છે તે પણ ન ઘટી શકે. ભગવતી સૂત્રમાં પણ દ્રવ્યો છ કહ્યા છે અને અદ્ધા(સમય)ને છઠ્ઠું દ્રવ્ય કહેલ છે.

ધર્મસંગ્રહણી રે એ દોઇ મત કહિયાં, તત્ત્વારથમાં રે જાણિ;
અનપેક્ષિતદ્રવ્યાર્થિકનઇ તે, બીજું તાસ વખાણિ. ૧૭૩

અર્થ—એ બે મત ધર્મસંગ્રહણીમાં શ્રી હરિભદ્રસૂરિએ કહ્યા છે. તત્ત્વાર્થસૂત્રમાં પણ એ મત કહ્યા છે. તત્ત્વાર્થમા જે બીજો મત કહ્યો છે, તે અનપેક્ષિત દ્રવ્યાર્થિકનયને મતે કહ્યો છે.

ભાવાર્થ—કાળ ફક્ત જીવ, અજીવનો પર્યાય છે એ એક મત છે. કાળ એક સ્વતંત્ર દ્રવ્ય છે તે બીજો મત છે. આ બન્ને મત ધર્મસંગ્રહણીમાં અને તત્ત્વાર્થમાં બતાવ્યા છે. ઉપાધ્યાયજી મહારાજ એવું સમર્થન કરે છે કે–કાળ ભિન્ન દ્રવ્ય છે એ બીજો મત એક નયાપેક્ષિત છે, સિદ્ધાંતરૂપે નથી, કારણ તત્ત્વાર્થમાં પણ कालश्चेत्येके ( ૫.૩૮ ) એ પ્રમાણે સૂત્ર છે. તેમાં અમુક આચાર્યોનો એવો મત પડે છે એટલું જ બતાવેલ છે. સિદ્ધાંત છે એવું બતાવેલ નથી. ઉપાધ્યાયજી કહે છે કે–બીજા મત પ્રમાણે દ્રવ્યની વર્તના–પરિણતિનું અપેક્ષા કારણ કાળદ્રવ્યને માનવામાં આવે તો પૂર્વ પશ્ચિમ આદિ દિશામાં દ્રવ્ય પરિણામ પામે તેનું અપેક્ષા કારણ દિગ્દ્રવ્ય માનવું જોઇએ. અને દિશાનો સમાવેશ આકાશમાં થાય છે એમ ગણો તો કાળદ્રવ્યકાર્ય પણ કથંચિત્ આકાશથી જ ઉત્પન્ન થયેલ માનો.

મંદગતિ અણુ યાવત સંચરઇ, નહપદેશ ઇક ઠોર,
તેહ સમયનો રે ભાજન કાલાણું, ઇમ ભાખઇ કોઇ ઓર. ૧૭૪

અર્થ—આકાશના એક પ્રદેશમાં મંદગતિથી પરમાણુ જેટલા વખતમાં સંચરે–ફરે તેટલા વખતને સમય કહેવાય છે, અને તે સમયનું ભાજન–ઉપાદાન કારણ કાલાણુ છે, એમ બીજા દિગંબર મતવાળા કહે છે.

ભાવાર્થ—દિગંબર આમ્નાય પ્રમાણે કાળ વસ્તુરૂપ સ્વતંત્ર દ્રવ્ય છે, તે એક અખંડ દ્રવ્ય નથી, પણ સમસ્ત લોકાકાશમાં પથરાયેલ કાળના અણુઓરૂપ છે. દ્રવ્ય-સંગ્રહમાં કહ્યું છે કે—**रयणाणं रासी इव, ते कालाणू असंखदव्वाणि ।**

રત્નોના ઢગલાની જેમ કાળાણુ અસંખ્ય દ્રવ્યો છે.

**યોગશાસ્ત્રના રે અંતર્ શ્લોકમાં, એ પણિ મત છઇ રે ઇટ્ઠું;**
**લોકપ્રદેશે રે અણુઆ જુજુઆ, મુખ્ય કાલ તિહાં દિટ્ઠું. ૧૭૫**

અર્થ—યોગશાસ્ત્રના અંતર્શ્લોકમાં આ મત ઇષ્ટ માન્યો છે. તેમાં લોકપ્રદેશમાં વ્યાપી રહેલ કાળના જુદા જુદા અણુઓને મુખ્ય કાળ કહ્યો છે.

ભાવાર્થ—યોગશાસ્ત્રનો અંતર્શ્લોક નીચે પ્રમાણે છે—

**लोकाकाशप्रदेशस्था भिन्नाः कालाणवस्तु ये ।**
**भावानां परिवर्त्ताय, मुख्यः कालः स उच्यते ॥**

લોકાકાશના પ્રદેશમાં રહેલા છૂટા છૂટા કાળના અણુઓ જે છે તે પદાર્થોના પરિવર્તનનું કારણ છે, તેથી તે મુખ્ય કાળ કહેવાય છે—અર્થાત્ નિશ્ચયકાળ કહેવાય છે

**પ્રચયઊર્ધ્વતા રે એહનો સંભવઇ, પૂર્વ અપર પર્યાય;**
**તિર્યક્પ્રચય ઘટે નહીં ખંધનો, વિણુ પ્રદેશ સમુદાય. ૧૭૬**

અર્થ—કાળાણુઓની પ્રચયઊર્ધ્વતા સંભવે, કારણ તેના પર્યાય પૂર્વાપર છે, પણ સ્કંધનો તિર્યક્પ્રચય કાળાણુ દ્રવ્યને ઘટે નહિ, કારણ તેમા પ્રદેશોનો સમુદાય નથી.

ભાવાર્થ—કાળદ્રવ્ય પંચાસ્તિકાયમા નથી, કારણ તેના પૂર્વાપર પર્યાયો છે, એટલે successive changes છે, એક વસ્તુમા કાળને લીધે થતા ફેરફારો ક્રમમા એક પછી એક થાય છે. એક સાથે થતા નથી, તેથી તેનો પ્રચય સમુદાય ઊર્ધ્વ બની શકે પણ ધર્માસ્તિકાય દ્રવ્યના જેવો તિર્યક્પ્રચય ન બની શકે, અને તેથી અસ્તિકાય ન કહેવાય. અહીં ઊર્ધ્વપ્રચય કહ્યો છે તેને સાયન્સ પ્રમાણે આપણે intensive magnitude કહીએ, અને તિર્યક્પ્રચયને extensive magnitude કહીએ તો કાળાણુનો અસ્તિકાય ( magnitude ) થતો નથી એવો જે વિરોધ બતાવવામા આવે છે તેનો ખુલાસો થઇ શકે છે. આ સંબંધમા મારા પૂર્વના ' કાળ ' સંબંધીના લેખમાં મે વિસ્તારથી વર્ણન કરેલ છે.

**ઇમ અણુગતિની રે લેઈ હેતુતા, ધર્મદ્રવ્ય અણુ થાય;**
**સાધારણતા રે લેઇ એકની, સમય ખંધ પણિ થાઇ. ૧૭૭**

અર્થ—મંદગતિથી પરમાણુ લોકાકાશના એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જાય તે સમયના કારણ તરીકે કાળાણુ કહીએ, તો મંદગતિથી પરમાણુ ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાયમાં ગતિ-સ્થિતિ કરે તેના હેતુ તરીકે ધર્મ અને અધર્માસ્તિકાયના પણ અણુઓ માનવા જોઇએ અને જો ધર્મ-અધર્મને સામાન્ય સાધારણ હેતુ માનવામાં આવે તો કાળને પણ સાધારણ હેતુ માનવો જોઇએ અને તેમ માનીએ તો કાળદ્રવ્ય પણ એક સ્કંધ સમુદાય-અસ્તિકાય બની જાય.

ભાવાર્થ—ઉપાધ્યાયજી મહારાજ દલીલ કરે છે કે પરિણતિના હેતુ તરીકે જો કાળના અણુઓ માનો તો ગતિ-સ્થિતિના હેતુ માટે તમારે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયમાં તેના અણુઓ-ધર્માસ્તિકાયાદિ અણુઓ માનવા જોઇએ અને તેમ માનતાં ધર્માસ્તિકાયના ઔપચારિક ગણાતા પ્રદેશો વાસ્તવ બને અને ધર્માસ્તિકાય દ્રવ્ય ઔપચારિક બને, અને જો તે અસંગતતા દૂર કરવાને ધર્માસ્તિકાયમાં સર્વસાધારણ સ્થિતિહેતુતા માનવામાં આવે અર્થાત્ ધર્માસ્તિકાયને એક અખંડ દ્રવ્ય માનવામાં આવે તો કાળદ્રવ્યને પણ એક સાધારણ પરિણતિ હેતુ તરીકે એક સ્કંધ-અખંડ દ્રવ્ય માનવું જોઇએ. જે વાત દિગંબરોને માન્ય નથી, માટે તેમની કાળના અણુઓની માન્યતા વ્યાજબી નથી.

અપ્રદેશતા રે સૂત્રિ અનુસરી, જો અણુ કહિઇ રે તેહ;
તો પર્યાય વચનથી જોડીઈ, ઉપચારઈ સવિ એહ. ૧૭૮

અર્થ:—સૂત્રમાં કાળને અપ્રદેશ કહ્યો છે માટે કાળના અણુઓ કહીએ છીએ, એમ દિગંબરો કહે તો મારો માર્ગ એ છે કે કાળદ્રવ્ય અને કાળના અણુઓ સર્વ ઉપચારથી છે એમ માનવું.

ભાવાર્થ—સૂત્રમા કાળને અપ્રદેશ કહ્યો છે અને ધર્માસ્તિકાય આદિને પ્રદેશવાળા કહ્યા છે, માટે કાળ એક અખંડ સ્કંધરૂપી દ્રવ્ય નથી, પણ છૂટા છૂટા અણુઓરૂપી છે એમ માનતાં ઉપર પ્રમાણે દોષો આવે છે; માટે ઉત્તમ માર્ગ-સિદ્ધાંત એ છે કે કાળને અખંડ દ્રવ્ય પણ ન માનવું તેમ તેના કાળાણુઓને પણ દ્રવ્યરૂપે વાસ્તવ ન માનવા પણ બંનેને ઔપચારિક માનવા. તેટલા જ માટે તત્ત્વાર્થસૂત્રકારે પણ कालश्चेत्येके એમ નિદર્શન કરી, કાળની દ્રવ્ય તરીકેની પ્રરૂપણા સર્વસમ્મત નથી એવું બતાવેલ છે.

પર્યાયિં જિમ ભાષિઉ દ્રવ્યનો, સંખ્યારથ ઉપચાર;
અપ્રદેશતા રે યોજન કારણઈ, તિમ અણુતાનો રે સાર. ૧૭૯

અર્થ:—દ્રવ્યો ૭ છે, એ સખ્યા પૂરી કરવાને પર્યાયરૂપી કાળને વિષે દ્રવ્યપણાનો ઉપચાર કરવામા આવે છે, તેમ કાળદ્રવ્યને અપ્રદેશ કહ્યું છે અને કાળ પરમાણુ પણ કહ્યો છે, તે ઔપચારિક છે.

ભાવાર્થ:—ભગવતીજીમા એક સ્થાને ૭ દ્રવ્યો કહ્યા છે, વસ્તુતઃ પાંચ દ્રવ્યો મુખ્ય છે અને કાળ દ્રવ્ય ઔપચારિક છે, એટલે ઔપચારિક કાળ દ્રવ્યને ૭ દ્રવ્યની સંખ્યા પૂરી કરવા માનવામાં આવે છે. તે પ્રમાણે કાળ અપ્રદેશ છે અને કાળના અણુઓ છે, તેનો પણ લોકાકાશમાં રહેલ પુદ્‌ગલાના પરમાણુઓમા ઉપચાર કરેલ છે, એમ માનવાનું છે ઉપરે ઉપાધ્યાયજી મહારાજ કહે છે કે:—

" मुख्य कालः " इत्यस्य चानादिकालीनाप्रदेशत्वव्यवहारनियामकोपचारविषय इत्यर्थः । अतएव-मनुष्यक्षेत्रमात्रवृत्तिकालद्रव्यं ये वर्णयन्ति, तेषामपि मनुष्यक्षेत्रावच्छिन्नाकाशादौ कालद्रव्योपचार एव शरणम् " इति दिग्मात्रमेतत् ।

અનાદિકાળથી એક અપ્રદેશ અખંડ કાળ વર્તે છે એવો લોકોમાં કહેવાનો જે વ્યવ-

હાર છે તેને ઉદ્દેશીને "મુખ્યકાળ" એવો ઉપચાર સમજવાનો છે. વસ્તુતઃ એવું કોઈ અખંડ કાળદ્રવ્ય નથી.

બીજુ મનુષ્યક્ષેત્રમાત્ર વ્યાપી અદ્ધા સમય-કાળદ્રવ્ય જે આચાર્યો કહે છે તેઓને પણ મનુષ્યક્ષેત્રવ્યાપી આકાશઆદિ દ્રવ્યોને વિષે કાળદ્રવ્યનો ફક્ત ઉપચાર છે એમ માન્યા વિના છૂટકો નથી. આ એક દિગ્દર્શન માત્ર છે.

## ઉપસંહાર

મેં મારાં કાળ તત્ત્વની વિચારણાના લેખોમાં કાળને એક અખંડ દ્રવ્ય માનેલ છે, અને જગતની કાલેકૃત વ્યવસ્થા temporal order માટે એક આવશ્યક તત્ત્વ માનેલ છે, જેમ ક્ષેત્રકૃત વ્યવસ્થાને માટે ( spatial order ) ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય આવશ્યક તત્ત્વો જૈન દર્શનમાં માનવામાં આવ્યા છે. ઉપાધ્યાયજી મહારાજ કાળને એક ઔપચારિક માને છે, સ્વતંત્ર દ્રવ્ય માનતા નથી. તે પ્રમાણે માનવામાં તેઓશ્રી સૂત્રમાં કાળને **જીવા ચેવ અજીવા ચેવ** કહ્યા છે તેનો આધાર લે છે. અને ભગવતીજીમાં છ દ્રવ્યો કહ્યા છે. ધર્મ-સંગ્રહણીમાં અને તત્ત્વાર્થમાં બને મતો બતાવ્યા છે તેનો એવો ખુલાસો કરે છે કે કાળ દ્રવ્ય છે એવો બીજો મત નયાપેક્ષિત છે; સિદ્ધાંતરૂપે નથી. આ સંબંધમાં કાંઇ વિશેષ દલીલો તેઓશ્રીએ કરેલ જોવામાં આવતી નથી. દિગંબર આમ્નાયમાં કાળના છૂટા અણુઓ માનવામાં આવે છે તેનું ખંડન તેઓશ્રી એવી રીતે કરે છે કે-જો પરિણતિના કારણે માટે કાળના સ્વતંત્ર અણુઓ માનો તો પરમાણુની સ્થિતિ-ગતિ માટે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાયના પણ અણુ માનવા જોઇએ, જે દિગંબરોને માન્ય નથી. છેવટે તેઓશ્રી કાળદ્રવ્યને એક ઔપચારિક દ્રવ્ય કહે છે.

ઉપાધ્યાયજી મહારાજ કાળ એટલે પરિણતિ changeને ઔપચારિક માનતા નથી. કારણું જીવ અજીવના પર્યાયોરૂપે તો કાળને માને છે. વેદાન્ત જેવું દર્શન જે પર્યાયો-changeને પરમાર્થપણે વાસ્તવ નથી માનતું તે જ દર્શન કાળને અવાસ્તવ ( unreal ) કહી શકે; માટે આપણામાં-શ્વેતાંબર આમ્નાયમાં કાળ ઔપચારિક છે એનો અર્થ કાળ દ્રવ્ય ઔપચારિક છે એમ સમજવાનો છે. કાળતત્ત્વ ( time-element ) નથી એમ સમજવાનું નથી.

બીજું ઊર્ધ્વપ્રચય અને તિર્યક્પ્રચય એવા બે સમુદાયો ૧૭૬ પદ્યમાં બતાવવામાં આવે છે અને કાળાણુઓનો તિર્યક્પ્રચય નથી થઇ શકતો, માટે તેનો સ્કંધ ન હોઇ શકે એવું કહેવામાં આવ્યું છે. મારાં લેખોમાં મેં કાળના પૂર્વાપર પર્યાયોનો પણ પ્રચય magnitude થઇ શકે છે અને તેને સાયન્સમાં intensive magnitude કહે છે એવું બતાવેલ છે. તે દૃષ્ટિએ કાળના પર્યાયોનો તિર્યક્પ્રચય થઇ શકતો નથી, માટે કાળને એક સ્કંધરૂપે અખંડ ન માની શકાય એ માન્યતા પુનર્વિચારણા માગે છે.

આ લેખો સામાન્ય વાચકવર્ગને રસપ્રદ ન થાય પણ જૈન દર્શનના તત્ત્વચિંતકને ઉપયોગી બને, અને હાલના વિજ્ઞાનને કેવી રીતે અનુરૂપ બને તે દૃષ્ટિએ લખવામાં આવ્યા છે.

# પ્રભાવિક પુરુષો

## પટ્ટધર-ખેલડી

તમાશાને તેડાની જરૂર સભવે જ નહીં એમા આજે તો ભૂદેવોની બેઠક એટલે પૂછવુ જ શુ? ચાતુર્વેદી, ત્રિવેદી, પાડે અને દુવે તેમજ શુકલ અને ત્રવાડીના આગમનથી દ્વિજ સમુદાયની વિશાલ સરા છલકાવા માડી હતી આવનાર મહાશયોમાંના કેટલાક બોડા માથા વાળા હતા, કેટલાકની વાળવિહુણી ટાલ દીવાના ઝાખા પ્રકાશમા સ્હેજ ચમકારો મારતી હતી. ઘણાખરા ચકરડી પાઘડી પહેરીને આવ્યા હતા વળી જ્યારે બે ત્રણ મહાશયોએ વાતના રસમા માથા પરથી પાઘડી ઉતારી ખોળામા મૂકી ત્યારે તેમની કાળી ચોટલી એકાએક ગરદન પર કૂદી પડીને પવનના સપાટા સાથે નૃત્ય કરવા લાગી નેવુના આકને વટાવી ચૂકેલા રુદ્રપ્રસાદજી એ સૌમા મુખ્ય હોઇ જાડા તકીઆને અઢેલીને બેઠા હતા એમની આમન્યા બધાને રાખવી પડતી જ્ઞાતિના હરકોઇ પ્રશ્નમા એમનો ચૂકાદો આખરી ગણાતો

મિથિલામા જ્યારથી આચાર્ય યશોભદ્રસૂરિના પગલા થયા છે ત્યારથી **वर्णानां ब्राह्मणो गुरुः।** જેવા અધિકારથી એકહથ્થુ કારભાર ચલાવનાર દ્વિજસમુદાય ખળભળી ઊઠયો છે, નિર્ગ્રંથના પ્રવચન એટલે અહિંસા, સંયમની અદ્ભુત વાણી-આરભસમારભના ત્યાગની વાત-કર્મની પિછાન કરી આત્મશ્રેય સાધવાનો ઉપદેશ-કેવળ ક્રિયાકાડમા આકઠ ખૂડેલા અને સ્વર્ગ-નર્કના મનસ્વી પરવાના આપવાનો સર્વતંત્રસ્વતંત્ર હક્ક ધરાવનારા બ્રાહ્મણવર્ગને એ કયાથી રુચે? ભોળપણુ અને અજ્ઞાનતાનો યથેચ્છ રીતે લાભ ઉઠાવનારા ધમડી ભૂદેવોને 'શ્રમણોના વર્તનમા ડગલે ને પગલે નાસ્તિકતાના દર્શન થતા હતા,'

અઢારે વર્ણના લોકો આચાર્યશ્રીની દેશના સાંભળવા જાય છે દિવસે દિવસે શ્રોતાઓની સખ્યા વધતી જાય છે. અવનવુ જાણવાનુ મળે છે. મિથિલાપુરીમા કોઈ નવુ જ વાતાવરણ સર્જાઈ રહ્યુ છે.

પ્રતિદિન 'વિદ્યાર્થીઓના આશીર્વાદ', દર્ભ કિવા યજમાનવૃત્તિના ફેરા ફરી ઝોળી ભરી લાવનાર ભૂદેવોની ચક્ષુ બહાર ઉપરની પરિસ્થિતિ કયાથી રહી શકે? પૂર્વજોની પ્રતિષ્ઠાના જોરે આજીવિકા ચલાવનાર, દિવસાનુદિવસ અધ્યયન અને અભ્યાસમા પીછેહઠ કરનાર અને કેવળ ક્રિયાકાડના ઉપરછલ્લા દેખાવને વળગી રહી આડબરી જીવન ગાળનાર દ્વિજ-વર્ગને પોતાની એકધારી બિછાવેલી સત્તા સરી જતી લાગી શરૂમા તો 'જૈનો ઇશ્વરને માનતા નથી, શૌચધર્મની ઉપેક્ષા કરે છે અને વેદની પવિત્રતાને અવગણે છે' એવા છૂટાછવાયા પ્રલાપો કરી જનતાનુ માનસ ફેરવવાના યત્નો આરભાયા પણ એની કઇ અસર થતી ન જોઇ અને પ્રતિકારમા સામેથી ઉત્તર મળવા લાગ્યો કે જો આચાર્ય યશોભદ્રસૂરિનુ આચરણ ધર્મવિહીન હોય અને પ્રવચનમા કઇ તથ્ય જ ન હોય તો ત્રિવેદી શભુપ્રસાદ અને મહાશય સરયુપ્રસાદ જેવા વેદપારગ શા સારુ એમા આગેવાનીભર્યો ભાગ ભજવે છે? બીજા પણ ભૂદેવો જાય છે એનું કેમ?

જ્યારથી આ વાત કેટલાક શુકલ અને પાડેના જાણવામા આવી ત્યારથી જ તેમની

આંખ શંભુપ્રસાદ પ્રતિ રાતી થઇ. પોતાના ઘરના આ માનવીઓનું વર્તન 'ઘરે ફૂટે ઘર જાય' જેવું જણાયું. તરત જ એમણે 'મીઠું મરચું ભભરાવી' પ્રચારના ચક્રો ગતિમાન કર્યાં અને બ્રાહ્મણસમાજમાં એવો તો સંગીન ઝંઝાવાત પ્રગટાવ્યો કે રુદ્રપ્રસાદે સમાજ ભેળો કર્યો. એમાં ત્રિવેદી શંભુપ્રસાદના વર્તન માટે જવાબ મંગાયો.

શંભુપ્રસાદ બોલ્યો–" મુરબ્બી ! મારે શાનો ખુલાસો કરવાનો છે? મારી સામે કેઇ જાતનો આરોપ અને કોના તરફથી મૂકવામા આવ્યો છે? એ જાણ્યા વિના ખુલાસો શી બાબતનો કરવો?"

એક અવાજ–" જોયા મહારાજ, યુધિષ્ઠિરના અવતાર !"

બીજો અવાજ–" અરે ! બીજા સત્યવાદી હરિશ્ચંદ્ર જ જોઇ લ્યો ને ! નગરમા આટલી હદે વાતાવરણ કલુષ્યુ છે છતા આ મહાશયને કંઇ ખબર જ નથી !"

રુદ્રપ્રસાદ–" આરોપ મૂકનારની સંખ્યા તો મોટી છે. આખી જ્ઞાતિ કહીએ તો પણ ચાલી શકે તેવું છે. પેલા નિર્ગ્રંથના પ્રવચનમા તો તમે રોજ જાઓ છો, એથી પ્રજાની આપણા પ્રત્યેની ભક્તિમાં ઓટ આવવા માંડી છે એની તમને મુદ્દલે ખબર નથી?"

ધ્રુવજી બંકા–" અરે ! એ મહારાજને તમે આમંત્રણ આપી બોલાવી લાવ્યા છો. તમે જ પ્રવચન કરવાની ગોઠવણના સૂત્રધાર છો. મેં રજેરજ બાતમી મેળવી છે. તમારા સરખા વેદપાઠીએ મશાલ પકડીને એ અહિંસાના ધ્વજધારીઓ મારફત આપણા પવિત્ર વેદધર્મની નિંદા કરાવવાનો ધંધો આરંભ્યો છે. પેટ ચોળીને શૂળ ઊભું કર્યું છે.

શંભુપ્રસાદ–" અરે ! આ તો કાગનો વાઘ બનાવી દીધો જણાય છે ! એક વિદ્વાન પોતાની માન્યતા જગતના ચોકમા રજૂ કરે, રુચિવાળા કિંવા જિજ્ઞાસુ એ શ્રવણ કરે અને એમાંથી જે ગ્રહણ કરવા જેવું જણાય તેનો અમલ કરે–એ રીતે સ્વજીવન ઉન્નત બનાવે. એ શું ખોટું કામ છે? એમાં અન્ય પર જોરજુલમની કે એના માર્ગમાં આડ ઊભી કરવાની વાત જ કયાં છે?"

જ્ઞાન પ્રત્યે પ્રેમ રાખવો અને એ ઉમદા ગુણ જેનામાં હોય તેનું બહુમાન કરવું એ બ્રાહ્મણનો ધર્મ નથી?

બાળકની પણ હિતની વાત સાંભળવી અને નીચ પાસેથી પણ વિદ્યા ગ્રહણ કરવી એ નીતિશાસ્ત્રની શિક્ષા નથી? '**ગુણાઃ પૂજાસ્થાનમ્**' જેવા સૂત્ર વેદધર્મના અનુયાયીના નથી તો કોના છે? ઇંદ્રભૂતિ ગૌતમ કે પટ્ટધર સુધર્મા અથવા તો અકંપિત કે મૌર્યપુત્ર એક કાળે કોના ઘરના સંતાનો હતા? એ બધાં આપણા દ્વિજસમુદાયમાના કે બીજી કોઇ જ્ઞાતિના? દૂર શા સારુ જાઓ છો? હજુ ભટ્ટ શય્યંભવ તો મોજુદ છે. મે અને પંડિત સરયુપ્રસાદે એ આચાર્યના માત્ર બે જ પ્રવચન સાંભળેલા. એમા તેઓની સમજાવવાની રીત અને વસ્તુસંધની યુક્તિ હરકોઇને મંત્રમુગ્ધ કરે તેવી છે. તેમને આ તરફ પધારવા વિનંતિ કરેલી તેથી વિહાર કરતાં તેઓ અહીં આવી ચઢયા ત્યારે તેમની વિદ્વત્તાનો લાભ જાતે લેવો અને અન્ય પુરજનોને અપાવવો એ મારો ધર્મ જ લેખાય. એક દ્વિજ તરીકે એમાં અયુક્ત કંઇ જ નથી. એક રીતે કહીએ તો તેઓ મારા નોતર્યા પધાર્યા છે એટલે અતિથિ ગણાય અને અતિથિધર્મ સાચવવો એ માટે વેદજ્ઞને શિખવવાનું ન જ હોય. ચરિત્રમા એવી શક્તિ છે. તેઓની પ્રતિભા એવી તો

પ્રસરેલી છે કે કદાચ મારા જેવાનો સાથ ન મળ્યો હોત તો પણ તેઓ અહીં પોતાનું કાર્ય વિનામુશ્કેલીએ ધપાવી શકત."

ચંડશર્મા–" આપણે બધા પ્રસાદજીનું વિવેચન સાંભળવા એકઠા થયા છીએ કે શું ? જેઓ વેદ પર શ્રદ્ધા ધરાવે નહીં તેમનામા વિદ્વત્તાનો સંભવ **न भूतो न भविष्यति।** વૃદ્ધાવસ્થા થઈ એટલે પ્રસાદજીની બુદ્ધિ બહેર મારી ગઇ જણાય છે. તે વિના આપણા ઘરમાથી શત્રુના પક્ષમાં ભળીને તેમની આવી પ્રશસ્તિ તેઓ ન ઉચ્ચારત ! પોતાના પગ ઉપર જાતે કુહાડો ન મારત ! તેમને ઝાઝી ચિંતા નથી એટલે ઠીક છે, બાકી જેનો વંશવેલો છે તેમની આજીવિકાનું શું ? બ્રાહ્મણ અને શ્રમણ એ ઉભય વચ્ચે મેળ સંભવે ખરો ? જો ઝાઝા દિવસ એ ત્યાગી આચાર્યની વાત જનતાને કોઠે પડશે તો સમજી લેજે કે આપણા માટે નિયત થયેલાં દાન–પુન્ય દેશવટો લેશે. જ્યાં વ્યક્તિમાં દલીલપુરસ્સર વાત કરવાની કે વિચારવાની શક્તિ આવી કે એને ગળે ભૂદેવની વાત જલદી નહીં ઊતરે. આજે જે આપણા વચન ઉપર ઇતબાર છે તે નહીં રહે. સ્વર્ગ–નર્ક કિંવા પુન્ય–પાપની વાત જે આજે આપણા શબ્દો પર અવલંબે છે તે પછી કોઇ માનશે જ નહીં, એક વાર બાણ છૂટયું એટલે છૂટયું ! બુદ્ધથી બગડી તે હોજથી નહીં સુધરે. એથી આપણો તો સર્વનાશ થવાનો ! આપણો દૈનિક વ્યવસાય ભાગી પડવાનો ! સૌ કરતાં મુખ્ય પ્રશ્ન તો આ છે. રોટી આગળ બીજી બધી બાબતો ગૌણ છે, માટે પક્ષભેદ થવા જ ન દેવો કાંટાને વધવા જ ન દેવો. ઉખેડીને ફેંકી દેવો. બગડેલા પાનને બહાર કાઢી ફેંકી દીધુ એટલે બીજા પાન બગડતાં બંધ થાય; અને પુનઃ કોઇ માથું ઉંચકવા આગળ ન આવે ! "

ત્રણચાર અવાજ—" હા, હા, શર્માજીની વાત સોએ સો ટકા સાચી છે. મીયાં મહાદેવનો મેળ ખાય જ નહીં. કયાં આપણા પવિત્ર વેદવાકયો અને કયાં આ જૈનોના રીતરિવાજ ને આચરણો, આકાશ પાતાળનું અંતર ! "

ઉમાપતિ પાડે—" શંભુપ્રસાદજી ! જો એ મહારાજમાં વિદ્યા હોય તો આવી જાય વિવાદ-સભામાં સામે. આપણે કંઇ સાવ ભોટ નથી બની ગયા ! બાકી એ આસને ચઢી ઉપદેશ આપે અને આપણા જેવા પંડિતો સામે જઇ, અવનત મસ્તકે સાંભળવાનું કરીએ તે તો હરગીજ ન શોભે. તમારી મતિ મૂંઝાઇ ગઇ જણાય છે. અમારી વચ્ચે રહેવું હોય તો પ્રાયશ્ચિત્ત કરવું જ પડશે. નહિં તો તમારો બહિષ્કાર એ જ એક ઊઘાડો માર્ગ છે. રોગ અને દુશ્મનને ઊગતા જ ચાંપવા કે જેથી વધવા ન પામે. નીતિકારની એ સલાહ અવગણવાનું પરિણામ ભયંકર આવ્યું છે. જાગ્યા ત્યાંથી સવાર. પુનઃ એવી ભૂલ થવા દેવી નથી. "

રુદ્રપ્રસાદ—" જોયું ભાઇ ! તારા કાર્યથી આપણા સમાજમાં કેવો ખળભળાટ ઉદ્ભવ્યો છે ? તું જેને સામાન્ય બાબત લેખે છે એ એક પહાડ જેવી અને અતિ મોટી છે. આ ભૂલ ચાલવા દઇએ તો પરિણામ અતિ ગંભીર આવે. એ પ્રવચનમાં વિદ્વત્તાની ગંધ સરખી નથી. જ્યાં વિશ્વનિયંતાની સત્તા સામે ચેડા કાઢવાના હોય, જ્યાં વેદકથિત યજ્ઞો સામે બળવો પોકારાતો હોય, જ્યાં વેદમાં દર્શાવેલ આચરણો અને કરણીએ સામે પવિત્રતા અને નીતિના સધિયારા લઇ દૂષણ શોધાતાં હોય ત્યાં જાણવા ને સમજવાનું શું હોય ? હરિ ! હરિ ! હડહડતો કળિયુગ ! તારો બુદ્ધિભ્રમ !"

શંભુપ્રસાદ—" વડિલ કાકાશ્રી ! આપ તથા હું ' બાબાવચનં પ્રમાણમ્ ' કરવાવાળા

નથી, કેમ કે ન્યાયનાં સૂત્રોનો આપણને અભ્યાસ છે. મારા કેટલાક જ્ઞાતિબંધુઓએ જે બીક આગળ ધરી છે તે સાચી પડવા સંભવિત છે પણ તેને માટે જવાબદાર એ શ્રમણો નથી પણ આપણે પોતે અને આપણી સંતતિ છે. આપણો મુદ્રાલેખ જ્ઞાનની ઉપાસનાનો હતો. એમાંથી આજે આપણે કેટલી હદે ખસી ગયા છીએ એનો વિચાર કોઇએ કર્યો? બ્રહ્મચર્ય આપણાં જીવનમાં કેવો ભાગ ભજવતું? અને એનું સ્થાન આજે કેવું છે ભલા? માત્ર આજીવિકા ચલાવવા અર્થે યજમાનવૃત્તિ કરવાપણું એને સ્થાને આજે આપણી લોભ-વૃત્તિનો પારો કેટલે ઊંચે ચઢ્યો છે? આકાંક્ષા અને તૃષ્ણાના પાશમાં પડી આપણે અજ્ઞાન અને વહેમની કેવી જાળો બિછાવી રહ્યા છીએ એને માટે કંઇ વિચાર આવે છે? મિષ્ટ ભોજનના અતિરેકથી આજે આપણું જીવન પ્રમાદની ગર્તામા ગબડવા માંડયું છે. ઉપરછલ્લા ક્રિયાકાંડ બાદ કરીએ તો બાકી શુ રહે છે? કેવળ એદીપણું! જ્ઞાનની તેજસ્વિતા ક્યાં યે જણાય છે ખરી? વાદવિવાદના હોંકારા સિવાય જડે છે કંઇ? પતિવ્રત ધર્મના ગુણ ગાનારને - અરે બ્રહ્મચર્યવ્રત જેવા ઉમદા ગુણનું બહુમાન કરનારને–નિયોગના વિધાન ગળે ઊતરે ખરા?

"અહિંસાને પરમધર્મ ગણવાની વાત કરનારના મુખમાં અમુક કારણે માંસ ખાવાની છૂટ સંભવે ખરી? યજ્ઞોમાં થતો પશુવધ એનાથી ચલાવી લેવાય ખરો? મત્સ્યભક્ષણ એનાથી થઇ શકે ખરું? અને જયાં આત્મા પોતાની જ સારી માઠી કરણીનાં ફળનો ભોક્તા સ્પષ્ટ રીતે જણાતો હોય ત્યાં ગોદાન, શય્યાદાન જેવી પ્રવૃત્તિઓ આપણે ચલાવી રાખીએ છીએ તે શું વાસ્તવિક છે?

"જેમને બુદ્ધિ છે અને જેમના નેત્રો પર કમળાની અસર નથી તેઓ સહજ જોઇ શકશે કે વેદની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર ખુદ આપણે પોતે છીએ. આપણી લાલસાની પૂર્તિ અર્થે આપણે જાતજાતની જાળો ધર્મના ઓઠા હેઠળ પાથરી છે. એથી જાતે જ આપણો નાશ નોતરી રહ્યા છીએ. જ્ઞાનના પિપાસુ એવા આપણે આજે વાડા બાંધવામા લાગી પડ્યા છીએ. ધર્મને તત્ત્વ ભૂલી જઇ બાહ્ય આડંબરને વળગ્યા છીએ

"બહિષ્કારનો ભય મને સત્યના માર્ગેથી ચલિત કરી શકવાનો નથી. ઉચિત લાગે તો મારી વાત પર વિચાર કરો. ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવાનો સંકલ્પ કરો અને જ્ઞાની પુરુષનાં બહુમાન કરો." (ચાલુ)

ચોકસી



# ભાવનગર
# શ્રી જૈનધર્મ પ્રસારક સભાનો
## સં. ૧૯૯૮ના કાર્તિકથી ૧૯૯૮ ના આસો સુધીનો
## ૬૧ મો વાર્ષિક રિપોર્ટ

ગત વર્ષ આખરે ૬ પેટ્રન, ૩૨૩ લાઇફ મેમ્બર, ૧૩૪ પહેલા વર્ગના વાર્ષિક મેમ્બર, ૭ બીજા વર્ગના મેમ્બર, ૧ ઓનરરી મેમ્બર મળી કુલ ૪૭૧ સભ્યો હતા, તેમાંથી ગુજરી ગયેલા ને બંધ થયેલા બાદ કરતા અને નવા થયેલા ઉમેરતાં પ્રસ્તુત વર્ષની આખરે ૭ પેટ્રન, ૩૨૩ લાઇફ મેમ્બર, ૧૪૮ વાર્ષિક મેમ્બર, ૧ ઓનરરી મેમ્બર મળી કુલ ૪૮૫ સભાસદો રહ્યા છે

### પેટ્રન

| | |
|---|---|
| ૧ શેઠ માણેકલાલ મનસુખભાઈ | અમદાવાદ |
| ૨ સર કીકાભાઇ પ્રેમચંદ રાયચંદ | મુંબઇ |
| ૩ શેઠ નાગરદાસ પુરુષોત્તમદાસ | રાણપુર |
| ૪ રાવસાહેબ કાંતિલાલ ઈશ્વરદાસ જે. પી. | મુંબઈ |
| ૫ શેઠ માણેકલાલ પ્રેમચંદ રાયચંદ | મુંબઇ |
| ૬ શેઠ માણેકલાલ ચુનીલાલ જે. પી | મુંબઇ |
| ૭ શેઠ નાનજીભાઇ લધાભાઈ જે. પી. | મુંબઇ |

### મેનેજીંગ કમિટી

| પ્રમુખ | ઉપપ્રમુખ |
|---|---|
| ૧ શા. કુંવરજી આણંદજી | ૨ રા. રા. જીવરાજભાઈ ઓધવજી |

**સેક્રેટરીઓ**

| | |
|---|---|
| ૩ મહેતા ચુનીલાલ નાગરદાસ | ૪ શા. અમરચંદ કુંવરજી |
| **ખજાનચી** | **શ્રી જૈ. ધ. પ્ર. ના તંત્રી** |
| ૫ શા. નેમચંદ ગિરધરલાલ | ૬ શા. નરોત્તમદાસ દેવચંદ |

**મેમ્બરો**

| | |
|---|---|
| ૭ પરી. ચુનીલાલ દુર્લભજી | ૮ શેઠ છોટાલાલ નાનચંદ |
| ૯ શા. ગુલાબચંદ આણંદજી | ૧૦ શાહ વિઠ્ઠલદાસ મૂળચંદ |
| ૧૧ શા. જીવરાજભાઈ રતનજી | ૧૨ વોરા પરમાણંદ તારાચંદ |
| ૧૩ વકીલ જગજીવનદાસ શિવલાલ | ૧૪ વકીલ ભાઈચંદ અમરચંદ |

પ્રસ્તુત વર્ષમાં મળેલી મીટિંગોમાં થયેલા કામકાજનો સાર.

પ્રસ્તુત વર્ષના ૧૩ માસમાં એક વખત જનરલ કમિટી, ત્રણ વખત મેનેજીંગ કમિટી મળી છે અને ૮ વખત સરક્યુલર કાઢવામાં આવેલ છે.

૧ સં. ૧૯૯૮ ના કાર્તિક શુદિ ૯ મંગળવાર. **સરક્યુલરથી** ૩ વિનંતિપત્ર મંજૂર કર્યા.

૨ સં. ૧૯૯૮ ના માહ વદિ ૩ બુધવાર. **મેનેજીંગ કમિટી.**

૧ એક વિનંતિપત્ર મંજૂર કર્યું.

૨ ૧૯૯૬ ના ચૈત્રથી ૧૯૯૭ આસો સુધીનો માસ ૧૯ નો હિસાબ ને રિપોર્ટ તૈયાર થયેલો વંચાણો ને તે જનરલ કમિટીમાં મૂકવા ઠરાવ્યું.

૩ સં. ૧૯૯૮ ના માહ વદિ ૮. **જનરલ મીટિંગ.**

સં. ૧૯૯૬ ના ચૈત્રથી ૧૯૯૭ ના આસો સુધી ૧૯ માસનો રિપોર્ટ તૈયાર થયેલ તે વંચાવીને મંજૂર કરી માહના અંક સાથે છપાવીને વહેંચવા ઠરાવ્યું.

૪ સં. ૧૯૯૮ ના ફાગણ શુદિ ૧૦ બુધવાર કોરમના અભાવે ફાગણ શુદિ ૧૧ સે **મેનેજીંગ કમિટી** મળી તેમાં નીચે પ્રમાણે કામ થયાં.

૧ એક વિનંતિપત્ર મંજૂર કર્યું.

૨ જૈનધર્મપ્રકાશ માસિકમાં વપરાતા કાગળના ભાવો વધી જતાં તેને પહોંચી વળવા માટે જૈન ધર્મ પ્રકાશ સહાયક ફંડ શરૂ કરવું અને તેને લગતી હકીકત છપાવીને માસિક સાથે વહેંચવા ઠરાવ્યું.

૩ સભાની મેનેજીંગ કમિટીને ત્રણ વરસ પૂરા થયેલ હોવાથી નવી મેનેજીંગ કમિટી ચૂંટવા માટે વ્યવસ્થા કરવી એમ ઠરાવ્યુ.

૫ સં. ૧૯૯૮ ના ચૈત્ર વદિ ૭ મંગળવાર. **સરક્યુલરથી** ૫ વિનંતિપત્રો મંજૂર કર્યા.

૬ સં. ૧૯૯૮ ના પ્રથમ જેઠ વદિ ૨ બુધવાર **સરક્યુલરથી** ૩ વિનંતિપત્રો મંજૂર કર્યા.

૭ સં. ૧૯૯૮ ના બીજા જેઠ વદિ ૮ સોમવાર. **સરક્યુલરથી** ૩ વિનતિપત્રો મંજૂર કર્યા.

૮ સં. ૧૯૯૮ ના અશાડ શુદિ ૮ મંગળવાર. **મેનેજીંગ કમિટી.**

૧ શ્રાવણ શુદિ ૩ જે સભાની વર્ષગાંઠ ઉજવવા માટે શીહોર જઈને ઉજવવાનું સ્ટેટના ધારા અનુસાર બંધ રાખી તે દિવસે સભાના મકાનમાં પ્રભુ પધરાવી પૂજા ભણાવવી તેમ ઠરાવ્યું. તથા મીઠાઈ શેર ૧ દરેક મેમ્બરને ઘરે મોકલવી તેમ ઠરાવ્યું.

૨ શેઠ નાનજીભાઈ લધાભાઈ કચ્છ નાનીખાખરવાળા હાલ મુંબઈ રહે છે તેમને સભાના પેટ્રન થવા માટે વિનંતિ કરેલ તે સ્વીકારીને તેઓ સભાના પેટ્રન થયા તે જાહેર કર્યું. તેમનો ફોટો મંગાવીને માસિકમાં મૂકવો તેમ ઠરાવ્યું.

૩ સભાના કારકુનોની મોંઘવારી અંગે માંગણી આવતાં તેનો વિચાર કરીને ૭ માસ માટે પગારના ૨૦) ટકા લેખે મોંઘવારી આપવી તેમ ઠરાવ્યું.

## ૩. લાઇફ મેમ્બરની ફી ખાતું

આ ખાતે રૂા. ૭૦૧૬૯ા દેવા હતા તેમાં રૂા. ૧૧૦૯) નો વધારો થતાં આ ખાતે રૂા. ૭૧૨૭૮ા દેવા થયા છે. તે રકમ મોટે ભાગે મકાનખાતામાં રોકાયેલ હોવાથી મકાન ભાડું જે આવ્યું તે સભાસદોની ફી ખાતે જમે કરવામાં આવેલ છે.

### રૂા. ૧૧૦૯) આવ્યા તેની વિગત

| | |
|---|---|
| ૫૦૧) શેઠ નાનજીભાઇ લધાભાઇ, જે. પી. | નાની ખાખર હાલ મુંબઇ |
| ૫૦) શેઠ લક્ષ્મીચંદ અનોપચંદ | ભાવનગર |
| ૫૧) શ્રી દાનસૂરિ જૈન જ્ઞાનમંદિર | સાવર કુંડલા |
| ૫૦) શાહ ચુનીલાલ બીખાભાઇ ભાવનગરવાળા | હાલ મુંબઇ |
| ૫૧) શેઠ દામોદરદાસ ત્રિભોવનદાસ ,, | હાલ શાંતાક્રુઝ |
| ૫૧) શાહ કાંતિલાલ વ્રજલાલ બીખાભાઇ | ભાવનગર |
| ૫૧) શેઠ મનુભાઇ લલ્લુભાઇ ઘડીઆળી | અમદાવાદ |
| ૫૦) શાહ મણિલાલ દુર્લભજી | મુંબઇ |
| ૫૧) શેઠ બાબુલાલ કુંવરજી નથુભાઇ | ભાવનગર |
| ૫૧) શાહ પોપટલાલ હકમચંદ | મુંબઇ |
| ૫૧) શાહ મંગળદાસ લલ્લુભાઇ | ,, |
| ૫૧) શાહ રતિલાલ નગીનદાસ | ,, |
| ૨૫) શાહ લક્ષ્મીચંદ પાનાચંદ | ભાવનગર |
| ૨૫) શાહ પોપટલાલ પ્રભુદાસ | શિહોર |

---

## શ્રી જૈનધર્મપ્રકાશ ખાતું

૬૧॥ાન્ના કાર્તિકી પંચાંગ છપાવવાના ખર્ચના.
૪૨૧ાન્ અંક ૧૨ ના પોસ્ટેજ ખર્ચના તથા વેલ્યુ કરતાં થયેલ ખર્ચના.
૨૦ાજ્ર પરચુરણ ખર્ચના.

૧૯૮૪ાન્ના

ઉપર પ્રમાણે ઉપજમાંથી ખર્ચ જતાં રૂા. ૫૮૫ાન્ નો એ વર્ષને અંગે વધારો રહ્યો તે આ ખાતે રૂા. ૬૭૦ાજ્રા લેણા હતા તેમાંથી બાદ કરતા રૂા. ૮૫)ન્ના લેણા રહ્યા છે.

---

## શ્રી જૈનધર્મપ્રકાશ સહાયક ફંડ ખાતું

કાગળની મોંઘવારીને પહોંચી વળવા માટે જૈનધર્મપ્રકાશ પુસ્તક ૫૮ માની સહાય તરીકે રૂા. ૧૫૨૫ાન્ન આવ્યા છે. તેની વિગત દરેક વખતે માસિકમાં આપેલ છે તે નીચે પ્રમાણે:—

૫૦૦) સર ફીકાભાઇ પ્રેમચંદ રાયચંદ મુંબઇ
૫૧) શેઠ જાદવજી નરશીદાસ હાલ મુંબઇ
૫૧) શેઠ પનાલાલ ચુનીલાલ વીરચંદ રાંધનપુરવાળા
૫૧) પારેખ ચુનીલાલ દુર્લભજી ભાવનગર
૫૧) શેઠ જીવણભાઇ ગોરધન ,,
૫૧) શાહ ગુલાબચંદ લલ્લુભાઇ ,,
૫૧) રા. રા. ભોગીલાલ મગનલાલ શાહ ,,
૫૧) શેઠ છોટાલાલ નાનચંદ આણંદજી ,,
૫૦) એક સમભાવી ગૃહસ્થ મુંબઇ
૫૦) શેઠ મેઘજીભાઇ સોજપાળ ,,
૫૦) ભાઇ મોતીચંદ ગિરધરલાલ ,,
૫૦) બહેન ચંચળબા તે શેઠ પનાલાલ ઉમાભાઇની માતુશ્રી અમદાવાદ
૩૧) પરી હીરાચંદ મણિલાલ ભાવનગર
૩૧) વોરા પરમાણંદ તારાચંદ ,,
૨૫) શાહ કુંવરજી આણંદજી ,,
૨૫) શેઠ હીરાચંદ રામચંદ મુંબઇ
૨૫) શેઠ છોટાલાલ જમનાદાસ અમદાવાદ
૨૫) અમરચંદ કુંવરજી શાહ ભાવનગર
૨૫) ગાંધી ચતુર્ભુજ મોતીલાલ ,,
૨૫) ગાંધી અમરચંદ ઘેલાભાઇ ,,
૨૫) ગાંધી વસંતલાલ વ્રજલાલ મુલુંદ
૨૫) શેઠ વાડીલાલ મનસુખરામ. અમદાવાદ
૨૫) શાહ જાદવજી રવજી ધોરાજી
૧૫) શેઠ ગુલાબચંદ આણંદજી ભાવનગર
૧૫) રા. રા. જીવરાજભાઇ ઓધવજી ,,
૧૧ાન્ શાહ જેચંદભાઇ ધુળાજી કલાપરા
૧૧) શેઠ હરજીવન દીપચંદ ભાવનગર
૧૧) શાહ ત્રિકમલાલ મગનલાલ રાંધનપુર
૧૧) શાહ જગજીવન રતનશી હઃ વસંતલાલ વ્રજલાલ મુલુંદ
૧૧) શાહ જયસુખલાલ રામચંદ મુંબઇ
૧૦) શાહ પુરુષોત્તમદાસ અમરશી કલીકટ
૧૦) શાહ આશાભાઇ ખેમચંદ બરોદરા
૬। ડૉ. નાનાલાલ ભાઇલાલ અમદાવાદ

આ ઉપરાંત જુદા જુદા ગૃહસ્થો તરફથી પાંચ અને તેથી ઓછી રકમે રૂા. ૭૦) આવેલા છે તે મેળવતાં કુલ રૂા. ૧૫૨૫ાન્ન થાય છે.

## શ્રાવણ શુદિ ૩ ની વર્ષગાંઠ ખાતું

આ ખાતે રૂા. ૪૦૮ાજ્રા દેવા હતા, તેમાં વ્યાજના રૂા. ૧૬૦ માસ ૧૩ ના જમે થતા કુલ રૂા. ૪૨૪ાજ્રા થયા, તેમાં શ્રાવણ શુદિ ૩ જે સ્ટેટના મારા અનુસાર જમણવાર

બંધ રાખી તે દિવસે સભાના મકાનમાં પ્રભુ પધરાવીને પૂજા ભણાવતા થયેલા ખર્ચના રૂા. ૨૨ાના ઉધરતા બાકી રૂા. ૪૨૨૫)ન દેવા રહ્યા છે

## કાર્તિક શુદિ ૬ નું ચા ટિફિન ખાતું

આ ખાતે રૂા. ૫૪૦ાૹ્રા દેવા હતા, તેમાં વ્યાજના રૂા. ૩૦) ઉમેરતાં કુલ રૂા. ૫૭૦ાૹ્રા થયા, તેમાં કાર્તિક શુદિ ૬ ઠે ચા ટિફિન ખર્ચના રૂા. ૩૬)નાા થયા તે બાદ જતા આ ખાતે રૂા. ૫૩૪ાના દેવા રહ્યા છે.

## સભાનું મકાન ખાતું

આ ખાતે મદદની મળેલી રકમના રૂા. ૨૫૦૦૦) બાદ જતાં રૂા. ૨૫૨૧૨ાાાૹ્ર લેણા હતા, ઉપગત પરચુરણ ખર્ચના રૂા. ૭ાૹ્રા ઉધરતા કુલ રૂા. ૨૫૨૨૦ાૹ્રા લેણા થયા છે.

આ મકાનનું ભાડું સભાસદોની ફી ખાતે જમે કરવામાં આવે છે કારણ કે લાઇફ મેમ્બરની ફી ખાતાની રકમ મોટે ભાગે આ મકાનમાં જ રોકાયેલી છે.

## વ્યાજ ખાતું

આ ખાતે રૂા. ૪૭૪ાાન વ્યાજના ઉધર્યા છે. (બેંકમાં મૂકેલ રકમનું વ્યાજ હજુ કઢાવેલ નથી તેથી તે રકમ જમે આવવાની બાકી છે. ) તે સભાખાતે ઉધારી વાળ્યા છે.

## સભાની લાઇબ્રેરી ખાતું

આ ખાતે રૂા. ૧૦૪૦૫)ના લેણા હતા તેમા નકલ ૧૦૧ ના રૂા. ૧૩૮ાાૹ્રા વધતાં કુલ રૂા. ૧૦૫૪૩ાાા૦ાા લેણા થયા અને નકલ ૮૦૯૮ થઇ તેની વર્ગવાર વિગત નીચે પ્રમાણે.

| | | | | |
|---|---|---|---|---|
| વર્ગ ૧ લો | જૈન ધર્મની બુકોના | રૂા. ૩૨૮૧-૧૩-૯ | બુક | ૩૩૨૬ |
| વર્ગ ૨ જો | સંસ્કૃત બુકોના | રૂા. ૪૨૮-૦-૦ | બુક | ૨૪૩ |
| વર્ગ ૩ જો | નીતિ સંબંધી બુકોના | રૂા. ૩૦૮૪-૫-૬ | બુક | ૨૭૫૯ |
| વર્ગ ૪ થો | લખેલી પ્રતોના | રૂા. ૪૭૭-૨-૦ | બુક | ૯૫ |
| વર્ગ ૫ મો | માસિકની ફાઇલોના | રૂા. ૧૪૧૧-૮-૦ | ફાઇલ | ૬૯૧ |
| વર્ગ ૬ ઠ્ઠો | ઇંગ્રેજી બુકોના | રૂા. ૧૯૭-૧૦-૦ | બુક | ૧૩૦ |
| વર્ગ ૭ મો | ધર્મ સંબંધી પ્રતોના | રૂા. ૧૬૬૩-૫-૬ | પ્રતો | ૮૫૪ |
| | | ૧૦૫૪૩-૧૨-૯ | | ૮૦૯૮ |

## શ્રી જીવદયા ખાતું.

આ ખાતે પ્રથમ તો વ્યાજ જમે કરવું અને ખર્ચ માટે જરૂર પડે તે રકમ ગિરધરભાઇને આપવી એટલું જ કાર્ય હતું, પરંતુ શ્રી ગિરધરભાઇના અભાવે આ ખાતું સભાને જ સંભાળવાનું થવાથી તે ખાતાની સં. ૧૯૯૮ ના કાર્તિકથી સં. ૧૯૯૮ ના આસો વદિ ૦)) સુધીની ઉપજ ખર્ચની હકીકત આ નીચે જણાવી છે.

| | |
|---|---|
| ૧૦૯૮।।।= | સં. ૧૯૯૮ ના પર્યુષણમાં કરવામાં આવેલ ટીપના. |
| ૨૫૦) | અશાડ શુદિ ૧૪ પળાવવાના રૂ. ૨૫૦) હતા તેમાં રૂ. ૨૫૦) બીજા શેઠ હીરાલાલ અમૃતલાલ પાસેથી આવ્યા તે. |
| ૧૦) | અશાડ શુદિ ૧૪ નો દિવસ પળાવવાના તોટા બદલ આવ્યા તે. |
| ૧૫) | ભાઇ ગુલાબચંદ આણંદજીની માતુશ્રી બાઇ માણેકના નામથી આવ્યા તે. |
| ૧૭૦) | રૂ. ૩૪૦૦) ના બોન્ડના વ્યાજના. |
| ૧૬૧।।।= | શ્રી જૈન ધર્મ પ્રસારક સભા પાસેથી માસ ૧૩ ના વ્યાજના. |
| ૫૭।।।≈ | પરચુરણ મદદના આવ્યા. |
| ૧૭૬૩।।।≈ | |

| | |
|---|---|
| ૩૦૬।।। | સં. ૧૯૯૮ ના પર્યુષણના દિવસો ૯ પળાવ્યા તેના. |
| ૩૪।। | માગસર શુદિ ૮ શેઠ પરમાણંદ રતનજી જેચંદ તરફથી પળાવી તેના |
| ૮૭)= | ચૈત્ર શુદિ ૧૩-૧૪-૧૫ દિવસ ત્રણ શેઠ હીરાલાલ અમૃતલાલ તરફથી પળાવ્યા તેના. |
| ૨૩।। | જુદી જુદી રકમો આવેલ છે તે બદલ વૈશાખ શુદિ ૮ પળાવી તેના. |
| ૨૪। | અશાડ શુદિ ૧૪ શા. હીરાલાલ અમૃતલાલ તરફથી પળાવી તેના. |
| ૬૧। | આસો શુદિ ૧૪-૧૫ બે દિવસ શા. હી. અ. તરફથી પળાવ્યા તેના. |
| ૧૫) | જીવદયાની ટીપની ઉઘરાણી કરનારને આપ્યા તે. |
| ૮) | ઘેટા નગ ૧૬ છોડાવ્યા તેના. |
| ૬) | શેઠ લલ્લુભાઇ ફુલચંદ તરફથી ઘોઘે જાળ છોડાવવા મોકલ્યા તે. |
| ૪૦) | માસ ૧૦) ના પગારના મહમદને. |
| ૬।।= | પરચુરણ ખર્ચના. |
| ૬૧૩) | |

ઉપર પ્રમાણે ઉપજમાંથી ખર્ચ બાદ જતાં રૂ. ૧૧૫૦।।≈ નો વધારો પડવાથી આ ખાતે રૂ. ૩૭૯૦।।– દેવા હતા તેના રૂ. જ૯૪૧। દેવા થયા છે.

આ ખાતાના ઉપર જણાવેલી રકમ ઉપરાંત રૂ. ૩૪૦૦) ના બોન્ડ છે. આ ખાતાને લઇને સંખ્યાબંધ જળચર જીવોનો બચાવ થાય છે. સુમારે ૫૦ વર્ષ અગાઉ આ ખાતું તેના કાર્યકર્તાઓએ સભાને સોંપેલું છે. આ ખાતાને જેમ બને તેમ વધારે ઉત્તેજન આપી વધારે દિવસો પળાય તેમ કરવાની જરૂર છે.

આ ખાતામાંથી રૂ. ૨૦૦) દર વર્ષે સીધસર, સામપરાના રોઝ હાંકવા બદલ દસકોઇ ખાતામાં આપવામાં આવે છે. (આ વર્ષના ગયા વર્ષમાં અપાયેલ છે.)

## સંવત ૧૯૯૮ આસો વદિ ૦)) સુધીનું સરવૈયું

જ

| | |
|---|---|
| ૧૨૭૩૩ાા≈ા | શ્રી સભા ખાતે |
| ૪૩૬૯ાા≈ા | શ્રી સભાસદોની ફી ખાતે. |
| ૩૧૨૭૮ા | શ્રી લાઇફ મેમ્બરોની ફી ખાતે |
| ૪૨૨૫)~ | શ્રાવણ શુદિ ૩ ની વર્ષગાંઠ ખાતે |
| ૫૩૪ા~ાા | કાર્તિક શુદિ ૬ ના સ્વામી-વાત્સલ્ય ખાતે. |
| ૬૭૧ાા | વેચવાની અનેક બુકોના કમીશન ખાતે. |
| ૪૯૪૧ા | શ્રી જીવદયા ખાતે |
| ૨૧૭૮)~ાા | શેઠ ત્રિભુવનદાસ ભાણજી જૈન કન્યાશાળા ખાતે |
| ૫૨૯)~ા | બ્હેન મોંઘી ગિરધરલાલ લગ્ન-સ્મારક ફંડ ખાતે |
| ૩૨૦)૦ાા | શ્રાવણ શુદિ ૩ જે માછલાની જાળ છોડાવવાના |
| ૧૫૩ા≈ | શા. ડાયાલાલ હકમચંદની વતી ઉજમબાઇ જૈન કન્યાશાળમાં કાર્તિક શુદિ બીજે પ્રભાવના કરવાના |
| ૯૦ાાાા | શ્રી જૈન બોર્ડિંગ ખાતે |
| ૧૦૦૦) | ગાંધી અમરચંદ ઘેલાભાઇ તરફથી બુક છપાવવાના |
| ૧૭૮૪) | પારેખ ચુનીલાલ દુર્લભજી તરફથી બુક છપાવવાના |
| ૩૬૪૧ાા≈ા | બુકો છપાવવા બાબતના જુદી જુદી રકમે દેવા છે તે |
| ૨૨૭૬ા≈ | પરચુરણ બુકસેલરો વિગેરેના દેવા છે તે. |

ઉ

| | |
|---|---|
| ૮૫)~ાા | શ્રી જૈન ધર્મ પ્રકાશ ખાતે |
| ૧૦૫૪૩ાાા૦ાા | શ્રી સભાની લાઇબ્રેરી ખાતે |
| ૫૬) | શ્રી ટિકીટના મેળ ખાતે |
| ૫૩૭૦)~ા | વેચવાના પરભાર્યા પરચુરણ પુસ્તકો ખાતે |
| ૨૨૩૩૭ાા૦ાા | સભાએ છપાવેલી બુકો ખાતે |
| ૨૫૨૨૦ા≈ાા | સભાના મકાન ખાતે |
| ૪૪૫૨) | ભાવનગર દરબારી બેંક ખાતે |
| ૩૮૨ાાા | સભાના મકાનના ભાડુત ખાતે |
| ૩૩૭૧ા | શ્રી મહોદય પ્રેસમાં છપાવવાના આપણા કાગળ રાખેલા છે તેના |
| ૬૧૪ાા૦ાા | બુકસેલરો વિગેરેને ખાતે લેણા છે તે |
| ૪૮૦ાા~ાાા | લાઇફ મેમ્બરો અને વાર્ષિક મેમ્બરો પાસે લેણા છે તે |
| ૩૨૮ાા≈ાાા | ઉબળેક ખાતામાં લેણા છે તે |
| ૧૭૬ાા≈ાાા | શ્રી પુરાંત જણશે |
| ૭૩૪૬૦ા≈ાા | |

તથા જ

| | |
|---|---|
| ૬૦૫)~ા | લાઇફ મેમ્બરોના, વાર્ષિક મેમ્બરોના તથા લાઇબ્રેરી ખાતાના મેમ્બરો ડીપોઝિટના |
| ૧૫૨૫ાા≈ | શ્રી જૈન ધર્મ પ્રકાશ સહાયક ફંડ ખાતે |
| ૨૯૨ાાા≈ | ઉબળેક ખાતે દેવી છે તે |
| ૩૪૯ાા~ | શાહ ખાતે. સરવૈયામાં રહેલી ભૂલના |
| ૭૩૪૬૦ા≈ા | |

આ સરવૈયું જેઠ વદિ ૧૪ ની જનરલ કમિટીમાં મંજૂર કરવામાં આવ્યું છે.

સરવૈયામાં રહેલી ભૂલ માટે હિસાબ તપાસ-કરવાનું બાકીમાં છે.

# પાક્ષિકસૂત્ર, શ્રમણસૂત્રાદિ સંગ્રહ [પ્રતાકારે]

## [સંસ્કૃત અનુવાદ અને ગુજરાતી ભાષાંતર યુક્ત]

આ પ્રત ઘણા પરિશ્રમથી તૈયાર કરવામા આવેલ છે. પાક્ષિક સૂત્ર, પાક્ષિક ખામણા, આહારના સુડતાલીશ દોષ અને શ્રમણસૂત્ર શુદ્ધ કરીને દાખલ કરવામાં આવેલ છે. પાક્ષિક સૂત્રને અંગે મહાવ્રતો, સંયમના પ્રકારો તથા કાલિક અને ઉત્કાલિક સૂત્રોનું વિવેચન વિગેરે સાધુ-સાધ્વીઓને ઉપયોગી વસ્તુનો સુંદર રીતે અર્થ સમજાવવામાં આવ્યો છે. બાળ અગર તો નવીન દીક્ષિત સાધુ-સાધ્વી માટે અતીવ આવશ્યક છે ડ્રોઇંગ પેપર ઉપર છાપેલ તેર ફારમની આ પ્રતની કિંમત એક રૂપિયો. નકલો જુજ શીલકે હોવાથી જલ્દી મગાવો પોસ્ટેજ ચાર આના.

## શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર ભાષાંતર

### પર્વ ૧ થી ૧૦ : વિભાગ ૫

આ આખા ગ્રંથમાં દશ પર્વ છે. કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની આ અપૂર્વ કૃતિ છે. મૂળના શ્લોક ૩૪૦૦૦ છે. અમે તેનું ભાષાતર જુદા જુદા પાચ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે.

૧ પ્રથમ ભાગ-પર્વ ૧-૨ શ્રી ઋષભદેવ, અજિતનાથ વગેરેના ચરિત્ર. કિ. રૂા. ૩-૪-૦
૨ બીજો ભાગ-પર્વ ૩-૪-૫-૬ શ્રીસંભવનાથથી મુનિસુવ્રતસ્વામી સુધીના ચરિત્રો. કિં. રૂા. ૩-૪-૦
૩ ત્રીજો ભાગ-પર્વ ૭ મુ. જૈન રામાયણ ને શ્રી નમિનાથ ચરિત્ર કિં. રૂા. ૧-૮-૦
૪ ચોથો ભાગ-પર્વ ૮-૯. શ્રી નેમિનાથ ને પાર્શ્વનાથ વગેરેનાં ચરિત્ર કિં. રૂા. ૩-૦-૦
૫ પાચમો ભાગ-પર્વ ૧૦ મું. શ્રી મહાવીરસ્વામીનું સવિસ્તર ચરિત્ર કિં. રૂા. ૨-૮-૦

પાચે ભાગની કિંમત રૂા. ૧૩-૮-૦ થાય છે, તેના પાચે ભાગ ભેગા લેનાર પાસેથી રૂા ૧૧-૮-૦ લેવામાં આવે છે. પોસ્ટેજ જુદું સમજવું.

---

## पंच प्रतिक्रमण सूत्र–मूळ शास्त्री

હિંદી સુંદર ટાઇપમા છપાવેલ આ બુકની હવે ઘણી જ થોડી નકલો શીલકમા છે. પચ પ્રતિક્રમણ, નવ સ્મરણ, ચૈત્યવંદન, સ્તવન, સ્તુતિ, છંદ તથા વિધિઓ વિગેરેનો સમાવેશ કરેલ છે. વિદ્યાર્થીઓને ખાસ અભ્યાસ કરવા યોગ્ય છે કાગળની અતિશય મોઘવારી છતા જ્ઞાન-પ્રચારના નિમિત્તે કિંમત વધારી નથી છૂટક નકલની કિંમત આઠ આના. સો નકલના રૂા ૪૫) પોસ્ટેજ ત્રણ આના

---

મફત ઔષધ:—

મગજની બિમારી (ગાંડપણ) તથા ગમે તેટલા વર્ષનો કાન પાકેલો હોય અગર પરુ વહેતું હોય તેને માટેની દવા નીચેના સ્થળે લખવાથી મફત મળશે.

શા. મણિલાલ આણંદચંદ, બુત શેરી–સુરત.

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

# શ્રી
# જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૯ મું : અંક ૫ મો





વીર સંવત ૨૪૬૯ ❋ વિક્રમ સંવત ૧૯૯૯

## શ્રાવણ

પ્રગટકર્તા—
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર



# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૯ મું } અંક ૫ મો } **શ્રાવણ** { વીર સં. ૨૪૬૯ { વિક્રમ સં. ૧૯૯૯

## अनुक्रमणिका



### માસિકના વર્ષારંભનો ફેરફાર

માસિકના વર્ષનો ચૈત્ર માસથી પ્રારંભ કરવામાં આવે છે, પરંતુ તેમાં ઘણી અગવડ આવતી હોવાથી પુ ૬૦ માની શરૂઆત સંવત ૨૦૦૦ ના કાર્તિક માસથી કરવાનો નિર્ધાર કર્યો છે. એટલે પુ. ૫૯ ના અંક ૭ જ નીકળશે અને તેનું લવાજમ પણ પુ. ૬૦ માના અંક ૧૨ સહિત માસ ૧૯ ના રૂા. ૨ાા અને પોસ્ટેજના ૭ આના મળી રૂા. ૨ાા લેવામાં આવશે. વી પી. કરવું પડશે તો તેનો ખર્ચ જુદો ચડશે. સંવત ૨૦૦૦ના પોષ માસમાં વી. પી. કરવામા આવશે તેથી ગ્રાહકોએ ત્યાર અગાઉ મનીઓર્ડરથી લવાજમ મોકલવું જેથી વી. પી. નો નકામો ખર્ચ ચડે નહીં

### નવા સભાસદોના નામ.

| | | |
|---|---|---|
| ૧ વિનયકાંત કાંતિલાલ મહેતા | અમદાવાદ | લાઇફ મેમ્બર |
| ૨ વકીલ કચરાલાલ નાનજીભાઇ | ભાવનગર | વાર્ષિક મેમ્બર |
| ૩ અંબાલાલ દલસુખભાઇ શાહ | અમદાવાદ | „ |
| ૪ ચીમનલાલ દેવચંદ શાહ | અમદાવાદ–હાલ બનારસ | „ |
| ૫ જીવનલાલ પ્રેમચંદ શાહ | ભાવનગર | „ |
| ૬ રતિલાલ ત્રિભોવનદાસ શાહ | „ | „ |




પુસ્તક ૫૯ મુ
અંક ૫ મો

શ્રાવણ

વીર સં. ૨૪૬૯
વિ સં. ૧૯૯૯

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

# 'જૈન ધર્મ પ્રકાશ' જયવંતુ વર્તો

શ્રી જય જગદીશ્વર પ્રભુ, બક્ષે આયુ અપાર,
છાપે છપાવે પુસ્તકો, જૈન ધર્મ વિસ્તાર ॥ ૧ ॥
જૈન શાસ્ત્રના સૂત્રને, સમજાવે ભવી ભાત,
આગમ નય વ્યવહારના, પ્રગટ કરે સુવિખ્યાત ॥ ૨ ॥
નથી મોહ કોઇ જાતનો, સુલેખે વપરાય,
થાય કમાણી ન્યાયથી, પુસ્તકમા ખરચાય ॥ ૩ ॥
ધર્યું નામ જૈન જગતમા, યશભાજન સુખદાય,
પડહ વગાડે ધર્મનો, આનંદે સોહાય ॥ ૪ ॥
રટણુ કરે પ્રભુ વીરનુ, રાખે ભવિ પર હેત,
નિંદા ચુગલી ત્યાગીને, પ્રગટ કરે નિજ કેત ॥ ૫ ॥
મનમા આશ ઘણી ધરે, શ્રી જૈન ધર્મ પ્રકાશ,
શાસનરસિક કરુ જીવને, જો મુજ શક્તિ વિકાસ ॥ ૬ ॥
પ્રગટ કર્યા કેઇ જાતિના, પુસ્તક શાસ્ત્ર આધાર,
ઓગણુસાઠ વરસો થયા, વરતે જય જયકાર ॥ ૭ ॥
કામ ક્રોધ મદ મોહને, ત્યાગો સવિ દુખદાય,
સત્ય દયા શીલ આચવો, થાયે સુખ જગમાય ॥ ૮ ॥
યથાશક્તિ ભક્તિ કરો, ધરો ધ્યાન જગનાથ,
આશા તૃષ્ણા છોડીને, મૈત્રી કરો સહુ સાથ ॥ ૯ ॥

હીરાચંદ ઝવેરચંદ—ગદગ મિટી

## प्रार्थना प्रभु आपसे ।

नवकार ही नवकार ही, गुंजाता रहे मम कान में ।
देह छूटे जब मेरी, यह आत्मा हो भान में ॥ १ ॥
विश्व की जंजाल सब ही, दूर हो उस वक्त में ।
लयलीन हो यह आतमा, प्रभु आप के गुणगान में ॥ २ ॥
त्याग और वैराग्य के, साधन मुझ नजदीक हो ।
हो सद्गुरू का योग भी, हो आत्मार्थी सुध्यान में ॥ ३ ॥
व्रत नियम पचखान, सब ही कामो में धारक बनुं ।
शुभ भावना से रत रहुं, तप शील ज्ञान के दान में ॥ ४ ॥
पद्मावती की जीवराशी, व समाधि के स्तोत्र की ।
झनकार भी आती रहे, उस समय मेरे कान में ॥ ५ ॥
है खमत और खमावत, सब धर्मप्रेमी वर्ग से ।
निर्मल बने यह आतमा, प्रभु आपके ही ध्यान में ॥ ६ ॥
प्रभु पूर्ण हो मुझ भावना, अंतर से यह चाहुं सदा ।
करजोड़ के नित राज, करता प्रार्थना प्रभु आप से ॥ ७ ॥

राजमल भंडारी–आगर

---

## मनोपदेश ।

मत कर मान गुमान, मन ! तुं मत कर मान गुमान ।
मान गुमान की वस्तु न जग में, है सब ही नाशवान ॥ मन तुं० ॥
वैभव कीर्ति प्राप्त संपदा को, नहीं अपनी मान ॥ मन तुं० ॥
अस्थिर सब ही जग की वस्तु, देहादिक पहिचान ॥ मन तुं० ॥
आप कौन ? तुं करना क्या है ?, कर इसका कुछ ज्ञान ॥ मन तुं० ॥
मायाजाल बीछी है जग में, रहना तुं सावधान ॥ मन तुं० ॥
सगे संबन्धी स्वारथसे ही, लेते अपना मान ॥ मन तुं० ॥
तुं न कीसीका कोई न तेरा, धर इस पर तुं ध्यान ॥ मन तुं० ॥
कर्म के कारण जग में आया, चेतन निजको मान ॥ मन तुं० ॥
आतम से परमातम का ही, कार्य तुं सुपथ जान ॥ मन तुं० ॥
सूत्र सिद्धान्तका तत्त्व यही है, इस पर देना ध्यान ॥ मन तुं० ॥
सम्यग्दृष्टि राज तुं बन के, करना यहांसे प्रयाण ॥ मन तुं० ॥

राजमल भंडारी–आगर

# સુપાત્રદાનનું તાત્ત્વિક સ્વરૂપ

લેખકઃ—આ. શ્રી વિજયપદ્મસૂરિ

( અનુસંધાન પૃષ્ઠ ૧૦૪ થી )

## દાનનાં પાંચ દૂષણ

**૧. અનાદર**—સુપાત્રને દાન દેતી વખતે લેશ પણ આદરભાવ ન હોય, એટલે ગોચરીને માટે જ્યારે સુપાત્ર મુનિરાજ પધારે ત્યારે 'આવો પધારો, લાભ દ્યો' એમ લાગણીપૂર્વક કહે નહિ.

**૨. વિલંબ**—દાન દેતી વેળાએ મોડું કરે એટલે 'શી ઉતાવળ છે? હમણાં દઉં છું, થાય છે.' એવાં વચન બોલી કાળ વીતાવે. એમ કરવામાં પોતાને દાનનું પૂરેપૂરું ફળ ન મળે અને સુપાત્રને સ્વાધ્યાયની હાનિ આદિ ગેરલાભ થાય.

**૩. વૈમુખ્ય**—સુપાત્રને જોઈ દાયકનું મુખ પ્રસન્ન થવું જોઇએ તેને બદલે અરુચિથી મો મરડે, મોઢું ચઢાવે, તાત્પર્ય એ કે—આ પ્રસંગે મોં ફેરવે, ઊંચું-નીચું-આડું અવળું જુએ. આવી વિમુખતાનો ત્યાગ કરવો જોઇએ.

**૪. વિપ્રિય વચન**—દાનના પ્રસંગે સામાને ( સુપાત્ર આદિને ) ન ગમે તેવાં વચનો બોલવા, તે વિપ્રિય વચન કહેવાય. તેવા વેણ ન બોલાય.

**૫. પશ્ચાત્તાપ**—'મેં આને દાન કયાં આપ્યું? ન આપ્યું હોત તો સારું' એમ દાન દઈને પણ ઉદાસ થાય તેમ ન કરવું જોઇએ

જુઓ આ બાબતમાં દષ્ટાંત-ધન્યકુમારે વિશિષ્ટ જ્ઞાની ગુરુમહારાજને પૂછ્યુ કે-"મારા વડીલ બંધુઓ ઘણી વાર નિર્ધન કેમ થયા?" આ પ્રશ્નનો ગુરુએ ખુલાસો એમ કર્યો કે-"તેમણે પાછલા ભવમાં દાન દીધા પછી ખેદ કર્યો હતો તેથી આ ભવમાં વારંવાર નિર્ધન થયા"

એમ પાંચે દૂષણોને સમજવાપૂર્વક તજીને, પાંચ ભૂષણોને સાચવીને, શ્રેયાંસકુમારને મળેલી ત્રિપુટી* યાદ કરીને, ઉત્તમ ભવ્યજીવોએ મોક્ષના કારણ-ભૂત, સંયમસાધનમાં પણ અપૂર્વ મદદગાર દાનધર્મની યથાશક્તિ જરૂર સાધના કરવી જોઈએ દાનની વ્યાખ્યા એ છે કે-दानं मोहत्यागः । મોહ(સ્વમાલીકી-સત્તા-મારાપણું)નો ત્યાગ કરવો એ દાન કહેવાય વ્યાજબી જ છે કે દીધેલી વસ્તુ પોતાની ન જ કહેવાય. અને મોહને છોડીએ તો જ તેમ કરી શકાય. જેથી પરિણામે દાનસાધક જીવો રૂડા ચારિત્રની પણ સાધના પૂર્ણાનન્દથી કરી શકે છે આમાં જુઓ યોગશાસ્ત્રનો સાક્ષીપાઠ-यदसद् वाह्यमनित्यं च, क्षेत्रेषु न धनं

---

* रिसहेससम पत्तं, निरवज्जमिक्खुरससमं दाणं ॥
सिज्जससमो भावो, जइ हुज्जा मग्गियं तइया ॥ १ ॥
આ પ્રમાણે દશાશ્રુતસ્કંધના આઠમા અધ્યયનરૂપ કલ્પસૂત્રના ૭ મા વ્યાખ્યાનની ટીકામાં કહ્યું છે

पेत् ॥ कथं वराकश्चारित्रं, दुश्चरं स चरिष्यति ॥ १ ॥

**અર્થ**—ધન એ જન્મતાં સાથે આવ્યું નથી માટે અસત્ કહેવાય, તથા મરતી વખતે કોઇ પણ સાથે લઇ જવા સમર્થ નથી માટે અનિત્ય કહેવાય, ગમે તે સ્થળે જ્ઞાનાદિ ગુણો જ આત્માની સાથે રહે છે પણ ધન વિગેરે પદાર્થો રહેતા નથી માટે તે *બાહ્ય કહેવાય, આવા ધનને સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા-જિનમંદિર-જિનપ્રતિમા ને જ્ઞાનરૂપ સાત ક્ષેત્રમાં વાપરનારા ભવ્ય જીવો આકરા ચારિત્રની પણ સાધના જરૂર કરી શકે છે. જેઓ એમ ન કરે તેઓ ચારિત્રની સાધના શી રીતે કરી શકે ? અર્થાત્ ન જ કરી શકે એ કહેવાનો આશય છે.

આ સુપાત્રદાનના પ્રસંગે ગ્રાહકે દાયકના ભાવ સમજવા માટે 'છ' (૬) નકારનું સ્વરૂપ જરૂર સમજવું જોઇએ, તે આ પ્રમાણે—

**भिउडी उड्ढालोयण, णीया दिट्ठी परं मुहं वयणं ॥**
**मोणं कालविलंबो, नक्कारो छव्विहो होइ ॥१॥** उप० त० पा. ३४, श्लो. ८३

**સ્પષ્ટાર્થ:**—(૧) સુપાત્ર મુનિરાજ વિગેરેને આવતાં જોઇને દાયકે ખુશી થઇને આમંત્રણ કરવા માટે મુનિરાજ આદિની સામે જવું જોઈએ, તેને બદલે તે ભૃકુટી ચડાવે એટલે આંખના ઉપરના ભાગમાં રહેલી ભમરો ઊંચી ચડાવે. આવો (દાયકનો) દેખાવ જોઈને ગ્રાહક (સુપાત્ર) તરત સમજી જાય કે આ(દાયક)ની દાન દેવા માટે ચાહના નથી. એમ આગળ પણ પાંચ નકાર સમજતી વેળાએ આ બીના યાદ રાખવી. (૨) સુપાત્રની સન્મુખ જોવાને બદલે ઊંચું જુએ. (૩) નજર નીચી ઢાળી દે (નીચું જુએ). (૪) મોઢું અવળું કરી નાંખે. (૫) આવકાર આપવાને બદલે મૌન રહે. (૬) દાન દેવામાં ઢીલ કરે, એટલે વધારે ટાઇમ લગાડે. એમ છ નકારની (દાન નહિ દેવાની) નિશાની છે. આમાં ચોખ્ખી 'ના' નહિ પણ 'ના' ના છ ભાઇ જાણવા. આવા છ નકારને સમજીને સુપાત્રે દાયકના ભાવ જરૂર તપાસવા જોઇએ. અને તેમ કરે તો જ સુપાત્ર ગોચરી સંબંધી માર્ગના વ્યવહારકુશલ કહી શકાય. એવી રીતે સુપાત્ર મુનિરાજ વિગેરે દાયક-(શ્રાવક વિગેરે)ની શક્તિ અને ભાવ તપાસીને જ મુનિ વ્યવહારને જાળવે, જેથી સાધુધર્મની અને શ્રાવકધર્મની મર્યાદા પણ અબાધિત રહે. અને એ જ માધુકરી ભિક્ષાનું સંક્ષેપમાં ખરું રહસ્ય છે એમ શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે બનાવેલી શ્રી દશવૈકાલિકસૂત્રની વૃત્તિથી અને અષ્ટકજીની શ્રી જિનેશ્વરસૂરિ મહારાજે કરેલી ટીકા આદિ અનેક શાસ્ત્રાવલોકનથી સમજાય છે. તેમ જ દાયકને દાન દેવાની ઇચ્છા કેવી છે ? તે નીચે જણાવેલી ચેષ્ટાઓથી પણ જાણી શકાય છે, તે આ પ્રમાણે—

૧. દાન આપનાર ભવ્ય જીવો નિરોગી હોય, તે છતાં વહોરાવતી (દાન દેતી) વેળાએ તેના હાથ ધ્રૂજતા હોય તો, તેથી પણ ભાવની ઓછાશ વિગેરે જાણી શકાય.

---

* જુઓ આ બાબતમાં સંથારાપોરિસીની એક ગાથા—
एगो मे सासओ अप्पा, नाणदंसणसंजुओ ॥ सेसा मे बाहिरा भावा, सव्वे संजोगलक्खणा ॥१॥

૨ આપવા લાયક પદાર્થને સંતાડે એટલે ગ્રાહક ન દેખે તેમ રાખે

૩. મુનિને દેવાની ચીજ બીજી સચિત્તાદિ ચીજ ઉપર અથવા નીચે જાણી જોઈને મૂકે.

૪. 'આ ચીજ તો બીજાની છે' એમ ન દેવાના ઈરાદાથી કહે

૫. જાણી જોઇને દેતાં વાર લગાડે વિગેરે ચિહ્નોથી દાયકના ભાવ પારખીને સુપાત્ર તેવા પ્રસંગે ઉચિતપણું જાળવે એટલે જેમ શ્રમણધર્મ અને દાયકના ભાવ જળવાય, તેવો જવાબ આપી ('વર્ત્તમાન યોગ' આદિ નિર્દોષ વચન બોલી) બીજા સ્થળે અપ્રમાદી થઇને ગોચરી લેવા જાય.

આ પ્રસંગે દાયકે જે છ (૬) મલિન દાન શાસ્ત્રમાં કહ્યાં છે તે જાણીને તજવાં જોઇએ તેનું સ્વરૂપ આ પ્રમાણે—

क्षिप्तकालं कृतावज्ञं, सानुतापं विकत्थितम् ॥
हीयमानमनौचित्यं, दानमाहुर्मलीमसम् ॥१॥ ઉપ. ત૦ પા. ૩૮, શ્લો. ૭૮.

**સ્પષ્ટાર્થઃ**—૧. જે વિલંબ કરીને વહોરાવે તે પહેલુ મલિન દાન કહેવાય. એમ આગળ પણ સમજવું. આ બાબત કહ્યુ છે કે-किं तद्दानं यत्र वेलाविलंबः। (૨) તરછોડીને એટલે સુપાત્રનો તિરસ્કાર કરીને દાન આપે (૩) અરુચિથી (મન વિના) દાન આપે. (૪) નિંદા કરીને દાન આપે. (૫) સુપાત્રને રૂબરૂમાં હલકો પાડીને દાન આપે (૬) ઉચિતપણું જાળવ્યા વિના દાન આપે.

ઉત્તમ શ્રાવકાદિ ભવ્યજીવોએ એ છ દાન મલિન છે એમ સમજીને તેવું દાન ન દેવું જોઇએ; કારણ કે-શાસ્ત્રમા તેના આ પ્રમાણે ક્રમશઃ અનિષ્ટ ફળો વર્ણવ્યા છે.

क्षिप्तकाले भवेन्नारी, निर्धना पतिवर्जिता ॥
अपुत्रा च कृतावज्ञे, सानुतापे च दुर्भगा ॥ १ ॥ ७९ ॥
विकत्थिते स्यादल्पायु-र्हीयमाने च हीनता ॥
अनौचित्ये भवेद् व्याधिः, षट् त्यागाश्च मलीमसा. ॥ २ ॥ ८० ॥

उपदेशतरंगिणी, पा. ३३

**સ્પષ્ટાર્થઃ**—(૧) નાહક સમય વીતાવીને (મોડું કરીને) દાન દે તો દેનારી સ્ત્રી નિર્ધન બને અથવા પોતાના પતિથી ત્યાગ કરાય*—મૂલ શ્લોકમાં 'वर्जिता' શબ્દ છે એથી વિધવાપણું (રંડાપો) પામે એવો પણ અર્થ થઇ શકે છે (૨) અવજ્ઞા કરીને દાન આપે તો પુત્રનો લાભ ન થાય (૩) અરુચિથી દાન આપે તો દુર્ભગપણું× પામે (જેનુ દર્શન રુચે નહિ) (૪) નિંદા કરીને દાન આપે તો

* વ્હોરાવવાનો (દાન દેવાનો) ઘણું કરીને વધારે પ્રસંગ શ્રાવિકા વિગેરે સ્ત્રી-વર્ગને સાચવવાનો હોય, જેથી મૂળ શ્લોકમાં આ પ્રમાણે છે સ્ત્રીની મુખ્યતાએ ફળ કહ્યુ છે. ઉપલક્ષણથી એમ પણ સમજવુ કે-જો પુરુષ તેમ કરે તો તેને નિર્ધનપણું અને સ્ત્રીનો અભાવ આદિ અનિષ્ટ ફળ મળે  × દેખનારને વ્હાલો ન લાગે તે.

જાણવા. અહીં દૃષ્ટાંત તરીકે પ્રભુ શ્રી મહાવીર લેવા. સંગમદેવે કાલચક્ર મૂક્યું જેથી પ્રભુ શ્રી મહાવીર દેવ ઢીંચણપ્રમાણ જમીનમાં ખૂંચી ગયા ( પેસી ગયા ) આવા આવા તો એક રાત્રિમાં તે [1]અભવ્ય દેવે વીશ ઉપસર્ગો કર્યાં. આ પ્રસંગે પ્રભુદેવ તેને શિક્ષા કરવાને સંપૂર્ણ રીતે શક્તિસંપન્ન હતા, છતાં 'હે જીવ! ક્ષમા રાખવામાં નવીન કર્મબંધ અટકે અને પ્રાચીન કર્મો પણ નિર્જરે. સામાના જેવું તું જો કરીશ, તો સમજુમાં અને અણસમજુમાં તફાવત રહેશે જ નહિ આત્મપ્રદેશને નિર્મળ બનાવવામાં આ દેવને તું મદદગાર ગણજે.' આવી ભાવનાથી ક્ષમા ધારણ કરીને પ્રભુએ ભવ્ય જીવોને આવો બોધપાઠ ( શિખામણ ) દીધો કે-હે ભવ્ય જીવો! તમે ગુનેગાર જીવોનું તો સૌથી પહેલાં જરૂર ભલું કરજો. તો જ તમે થોડા સમયમાં આત્મકલ્યાણ કરી શકશો એમ ચંડકૌશિકનો અને પ્રભુએ જેને શીતલેશ્યા મૂકીને બચાવ્યો એ ગોશાલાનો પણ પ્રસંગ તેવો જ બોધદાયક છે.

આ પાંચ કલ્પવૃક્ષોમાં ( ज्ञानी विनीतः ) આ ભાગના વિશેષણો ઉપર ખાસ લક્ષ્ય આપવાની જરૂર છે. એથી સહજ સમજાય છે કે નમ્રતા ગુણથી વાસિત થયેલ કલ્યાણકારી નિર્મળ જ્ઞાન મળવું એ મહાદુર્લભ છે.

(૩) ત્રીજું મહાદુર્લભ ક્ષમાવાળુ પરાક્રમ છે જો કે ગાળનો બદલો તમાચો હોય, તો પણ તેમ કરવા કરતા ક્ષમા રાખવામા બહુ જ લાભ છે. બલ્કે કૂરગડુ આદિના દૃષ્ટાંતે કેવલજ્ઞાન સુધીના પણ અનેક લાભ મળે છે. ચંડકૌશિક સર્પના દૃષ્ટાંતે ક્રોધના ભયંકર વિપાકોને યાદ કરીને કયો ડાહ્યો પુરુષ ક્રોધને વશ થાય? વિગેરે બીના ઉપર પાંચમા નંબરના કલ્પવૃક્ષને સમજાવતી વખતે સ્પષ્ટ જણાવી છે.

(૪) તમામ ધન ઉત્તમ ન જ ગણાય જે સુપાત્રદાન વિગેરેમા વપરાય તે જ ધન ઉત્તમ કલ્યાણકારી કહેવાય આવુ ધન પુણ્યોદયે જ સાંપડે, માટે એ દુર્લભ કહેવાય. ચાલુ પ્રસંગે દાનવાળુ ધન દુર્લભ કહેવાય એ તરફ ખાસ ધ્યાન દેવું જોઈએ.

( અપૂર્ણ )

---

૧. આઠ અભવ્યોમાં સંગમકદેવને ગણ્યો છે તે અર્થવાળી ગાથા આ પ્રમાણે જાણવી.

संगमय १ कालसूरी २ कविला, ३ अंगार ४ पालयादुण्णि ५-६ ॥
नोजीव ७ गुट्ठिमाहिल ८ य, उदाइचायओ ८ य अट्ठमओ ॥ १ ॥

અર્થ—૧ સંગમકદેવ, ૨ કાલસૌકરિક ( કસાઇ ), ૩ કપિલા દાસી, ૪ અંગારમર્દક આચાર્ય, ( બીના માટે જુઓ ઉપદેશપ્રાસાદ સ્તં૦ ૪, વ્યા. ૬૦ મુ ) ૫ પાયસો મુનિઓને ઘાણીમાં પીલીને ઘાત કરનાર પાલક, (ચરિત્ર માટે જુઓ ઉપ૦ સ્ત૦ ૧૭ મો, વ્યા૦ ૨૫૩ મુ ) ૬ કૃષ્ણ મહારાજાનો પુત્ર પાલક કે જેણે શામ્બની પહેલા પ્રભુ શ્રી નેમિનાથને વાંદ્યા હતા તે. ૭ રોહગુપ્ત જેણે નોજીવની સ્થાપના કરી તે. ૮ ઉદાયી રાજાને કપટથી મારનાર દ્રવ્યચારિત્રી વિનયરત્ન. આમા રોહગુપ્તની અભવ્ય તરીકે આ સિવાય બીજા ગ્રંથોમાં પ્રસિદ્ધિ નથી. બીજા ગ્રંથોમાં ગોષ્ઠામાહિલને ગણીને નવ અભવ્યો કહ્યા છે, પરંતુ સાત અભવ્યો વિશેષ પ્રસિદ્ધ છે.

# વ્યવહાર–કૌશલ્ય

લેખક-મૌક્તિક

-( ૨૦૭ )-

**તમારા મિત્રનું તમે કાંઇ હિત કર્યું હોય તેની વાતો ન કરો. એને ભૂલી જાઓ.**
**જાહેરાત કરેલી ઉદારતામાં કાંઈ માલ નથી.**

એવા ભાગ્યવાન જાણ્યા છે જેનો જમણો હાથ દાન કરે તો ડાંબા હાથને તેની ખબર પડતી નથી, જેઓ જરૂરીઆત જાણતાં તેને ઘેર અનાજની ગુણ કે ઘીનો ડબ્બો મોકલી આપે છે અને મોકલનાર કોણ તેનું નામ જણાવતા નથી. જેઓ નોકરી આપવામાં કે અભ્યાસ કરવામાં મોટી મદદ કરે છે, પણ જો આભાર તળે આવનાર માણસ તેનો આભાર દર્શાવવા જાય તો સભ્યતાપૂર્વક વાતને ઢીલી કરી નાખે છે અથવા આભારદર્શનના શબ્દો સાંભળતાં મનમાં કોચવાય છે. આ ખરું ઔદાર્ય છે, સાચી સેવાભાવના છે, હૃદયમાંથી ઊઠેલ સાચો દાનપ્રવાહ છે.

બાકી સાધારણ રકમ આપી આરસપહાણમાં નામ કોતરાવવાની તમન્ના રાખવી કે વરઘોડા ચઢાવી જેજેકાર બોલાવવો કે અતિ નાની રકમની વાત છાપામાં પ્રકટ કરવાની ઇચ્છા કરવી કે પોતે દાનેશ્વરી છે એમ કહેવરાવવાની ઇચ્છા કરવી એમાં **ખરી ઉદારતા** નથી, કોઈ પણ માણસ ઉદારતા કરે તેટલા પૂરતો તે તેનો ત્યાગ તો છે જ, પણ એમાં ખરો રસ જામતો નથી, અંતરની મોજ મણાતી નથી અને દાન કે સેવાની સાથે રહેલ વિશિષ્ટ ખમીરના ઉમળકા એમાં આવતા નથી. ગુપ્ત દાનનો સંતોષ ઓર છે, અંતરનું સાંત્વન અનુભવવા યોગ્ય છે, વિશિષ્ટ મનોરાજ્યની ભવ્યતા ભોગવવા યોગ્ય છે. એવે પ્રસંગે આત્મા જે ઉચ્ચ ભાવ અનુભવે છે તેની મજા તેનુ અંતર જ જાણે છે. અને તેમાં આત્માનુભવ જ સાક્ષી પૂરે છે. દાનનો આ આત્માંતર (subjective) ભાવ છે અને ખાસ અનુભવવા યોગ્ય છે.

બાકી પોતાના સ્નેહીને કાંઇ લાભ કર્યો તેની વાત બીજે કે બીજા પાસે કરવા લાલચ થઇ આવે તે તો વ્યવહારથી પણ ન બનવા લાયક હકીકત છે. એવી વૃત્તિ ચલાવવી ન જ ઘટે. ભાઇ ભાઇનું કે સ્નેહી સ્નેહીનુ કે મિત્ર મિત્રનું કામ કરી આપે, તેના ઢોલનગારાં ન જ હોઈ શકે અને એવી વાત કરવાની ઇચ્છા થાય તો મનમા વિચારવું કે પોતે હજુ ચાલુ વ્યવહારથી એક પગલું પણ આગળ વધેલ નથી. કામ કરવું કે સગવડ કરી આપવી એ તો મૈત્રીની ફરજ છે, એમાં જાહેરાતને સ્થાન કેમ ઘટે ? જેમ સ્ત્રીશરીર કપડાંથી આચ્છાદિત હોય ત્યારે જ શોભે છે, નગ્ન શરીર પર ઘૃણા આવે છે, એમ દાન કે સેવા પ્રચ્છન્ન હોય તેમાં જ એની ખરી કિંમત છે, એને જાહેર કરવા જતાં પોતાનું છીછરાપણું જ જાહેર થાય છે, અને એમાં રહેલી મોટાઇને બદલે હલકાઈ આગળ તરી આવે છે. જેઓ સખાવત કરી માનપત્રો લે છે તેમની સાંસારિક કીર્તિવૃત્તિ તૃપ્ત થતી હશે એમ માનીએ પણ તેઓનાં હૃદયમાં સદ્ગુણને સ્થાન નથી, પ્રગતિનો પાલવ તેમને સાંપડ્યો નથી અને ચાલુ સરણીથી તે જરા પણ ઊંચા આવ્યા નથી તેની એમાં જાહેરાત છે. એના

આત્મવિકાસ કે પરભવ-પ્રગતિને એમાં સ્થાન નથી એમ સમજવું, જે કરે તેની બલિહારી છે એમ સમજવા સાથે એની કીર્તિવૃત્તિ તરફ દયા ખાવી. એ વૃત્તિમાં આત્મવિકાસને સ્થાન નથી અને દુનિયાની કીર્તિ એ ઝાંઝવાનાં નીર જેવી છે, માટે ઉદારતા સાથે ગુણીપણું કેળવો. એમાં અનુભવથી જણાશે કે અહીં તથા આગળ લાભ ને લાભ જ છે.

"Talk not of good turn you did your friend. Forget it. Advertised generosity has no virtue. GOOD THOUGHTS P. 84.

( ૨૦૮ )

## સ્વાર્થી દુનિયા ઘણી નાની હોય છે, અને એની વસ્તીગણતરીની સંખ્યા માત્ર એકની જ હોય છે.

દરેક માણસ પોતપોતાની નાનકડી દુનિયા બનાવે છે. એ દુનિયાની પ્રશંસા મેળવવા ખાતર એ અનેક જાતના પ્રયત્નો કરે છે. કોઇ સારા કામ કરી સર્વની પ્રશંસા મેળવે છે, કોઇ ફૈભાંડ કરી, લાકડાં લડાવી, અગ્નિમા ઘાંસલેટ નાખી, બહાર તરી આવે છે અને તે રીતે પોતાની નાની દુનિયાને ચેતાવલી રાખે છે અને જાણે પોતે પણ દુનિયામાં કાંઇક છે એમ બતાવવા પ્રયત્ન કરે છે. પેટે પાટા બાધી કંજુસાઈથી પૂરું ન ખાનાર મખીચૂસો પણ અવસર આવે ત્યારે એ નાની દુનિયાને રીઝવવા ખાતર ધારે ઘી પીરસે છે અને થોડી વાહવાહ બોલાવવા ખાતર મોટી રકમનો ધૂમાડો કરી નાખે છે. પ્રત્યેક પ્રાણીને આ રીતે નાનું મોટું વર્તુળ જરૂર હોય છે અને એ વર્તુળ એટલે એની ઓળખાણવાળી દુનિયા અને એની પ્રશંસા મેળવવા ખાતર એ અનેક જાતના ચેનચાળા કરે છે અને એને રીઝવવા જાણે અજાણે એ લેવાઇ જાય છે. આવી નાની દુનિયા તરફ બેદરકારી બતાવનાર પણ એવી બેદરકારી દ્વારા પોતાનું નામ કઢાવવાના વિચારના હોય છે. પોતાની દુનિયા જ્યારે એના વખાણ કરે ત્યારે એને પોતાનું જીવન સફળ થયું લાગે છે અને પોતે મરવા પડે ત્યારે તેનામાં શુદ્ધિ હોય તો તે દુનિયાને રાજી રાખવાની ભલામણ વસીયતનામાથી કે માખિક ભલામણથી કરતો જાય છે. દુન્યવી માણસ આ દુનિયાને પોતાની ઓળખાણ કે સંબંધમાં આવેલ વર્તુળને કદી વિસારી શકતો નથી અને તેઓ પોતા માટે શું ધારે છે તે જાણવાની આતુરતા ઉઘાડી કે ગુપ્ત રીતે સેવ્યા કરે છે.

સ્વાર્થી માણસ પોતાના સ્વાર્થને જ જુએ છે. પોતાને એક રૂપિયાનો લાભ થતો હોય તો તેની ખાતર એ સામાને હજાર કે લાખોનું નુકસાન કરવામાં પાછું વાળીને જોતો નથી. એની નજર પોતાના લાભ તરફ જ હોય છે, એની દુનિયાની કુલ વસ્તી એક માણસની જ હોય છે, એને સ્નેહ નથી, સંબંધ નથી, સગપણ નથી, નાના મોટાનો વેરો નથી, વડીલનું આજ્ઞાંકિતપણું નથી કે બાળક તરફ વાત્સલ્ય નથી. એ તો 'મે પીયા, મેરા બેલને પીયા, અબ કુવા ગીર જાઓ.' એ વાળી વાત કરે છે. કૂવાને કાંઠે હોય, પોતે પાણી પીધું, પોતાના બળદે પીધું, હવે કૂવો પડે ભાડમા-આવી એની વૃત્તિ હોય છે. એની ગણતરી પોતા પૂરતી જ હોય છે, એને સરવાળા જમે તગડના કરવા ગમે છે, એને બાદબાકી પરની

સુધર્મકલ્પે ઇન્દ્રનું, વળી, આયુ બે સાગરતણું;
ઇશાનકલ્પે અલ્પઅધિકે, આયુ બે સાગર સુણું;
સનત્કુમારે સાત સાગર, કલ્પ ત્રીજે સુણતાં;
માહેન્દ્રકલ્પે સાત સાગર, અલ્પ અધિકે માનતાં. ૨૧

દશ સાગર બ્રહ્મ કલ્પે, લાંતકે ચૌદ જ કહ્યું;
શુક્ર સત્તર સાગરે વળી, અઢાર સહસ્રારે રહ્યું;
ઓગણીશ આનત વીશ પ્રાણત, આરણ એકવીશથી;
અચ્યુતમાંહિ આયુ ગણવું, સાગર બાવીશથી. ૨૨

પ્રથમ બીજી ત્રીજી ચોથી, પાંચમી છઠ્ઠી સહી;
સાતમી ને આઠમી વળી, નવમી તે મનમાં ગ્રહી;
ગ્રૈવેયકોના સ્થાન નવમાં, આદિ ત્રેવીશે કરી;
એકેક સાગર અધિક વધતા, એકત્રીસ જ મન ધરી. ૨૩

વિજયાદિ ચાર સ્થાને, આયુ બત્રીશ સાગરું;
સર્વાર્થસિદ્ધે પૂર્ણ સાગર, તેત્રીશે શુભ સુંદરું;
ઉત્કૃષ્ટ આયુ પૂર્ણ થાતા, કહું જઘન્ય હવે મુદા;
સૂત્રભાવો કંઠ ધરતાં, પ્રમાદ-નિંદ તજો સદા. ૨૪

વૈમાનિક દેવોનું જઘન્ય આયુષ્ય—

સૂત્ર—( ૩૯ ) अपरा पल्योपममधिकं च ॥ ( ૪૦ ) सागरोपमे ॥ ( ૪૧ ) अधिके च ॥ ( ૪૨ ) परतः परतः पूर्वा पूर्वानन्तरा ॥

સુધર્મકલ્પે જઘન્ય આયુ, એક પલ્યોપમતણું;
અલ્પ અધિકે પલ્યકેરું, કલ્પ ઇશાને ભણું;
સાગર બેનું કલ્પ ત્રીજે, આયુ ધરતા દેવતા;
બેથી અધિકું કલ્પ ચોથે, દેવ ભોગો સેવતા ૨૫

સાત સાગર કલ્પ પંચમા, કલ્પ છઠ્ઠે દશ ધરે,
સાતમે વળી ચૌદ સાગર, આઠમે સત્તર ધરે;
આનતાદિ ચાર કલ્પે, અઢાર ઓગણીસ સાગરું;
વીશ એકવીશ જઘન્ય આયુ, દેવ ધરતાં મનોહરું. ૨૬

ગ્રૈવેયકોના સ્થાન નવમા, આદિ બાવીશ જાણવું;
ત્રીશ સાગર સ્થાન નવમે, જઘન્ય આયુ માનવું;
વિજયાદિ ચાર અનુત્તરોમા, એકત્રીશ જ સાગરું;
સર્વાર્થસિદ્ધે જઘન્ય નહિ પણ, પૂર્ણ તેત્રીશ મનોહરું. ૨૭

નારકોનું જઘન્ય આયુષ્ય—

પ્રથમ કલ્પ સુધર્મ નામે, ઈશાન બીજો જાણવો;
સનત ને માહેન્દ્ર બ્રહ્મ, લાન્તકને પિછાણવો;
શુક્ર ને સહસ્રાર કલ્પ, આનત ને પ્રાણત કહી;
આરણ કલ્પ અગ્યારમો, વળી બારમો અચ્યુત સહી. ૧૨

નવની સંખ્યા ગ્રૈવેયકની; સાંભળો મન સ્થિર રહી;
વિજય ને વળી વૈજયંત, જયન્ત અપરાજિત સહી;
સર્વાર્થસિદ્ધ એ દેવ પાંચે, અનુત્તરના જાણવા;
એમ વૈમાનિક દેવો, છવ્વીસે અવધારવા. ૧૩

અનુક્રમે ઊંચે ઊંચે રહેલા દેવો સ્થિતિ, પ્રભાવ, સુખ, કાંતિ, લેશ્યાવિશુદ્ધિ, ઇન્દ્રિયની પટુતા, અવધિજ્ઞાન વિગેરે હેતુઓમાં અધિકતા અને ગતિ, શરીર, પરિગ્રહ, અભિમાન વિગેરે હેતુઓમાં ઊતરતા છે.

**સૂત્ર—(૨૧) સ્થિતિપ્રભાવસુખદ્યુતિલેશ્યાવિશુદ્ધીન્દ્રિયાવધિવિષયતોऽधिकाः ॥ (૨૨) गतिशरीरपरिग्रहाभिमानतो हीनाः ॥**

સ્થિતિ ને પ્રભાવ સુખો, દ્યુતિ લેશ્યા ભાવથી;
ઇન્દ્રિય ને વળી અવધિવિષયો, વધત ક્રમ પ્રસ્તાવથી;
ગતિ ને વળી દેહમાને, પરિગ્રહ અભિમાનતા;
અગ્રે અગ્રે પુણ્ય વધતાં, સર્વ તે ઘટતા જતા. ૧૪

વૈમાનિકના પ્રથમ બે ભેદોમાં તેજોલેશ્યા. પછીના ત્રણ ભેદોમાં પદ્મલેશ્યા. છઠ્ઠા દેવલોકથી બાકીના તમામ દેવલોકમાં શુક્લલેશ્યા.

**સૂત્ર—(૨૩) पीतपद्मशुक्ललेश्या द्वित्रिशेषेषु ॥**

પ્રથમના બે કલ્પમાંહિ, પીતલેશ્યા વર્તતી;
પછીના ત્રણ કલ્પદેવે, પદ્મલેશ્યા ભાસતી;
લાંતકાદિ દેવ સર્વે, શુક્લલેશ્યાથી ભર્યા;
શુભશુભતર દ્રવ્ય લેશ્યે, દેવ ઊંચ સ્થાને રહ્યા. ૧૫

ગ્રૈવેયકથી પહેલાંના દેવો કલ્પોપપન્ન કહેવાય. બ્રહ્મલોકને છેડે રહેલાં લોકાંતિક કહેવાય. લોકાંતિકના ૯ ભેદો છે. પ્રથમના ચાર અનુત્તર વિમાનોના દેવો એકાવતારી નહિ પણ બે ભવ દેવના અને બે ભવ મનુષ્યના કરીને મોક્ષે જનારો હોય છે અને સર્વાર્થસિદ્ધ વિમાનના દેવો એકાવતારી હોય છે.

**સૂત્ર—(૨૪) प्राग्ग्रैवेयकेभ्यः कल्पाः ॥ (૨૫) ब्रह्मलोकालया लोकान्तिकाः ॥ (૨૬) सारस्वतादित्यवह्न्यरुणगर्दतोयतुषिताव्याबाधमरुतोऽरिष्टाश्च ॥ (૨૭) विजयादिषु द्विचरमाः ॥**

સુધર્મકલ્પે ઇન્દ્રનું વળી, આયુ બે સાગરતણું;
ઈશાનકલ્પે અલ્પઅધિકે, આયુ બે સાગર સુણું;
સનત્કુમારે સાત સાગર, કલ્પ ત્રીજે સુણતા,
માહેન્દ્રકલ્પે સાત સાગર, અલ્પ અધિકે માનતાં　૨૧

દશ સાગર બ્રહ્મ કલ્પે, લાંતકે ચૌદ જ કહ્યું,
શુક્ર સત્તર સાગરે વળી, અઢાર સહસ્રારે રહ્યું,
ઓગણીશ આનત વીશ પ્રાણત, આરણ એકવીશથી,
અચ્યુતમાહિં આયુ ગણવું, સાગર બાવીશથી　૨૨

પ્રથમ બીજી ત્રીજી ચોથી, પાંચમી છઠ્ઠી સહી;
સાતમી ને આઠમી વળી, નવમી તે મનમા રહી,
ગ્રૈવેયકોના સ્થાન નવમા, આદિ ત્રેવીશે કરી,
એકેક સાગર અધિક વધતા, એકત્રીસ જ મન ધરી.　૨૩

વિજયાદિ ચાર સ્થાને, આયુ બત્રીશ સાગરુ,
સર્વાર્થસિદ્ધે પૂર્ણ સાગર, તેત્રીશે શુભ સુંદરુ,
ઉત્કૃષ્ટ આયુ પૂર્ણ થાતા, કહું જઘન્ય હવે મુદા,
સૂત્રભાવો કંઠ ધરતા, પ્રમાદ-નિંદ તજો સદા　૨૪

વૈમાનિક દેવોનુ જઘન્ય આયુષ્ય—

सूत्र—( ३९ ) अपरा पल्योपममधिकं च ॥ ( ४० ) सागरोपमे ॥ ( ४१ ) अधिके च ॥ ( ४२ ) परतः परतः पूर्वा पूर्वानन्तरा ॥

સુધર્મકલ્પે જઘન્ય આયુ, એક પલ્યોપમતણું,
અલ્પ અધિકે પલ્યકેરું, કલ્પ ઈશાને ભણું,
સાગર બેનુ કલ્પ ત્રીજે, આયુ ધરતા દેવતા,
બેથી અધિકુ કલ્પ ચોથે, દેવ ભોગો સેવતા　૨૫

સાત સાગર કલ્પ પંચમા, કલ્પ છઠ્ઠે દશ ધરે,
સાતમે વળી ચૌદ સાગર, આઠમે સત્તર ધરે,
આનતાદિ ચાર કલ્પે, અઢાર ઓગણીસ સાગરુ,
વીશ એકવીશ જઘન્ય આયુ, દેવ ધરતા મનોહરુ　૨૬

ગ્રૈવેયકોના સ્થાન નવમા, આદિ બાવીશ જાણવું;
ત્રીશ સાગર સ્થાન નવમે, જઘન્ય આયુ માનવું,
વિજયાદિ ચાર અનુત્તરોમા, એકત્રીશ જ સાગરુ,
સર્વાર્થસિદ્ધે જઘન્ય નહિ પણ, પૂર્ણ તેત્રીશ મનોહરુ.

જઘન્ય આયુષ્ય—

નવ ગ્રૈવેયક દેવ પૂર્વે, સર્વ કલ્પોપપન્ન કહ્યા;
નવ લોકાંતિક બ્રહ્મલોકે, સ્થાન રાખીને રહ્યા;
સારસ્વત આદિત્ય વહ્નિ, અરુણ ગર્દતોયને;
તુષિત અવ્યાબાધ, મરુત, અરિષ્ટ નવમો માનને. ૧૬
વિજય આદિ ચાર સ્થાને, દેવ દ્વિચરમા ભણું;
મનુષ્યના બે ભવ જ પામી, મુક્તિ પામે તે સુણું;
સર્વાર્થસિદ્ધે દેવ ઉત્તમ, એક અવતારી કહ્યા;
મનુષ્ય જન્મ પામીને વળી, મુક્તિ મંદિર જઇ રહ્યા. ૧૭

દેવ, નારકી અને મનુષ્ય સિવાયના બાકીના બધા તિર્યંચો જાણવા.

**સૂત્ર—(૨૮) औपपातिकमनुष्येभ्यः शेषास्तिर्यग्योनयः ॥**

ઔપપાતિક શબ્દથી વળી, દેવ નરકો જાણવા;
નર અતિ એમ છંડી ગ્રહુને, શેષ તિર્યંચ માનવા;
નરક દેવો નર ગતિના, જીવ પંચે દ્રિય કહ્યા;
એકાદિ ઇન્દ્રિય પંચ સુધીના, જીવ તિર્યંચો લહ્યા. ૧૮

ભુવનપતિના દક્ષિણ અને ઉત્તર તરફના ઇન્દ્ર તથા દેવોનું આયુષ્ય—

**સૂત્ર—(૨૯) स्थितिः ॥ (३०) भवनेषु दक्षिणार्धाधिपतीनां पल्योपममध्यर्धम् ॥ (३१) शेषाणां पादोने ॥ (३२) असुरेन्द्रयोः सागरोपममधिकं च ॥**

સ્થિતિ શબ્દે જીવકેરું, આયુ બે ભેદે કરી;
ઉત્કૃષ્ટ ને જઘન્ય ભેદે, ધારવું તે ચિત્ત ધરી;
ભુવનપતિના દેવ દક્ષિણ, દિશિ ભાગે જે રહે;
દોઢ પલ્યોપમતણું છે, આયુ એમ બહુશ્રુત કહે. ૧૯
શેષ ઉત્તર દિશિ ભાગે, દેવ વસતા બાકીના;
પાઉણા બે પલ્યકેરા, કાળ ગમતા ભોગના;
અસુરના વળી ઇન્દ્ર દક્ષિણ, એક સાગર ભોગવે;
ઉત્તરતણા વળી ઇન્દ્ર ભોગે, અધિક સાગર અનુભવે. ૨૦

વૈમાનિક દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય—

**સૂત્ર—(૩૩) सौधर्मादिषु यथाक्रमम् ॥ (३४) सागरोपमे ॥ (३५) अधिके च ॥ (३६) सप्त सानत्कुमारे ॥ (३७) विशेषत्रिसप्तदशैकादशत्रयोदशपंचदशभिरधिकानि च ॥ (३८) आरणाच्युतादूर्ध्वमेकैकेन नवसु ग्रैवेयकेषु विजयादिषु सर्वार्थसिद्धे च ॥**

સુધર્મકલ્પે ઇન્દ્રનું વળી, આયુ બે સાગરતણું;
ઇશાનકલ્પે અલ્પઅધિકે, આયુ બે સાગર સુણું;
સનત્કુમારે સાત સાગર, કલ્પ ત્રીજે સુણતાં;
માહેન્દ્રકલ્પે સાત સાગર, અલ્પ અધિકે માનતાં. ૨૧
દશ સાગર બ્રહ્મ કલ્પે, લાંતકે ચૌદ જ કહ્યું;
શુક્ર સત્તર સાગરે વળી, અઢાર સહસ્રારે રહ્યું;
ઓગણીશ આનત વીશ પ્રાણત, આરણ એકવીશથી;
અચ્યુતમાંહિ આયુ ગણવું, સાગર બાવીશથી.
પ્રથમ બીજી ત્રીજી ચોથી, પાંચમી છઠ્ઠી સહી;
સાતમી ને આઠમી વળી, નવમી તે મનમાં ગ્રહી;
ગ્રૈવેયકોના સ્થાન નવમાં, આદિ ત્રેવીશે કરી;
એકેક સાગર અધિક વધતાં, એકત્રીસ જ મન ધરી. ૨૩
વિજયાદિ ચાર સ્થાને, આયુ બત્રીશ સાગરુ;
સર્વાર્થસિદ્ધે પૂર્ણ સાગર, તેત્રીશે શુભ સુંદરું;
ઉત્કૃષ્ટ આયુ પૂર્ણ થાતા, કહું જઘન્ય હવે મુદા;
સૂત્રભાવો કંઠ ધરતાં, પ્રમાદ-નિંદ તજો સદા. ૨૪

વૈમાનિક દેવોનું જઘન્ય આયુષ્ય—

સૂત્ર—( ૩૯ ) अपरा पल्योपममधिकं च ॥ ( ૪૦ ) सागरोपमे ॥ ( ૪૧ ) अधिके च ॥ ( ૪૨ ) परतः परतः पूर्वा पूर्वानन्तरा ॥

સુધર્મકલ્પે જઘન્ય આયુ, એક પલ્યોપમતણું;
અલ્પ અધિકે પલ્યકેરું, કલ્પ ઇશાને ભણું;
સાગર બેનું કલ્પ ત્રીજે, આયુ ધરતાં દેવતા;
બેથી અધિકું કલ્પ ચોથે, દેવ ભોગો સેવતાં. ૨૫
સાત સાગર કલ્પ પંચમા, કલ્પ છટ્ઠે દશ ધરે;
સાતમે વળી ચૌદ સાગર, આઠમે સત્તર ધરે;
આનતાદિ ચાર કલ્પે, અઢાર ઓગણીસ સાગરુ;
વીશ એકવીશ જઘન્ય આયુ, દેવ ધરતાં મનોહરું. ૨૬
ગ્રૈવેયકોના સ્થાન નવમા, આદિ બાવીશ જાણવું;
ત્રીશ સાગર સ્થાન નવમે, જઘન્ય આયુ માનવું;
વિજયાદિ ચાર અનુત્તરોમાં, એકત્રીશ જ સાગરુ;
સર્વાર્થસિદ્ધે જઘન્ય નહિ પણ, પૂર્ણ તેત્રીશ મનહરું. ૨૭

નારકોનું જઘન્ય આયુષ્ય—

सूत्र—( ४३ ) नारकाणां च द्वितीयादिषु ॥ ( ४४ ) दशवर्षसहस्राणि प्रथमायाम् ॥

પ્રથમ નરકે અલ્પ આયુ, વર્ષ દશ હજારથી,
બીજી નરકે એક સાગર, કહ્યુ સૂત્રવિચારથી,
ત્રીજી આદિ સાતે સુધી, આયુ સાગર માનવા,
ત્રણ સાત ને દશ જ સત્તર, ચરમ બાવીશ જાણવા ૨૮

ભુવનપતિ અને વ્યન્તરોનુ આયુષ્ય—

सूत्र—(४५) भवनेषु च ॥ (४६) व्यन्तराणां च ॥ (४७) परापल्योपमम् ॥

ભુવનપતિના દેવકેરુ, આયુ જઘન્ય જાણજો,
વર્ષ દશ હજાર માની, સૂત્ર અર્થો ધારજો,
વર્ષ દશ હજારકેરુ, આયુ વ્યન્તર દેવમા,
ઉત્કૃષ્ટ આયુ પલ્ય માનો, સૂત્ર અર્થે ધ્યાનમા ૨૯

જ્યોતિષી દેવોનુ ઉત્કૃષ્ટ તથા જઘન્ય આયુષ્ય—

सूत्र—(४८) ज्योतिष्काणामधिकम् ॥ (४९) ग्रहाणामेकम् (५०) नक्षत्राणामर्धम् ॥ (५१) तारकाणां चतुर्भागः ॥ (५२) जघन्या त्वष्टभागः ॥ (५३) चतुर्भागः शेषाणाम् ॥

જ્યોતિષ ચક્રે ચન્દ્ર સૂર્ય, આયુ ધરતા પલ્યનુ,
લાખ ને વળી સહસ્ર અધિકે, માન ધરતા વર્ષનુ,
ગ્રહતણુ એક પલ્ય પૂરું, માનવુ તે સૂત્રથી,
નક્ષત્રમાહિ પલ્ય અર્ધુ, ધારવુ તે માનથી ૩૦

પલ્ય ચોથા ભાગમા વળી, તારકો સુખ અનુભવે,
આઠમા વળી પલ્ય ભાગે, અલ્પ આયુ ભોગવે,
તારકો વિણુ ચાર સ્થાને, અલ્પ આયુ જાણજો,
પલ્ય ચોથો ભાગ ઇણુ વિધ, સૂત્રભાવ વિચારજો ૩૧

इति संग्रहकार–वाचकप्रवर–श्रीमदुमास्वातिविरचिततत्त्वार्थसूत्रे शास्त्रविशारद-कविरत्नाचार्य–श्रीमद्विजयामृतसूरीश्वरपादपद्मपरागरसास्वादरागषट्पद-मुनिरामविजयविरचितगुर्जरभाषानुवादसंकलितश्चतुर्थोऽध्यायः ॥



# પ્રમાણની વ્યાખ્યા અને સંખ્યા

( લેખક—પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ. )

જ્ઞાન એ અજબ શક્તિ છે અને એ યથાર્થ રીતે મેળવવું એ બુદ્ધિશાળી મનુષ્યનું કર્તવ્ય છે. કોઈ પણ પદાર્થ વિષે સાચો નિર્ણય જે વડે કરાય તે 'પ્રમાણ' કહેવાય છે. આવું પ્રમાણનું લક્ષણ વાચકવર્ય **ઉમાસ્વાતિ**એ પોતે રચેલા **તત્ત્વાર્થસૂત્ર** ( અ. ૧, સૂ. ૧૨ ) ના સ્વોપજ્ઞ ભાષ્યમાં રજૂ કર્યું છે. એમના પછી થયેલા અનેક જૈન આચાર્યોએ પ્રમાણનાં લક્ષણો આપ્યાં છે.[૧] આ બધામાં **સિદ્ધસેન દિવાકર** અગ્રસ્થાને છે. એમણે સ્વ તેમજ પરના પ્રકાશક અને બાધાથી રહિત એવા જ્ઞાનને 'પ્રમાણ' કહ્યું છે. મીમાંસકોએ 'બાધવર્જિત' પદ અને **ધર્મકીર્તિ**એ 'અવિસંવાદિ' પદ જે અર્થમાં વાપરેલું છે એ જ અર્થમાં **સિદ્ધસેન દિવાકરે** 'બાધવિવર્જિત' એવું પદ યોજ્યું છે. દિગંબર સંપ્રદાયમા **સમન્તભદ્ર, અકલંક, વિદ્યાનંદ** અને **માણિક્યનંદી** એ આચાર્યોએ પ્રમાણનાં લક્ષણો ઉત્તરોત્તર શુદ્ધિ અને પોતાની પરિસ્થિતિની દૃષ્ટિએ રજૂ કર્યાં છે. શ્વેતાંબર આચાર્યોમાં **સમ્મઇપયરણ**ના ટીકાકાર **અભયદેવસૂરિ**એ **વિદ્યાનંદ**નું અંશતઃ અનુકરણ કર્યું છે, અને વાદી દેવસૂરિએ તો વિદ્યાનંદે આપેલા પ્રમાણના લક્ષણને વધાવી લીધું છે. કલિકાલસર્વજ્ઞ **હેમચન્દ્રસૂરિ**એ [૨]**પ્રમાણમીમાંસા**માં 'અર્થનો-પદાર્થનો સાચો બોધ તે પ્રમાણ' એમ એમની સર્વતંત્ર સ્વતંત્ર પ્રતિભાને અનુરૂપ એવું પ્રમાણનું લક્ષણ આપ્યું છે.

જેમ જૈન જગતમાં પ્રમાણના લક્ષણ પરત્વે સુધારાવધારા થયેલા જોવાય છે તેમ અજૈન જગતમાં પણ બન્યું છે એમા વૈશેષિક દર્શનના પ્રણેતા [૩]**કણાદ**નું સ્થાન પ્રથમ છે. એમણે "**अदुष्टं विद्या**" એમ પ્રમાણસામાન્યનું લક્ષણ યોજ્યું અને તેમ કરીને કારણની શુદ્ધિ ઉપર સવિશેષ ભાર મૂક્યો. નૈયાયિક દર્શનના પ્રણેતા [૪]**અક્ષપાદે ન્યાયસૂત્ર**માં પ્રમાણનું લક્ષણ રજૂ કર્યું નથી પણ એના ઉપર **વાત્સ્યાયન ઊર્ફે પક્ષિલસ્વામી**એ જે ભાષ્ય રચ્યું એમાં એ ત્રુટીને દૂર કરી. પણ એમણે કણાદની જેમ કારણની શુદ્ધિ તરફ ધ્યાન ન દેતાં માત્ર ઉપલબ્ધિરૂપ ફળ તરફ લક્ષ્ય આપ્યું. **વાચસ્પતિ મિશ્રે** આમાં ફેરફાર કરી પ્રમાણસામાન્યના લક્ષણને પરિપૂર્ણ બનાવ્યું આ લક્ષણને **ઉદયનાચાર્યે કુસુમાંજલિ**માં અપનાવ્યું અને તેમ કરતી વેળા એને '**ગૌતમનયને સમત**' એમ કહ્યું, એમના પછી રચાયેલાં ન્યાય-વૈશેષિક શાસ્ત્રોમાં પણ આ જ લક્ષણ સ્વીકારાયું છે.[૫]

મીમાંસકોમાં **પ્રભાકર** અને **કુમારિલ** એ બે નામો અને બૌદ્ધોમાં **અસંગ, વસુબન્ધુ,**

---

૧. આમાંનાં થોડાંક મેં 'આર્હતદર્શનદીપિકા' (પૃ. ૧૬૬)માં આપ્યાં છે. ૨. આ પહેલાં પણ **પ્રમાણમીમાંસા** નામની એક કૃતિ હરિભદ્રસૂરિની પૂર્વે થઈ ગયેલા કોઈ આચાર્યે રચી છે, એનો નિર્દેશ **અનેકાન્તજયપતાકા**ના પાંચમા અધિકાર (દ્વિતીય ખંડ, પૃ. ૬૮) માં છે. ૩. એમને 'કણભુજ' પણ કહેવામાં આવે છે. ૪. એમનું બીજું નામ 'ગૌતમ' છે. ૫. જુઓ **પ્રમાણમીમાંસા** ઉપરના પં. સુખલાલજીના 'ભાષાટિપ્પણ.'

દિઙ્નાગ અને ધર્મકીર્તિ એ નામો એમની ન્યાયનિપુણતા માટે જાણીતા છે. આ બંને જગતોમાં પણ પ્રમાણનું લક્ષણ જુદી જુદી રીતે જણાવેલું છે. આમ ભારતીય દર્શનોમાં પ્રમાણની જુદી જુદી વ્યાખ્યા મળે છે અને તે જુદી જુદી અપેક્ષાએ ઘટાવી શકાય તેમ છે. અનેકાન્તવાદીને તો એ જ્ઞાન સાથે આનંદનો વિષય બની શકે તેમ છે.

## સંખ્યા.

જેમ પ્રમાણનાં લક્ષણો પરત્વે એની વ્યાખ્યાઓના સંબંધમાં વિવિધતા જોવાય છે તેમ એની સંખ્યા પરત્વે દર્શનો અનુસાર અને કેટલીક વાર તો એક જ દર્શનમાં ભેદ જોવાય છે. આ ભેદનાં બે કારણ જણાય છે.

(૧) અમુકને પ્રમાણ માનવું કે નહિ? (૨) અમુકને સ્વતંત્ર પ્રમાણ માનવું કે નહિ?[1]

જૈન દર્શનમાં બે પરંપરા જોવાય છેઃ **તત્ત્વાર્થસૂત્ર** (અ. ૧, સૂ૦ ૧૧-૧૨) પ્રમાણે પ્રત્યક્ષ અને પરોક્ષ એમ પ્રમાણના બે પ્રકારો છે.

આ તત્ત્વજ્ઞાનના લઘુ અને તેમ છતાં અદ્વિતીય ગ્રંથ(અ. ૧, સૂ. ૬)ના ભાષ્યમાં આ બે પ્રકારો સૂચવાયા છે અને સાથે સાથે નયવાદના ભેદને લઈને કેટલાક ચાર પ્રમાણો માને છે એમ પણ ત્યાં કહેવાયું છે. પરંતુ આ ચારનો નામનિર્દેશ અહીં નથી. જો કે અ. ૧, સૂ. ૩૫ ના ભાષ્ય(પૃ. ૧૨૬)માં છે. વળી એની ગંધહસ્તી **સિદ્ધસેનગણિકૃત** ટીકા(પૃ. ૫૨)માં પણ છે. ત્યાં પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આગમ એમ ચાર પ્રમાણોનો ઉલ્લેખ છે. વિશેષમાં ત્યાં એ પ્રશ્ન ઉઠાવાયો છે કે **નંદી**માં પ્રમાણ બે પ્રકારનાં ગણાવાયાં છે ત્યારે **અણુઓગદ્દાર**માં ચાર કેમ ગણાવાયાં છે? અહીં હું એ હકીકત ઉમેરીશ કે **વિવાહપણ્ણત્તિ**(શ. ૫, ઉ. ૪, સૂ. ૧૯૩)માં તેમજ ઠાણ (સ્થા. ૪, ઉ. ૩, સૂ. ૩૩૮) માં પણ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આગમ એમ ચાર પ્રમાણો ગણાવ્યા છે.

**તત્ત્વાર્થસૂત્ર**(અ. ૧, સૂ. ૧૨)ના ભાષ્ય(પૃ. ૭૫)માં એવો સવાલ રજૂ કર્યો છે કે કેટલાક અનુમાન, ઉપમાન, આગમ, અર્થાપત્તિ, સંભવ અને અભાવ એ બધાને પ્રમાણ માને છે તેનું કેમ? આનો ત્યાં બે રીતે ઉત્તર આપ્યો છે. (૧) આ બધાનો મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનમાં અંતર્ભાવ થાય છે. એમાં એ આવી જાય છે અને (૨) એ પ્રમાણો નથી કેમકે મિથ્યાદર્શને એનો સ્વીકાર કર્યો છે-એક નય પ્રમાણેનું એ કથન છે તેમજ એનો વિપરીત ઉપદેશ અપાયો છે.

ગંધહસ્તી **સિદ્ધસેનગણિએ તત્ત્વાર્થસૂત્ર**(અ. ૧, સૂ. ૧૦)ની ટીકા(પૃ. ૭૦)માં કહ્યું છે કે-કાપિલોએ (સાંખ્યોએ) પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એમ ત્રણ પ્રમાણો, આક્ષપાદોએ (નૈયાયિકોએ) ઉપમાન સહિત એ ત્રણ એટલે કે એકંદર ચાર, મીમાંસકોએ આ ઉપરાંત અર્થાપત્તિ અને અભાવ એમ કુલ્લે ૭, માયાસૂનવીયોએ (બૌદ્ધોએ) પ્રત્યક્ષ અને અનુમાન એમ બે, અને કાણભુજોએ (વૈશેષિકોએ) બે અથવા ત્રણ પ્રમાણો

૧. જુઓ ગંધહસ્તી સિદ્ધસેનગણિની તત્ત્વાર્થસૂત્રની ટીકા (પૃ. ૭૧).

સ્વીકાર્યાં છે. આમાંથી સાંખ્યો, નૈયાયિકો (અક્ષપાદના અનુયાયીઓ) અને જૈમિનીયો (મીમાંસકો) કયા કયા પ્રમાણો માને છે તેનો સ્પષ્ટ ઉલ્લેખ આ ગણિએ ૭૫ મા પૃષ્ઠમાં કર્યો છે. વિશેષમાં એ જ પૃષ્ઠ ઉપર અર્થાપત્તિના શબ્દાર્થાપત્તિ અને અર્થાર્થાપત્તિ એમ બે પ્રકારો પણ એમણે સમજાવ્યા છે, પણ એમણે કે ઉમાસ્વાતિએ પાંચ કે છથી અધિક પ્રમાણો કોણ માને છે તેનો ઉલ્લેખ કર્યો હોય એમ જણાતું નથી.

વૈશેષિકો બે અથવા ત્રણ પ્રમાણ માને છે એમ જે **સિદ્ધસેનગણિએ** કહ્યું છે તે ખાસ વિચારવા જેવી વસ્તુ છે, કેમ કે **ષડ્દર્શનસમુચ્ચયમાં હરિભદ્રસૂરિએ** વૈશેષિકો બે પ્રમાણો માને છે એમ કહ્યું છે. વળી **રાજશેખરસૂરિએ** પણ પોતે રચેલ **ષડ્દર્શન-સમુચ્ચયમાં** એમ જ કહ્યું છે. દિગંબર આચાર્ય **વિદ્યાનંદે** પણ 'વૈશેષિકોને બે પ્રમાણ માન્ય છે' એવું પ્રતિપાદન કર્યું છે.

મલધારી **હેમચન્દ્રસૂરિએ વિસેસાવસ્સયભાસની** ટીકામાં ગણધરવાદનું નિરૂપણ કરતી વેળા ૬૬૬ મા પૃષ્ઠમાં વૈશેષિકો પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એમ ત્રણ પ્રમાણો માને છે એમ કહ્યું છે. કલિકાલસર્વજ્ઞ **હેમચન્દ્રસૂરિએ** પણ **પ્રમાણમીમાંસા** (અ. ૧. આ. ૧, સૂ. ૯) ની સ્વોપજ્ઞ વૃત્તિમાં 'પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એમ વૈશેષિકો ત્રણ પ્રમાણ માને છે' એમ કહ્યું છે. **ન્યાયાવતારની** વૃત્તિ (પૃ. ૯)માં **સિદ્ધર્ષિએ** પણ આમ જ પ્રતિપાદન કર્યું છે. આમ ઓછામાં ઓછા ત્રણ જૈનાચાર્યો ત્રણ પ્રમાણવાળું મંતવ્ય રજૂ કરે છે.

બે પ્રમાણો કહેનારા પણ જૈન આચાર્યો છે તેમાં **હરિભદ્રસૂરિ** અગ્રેસર હોય એમ જણાય છે. **પ્રશસ્તપાદે** શાબ્દ, ઉપમાન વગેરે પ્રમાણોનો સમાવેશ અનુમાનમાં થાય છે એમ કહ્યું છે અને એ ઉપરથી ઉત્તરકાલીન તાર્કિકોએ 'વૈશેષિકો બે પ્રમાણ માને છે' એ પ્રમાણે નિર્દેશ કર્યો છે. કણાદે રચેલા **વૈશેષિક દર્શન** (સૂ. ૯-૨-૩) ગત "**एतेन शाब्दं व्याख्यातम्**" સૂત્રમાંથી એ જ સૂર નીકળે છે જે **પ્રશસ્તપાદ શંકર-મિશ્ર** વગેરે વિદ્વાનોએ દર્શાવ્યો છે.

આ ઉપરથી એમ જણાય છે કે વૈશેષિકો બે અથવા ત્રણ પ્રમાણો માને છે એમ **સિદ્ધસેનગણિની** પૂર્વે કોઇ જૈન આચાર્યે કહ્યું હોય એમ જણાતું નથી. એમના પછી પણ કહેનાર તરીકે અત્યારે તો હું વાદીદેવસૂરિનો જ નિર્દેશ કરી શકું છું. એમણે **સ્યાદ્વાદરત્નાકરમાં** પૃ. ૩૧૩ માં વૈશેષિકોની બે પ્રમાણવાળી માન્યતા અને પૃ. ૧૦૪૧ માં ત્રણ પ્રમાણવાળી માન્યતા રજૂ કરી છે, પણ બે એક સાથે રજૂ કરી હોય એમ જણાતું નથી.

આથી એ પ્રશ્ન ઉદ્ભવે છે કે વૈશેષિકોમાં શું એક કરતાં વધારે શાખાઓ છે? અને જો હોય તો કઈ શાખા કેટલા પ્રમાણ માને છે અને તેનું શું કારણ છે? આનો ઉત્તર **ન્યાયાવતારની** વૃત્તિ ઉપરના **દેવભદ્રકૃત** ટિપ્પણ (પૃ. ૯)માંથી મળે છે. ત્યાં કહ્યું છે કે **વ્યોમશિવના** અભિપ્રાય પ્રમાણે સિદ્ધર્ષિએ વૈશેષિકનાં ત્રણ પ્રમાણ ગણાવ્યાં છે; બાકી **કંદલીકાર**[૧] તો એનાં બે જ પ્રમાણો ગણાવે છે. એ **વ્યોમશિવ** તે **રાજશેખર-**

૧. કંદલીકાર શબ્દથી **ન્યાયકંદલીના** કર્તા **શ્રીધર** સમજવાના છે. તેઓ ઇ. સ. ૯૯૧

સૂરિએ **ષડ્દર્શનસમુચ્ચય**( પૃ. ૧૨ )માં જણાવ્યા પ્રમાણે **પ્રશસ્તપાદ**ના ભાષ્ય ઉપર **વ્યોમમતિ** નામની ટીકાના રચનાર છે. આથી **સિદ્ધર્ષિ**એ ત્રણ કેમ ગણાવ્યાં તેનો ખુલાસો મળે છે, પણ **સિદ્ધસેનગણિ** તો **વ્યોમશિવ** કરતાં પ્રાચીન હોય એમ લાગે છે અને જો એમ જ હોય તો એમણે જે ત્રણ ગણાવ્યાં તે **વ્યોમશિવ** જે શાખામાં થયા તેમાં થયેલા કોઇ આચાર્યની માન્યતાના આધારે એમણે એમ કહ્યું હશે એમ ભાસે છે.

**સિદ્ધસેન**ગણિકૃત ટીકા( પૃ. ૭૧ )માં કહ્યું છે કે બધું જ જ્ઞાન પ્રત્યક્ષ છે, કેમકે 'અક્ષ' શબ્દ મન, ઇન્દ્રિય અને જીવ એ ત્રણને વિષે રૂઢ છે. આવરણથી યુક્ત આ જ્ઞાન છે કે નહિ એના ઉપર આ જ્ઞાનના પરોક્ષ અને પ્રત્યક્ષ એવા બે પ્રકારો આધાર રાખે છે. આવરણવાળા એવા આપણા જેવા જીવોને આત્મા, મન અને ઇન્દ્રિય એ ત્રણમાંથી ગમે તે સાધનદ્વારા પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. જેમકે સ્વપ્નમાં ભય, હર્ષ, શોક, ગમન, રાજ્યનો લાભ ઈત્યાદિ જે જ્ઞાન થાય છે તે આત્માદ્વારા થાય છે. સ્મરણ, પ્રત્યભિજ્ઞાન, વિતર્ક, વિપર્યય, નિર્ધારણ ઇત્યાદિ મનદ્વારા થાય છે અને ચાક્ષુષાદિજ્ઞાન તે રૂપ વગેરેની ઇન્દ્રિયદ્વારા થાય છે. આવરણથી રહિત એવી વ્યક્તિઓને કેવળ આત્માદ્વારા જ્ઞાન થાય છે, અને એ વ્યક્તિઓ સ્વયંદ્રષ્ટા હોય છે. વિશુદ્ધ નયના અભિપ્રાય પ્રમાણે તો એક જ જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ છે, અને તે કેવળજ્ઞાન છે. **સિદ્ધસેનદિવાકર** પણ આમ જ કહે છે.

આમ વિવક્ષા અનુસાર જૈનદૃષ્ટિ પ્રમાણોની સંખ્યા ઓછીવત્તી ગણાવી શકે છે. એક અને બે તેમજ ચાર વિષે આ લેખમાં સૂચવાઇ ગયું છે એટલે ત્રણથી માંડીને અનંત પ્રમાણો કેવી રીતે મનાય તેનો હું નિર્દેશ કરું છું. પ્રત્યક્ષના સાંવ્યવહારિક અને પારમાર્થિક એવા બે પ્રકારો પડે છે. આમાં એક રીતે પરોક્ષ ઉમેરતાં પ્રમાણની સંખ્યા ત્રણની થાય. પારમાર્થિક પ્રત્યક્ષના સકલ અને વિકલ એવા જે બે ભેદ પડે છે તે ગણીએ તો ચારની સંખ્યા થાય[1]. વિકલના અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન એમ બે ઉપભેદો છે તે જુદા ગણીએ તો પાંચની સંખ્યા થાય.

પ્રત્યક્ષના ભેદ ન પડાય અને પરોક્ષના સ્મરણ, પ્રત્યભિજ્ઞાન, તર્ક, અનુમાન અને આગમ એમ પાચ[2] ભેદ પડાય અને આ બેનો સાથે વિચાર કરાય એટલે પ્રમાણની સંખ્યા છની ગણાય. પ્રત્યભિજ્ઞાનમા અંતર્ભાવ કરાતા ઉપમાનને પૃથક્ ગણીએ તો સાતની ગણાય. પરોક્ષ પ્રમાણમાં મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનો સમાવેશ કરાય છે અને આના તો જુદી જુદી વિવક્ષા પ્રમાણે અન્યાન્ય પ્રકારો ગણાવી શકાય. વળી અવધિજ્ઞાનના

માં થઇ ગયા છે. **વ્યોમશિવકૃત વ્યોમમતિ** એ **ન્યાયકંદલી** કરતાં પ્રાચીન છે. વિશેષમાં **ઉદયન** આચાર્ય જેમણે **કિરણાવલિ, કુસુમાંજલિ** વગેરે ગ્રંથો રચ્યા છે એમના કરતાં પણ **વ્યોમશિવ** પ્રાચીન છે. જુઓ **હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ** ( પૂર્વાર્ધ, પૃ. ૨૨૯–૨૩૦ ).

૧. આને બદલે સાંવ્યવહારિક પ્રત્યક્ષના ઇન્દ્રિયજન્ય અને મનોજન્ય એવા બે ભેદો ગણીએ તો પણ પ્રમાણની સંખ્યા ચારની થાય છે.

૨. ઇન્દ્રિયજન્યના પાંચ ઇન્દ્રિયો આશ્રી પાંચ પ્રકારો પડે છે.

પણ ભેદ, ઉપભેદો અને તેના પણ અવાતર પ્રકારો ગણાવી શકાય. મનઃપર્યાય જ્ઞાન વિષે પણ આમ ,વિચાર થઇ શકે. ટૂંકમાં પાંચ પ્રકારના જ્ઞાનના જેટલા, પ્રકારો–અનંત માનવા હોય તો તેમ પણ માની શકાય તેમ છે એટલે પ્રમાણની સંખ્યા અનંતની દર્શાવી શકાય. એકલા મતિજ્ઞાનના અનંત ભેદો પડે છે. આ હકીકત **આર્હતદર્શનદીપિકા** ( પૃ. ૨૧૪–૨૧૫ ) માં મેં નિર્દેશી છે.

**સ્યાદ્વાદરત્નાકર**માં પ્રત્યક્ષથી માંડીને અભાવ સુધીનાં ૭ પ્રમાણો[1] ઉપરાંત સંભવ, ઐતિહ્ય અને પ્રાતિભજ્ઞાનનો પણ ઉલ્લેખ[2] છે.

ન્યાયાચાર્ય **શ્રી યશોવિજયગણિએ તત્ત્વાર્થસૂત્ર** ( અ. ૧, પૂ. ૧૨ )ની વૃત્તિ( પત્ર ૪૦ મા )માં સાંખ્યો જે ત્રણ પ્રમાણો માને છે તે અને નૈયાયિકો જે ચાર માને છે તેનો ઉલ્લેખ કર્યો છે અને સાથે સાથે પ્રભાકરે અર્થાપત્તિને પાંચમા પ્રમાણ તરીકે, ભટ્ટો અને વેદાંતીઓ એ ઉપરાંત અભાવને છઠ્ઠા પ્રમાણ તરીકે, અને પૌરાણિકો આ ૭ ઉપરાંત સંભવ અને ઐતિહ્યને એટલે કે આઠને પ્રમાણ માને છે એમ પણ એમણે કહ્યું છે.

ચાર્વાક તેમજ બીજા પણ કેટલાક દર્શનકારો જેટલાં જેટલાં પ્રમાણ માને છે તેને લગતું એક પદ્ય રત્નપ્રભસૂરિએ **પ્રમાણનયતત્ત્વાલોક**–( પરિ. ૬, સૂ. ૮૫ ) ની **રત્નાકરાવતારિકા** નામની એમની ટીકા( પૃ. ૧૨૧ )મા આપ્યું છે, એ નીચે મુજબ છે:—

" चार्वाकोऽध्यक्षमेकं सुगत–कणभुजौ सानुमानं सशाब्दं,
तद्द्वैतं [3]पारमर्षः सहितमुपमया तत् त्रयं चाक्षपादः ।
अर्थापत्त्या प्रभाकृद् ददति च निखिलं मन्यते भट्ट एतत्
साभावं द्वे प्रमाणे जिनपतिसमये स्पष्टतोऽस्पष्टतश्च[4] ॥ "

છથી વધારે પ્રમાણો જે કેટલાક માને છે તેને માટે આવો કોઇ ઉલ્લેખ પદ્યમાં જોવા યા જાણવામા નથી



---

૧. જુઓ પૃ ૧૦૪૧. ૨. જુઓ પૃ. ૩૧૩, ૩૧૪.

૩. અહીં આ શબ્દથી ' સાંખ્ય ' અભિપ્રેત છે, કેમ કે પારમર્ષનો અર્થ પરમ ઋષિના સંતાનીય એવો થાય છે અને એ પરમ ઋષિ તે કપિલ છે.

૪. આ પદ્યનો ભાવાર્થ ન્યાયતીર્થ **ન્યાયવિજયે** રચેલી **ન્યાયકુસુમાંજલિ**–( સ્તબક ૩ )ના આદ્ય પદ્યમા જોવાય છે, જ્યારે આનું આ જ પદ્ય **ન્યાયાવતારની** વૃત્તિના દેવભદ્રકૃત ટિપ્પણ( પૃ. ૯ )મા અવતરણરૂપે જોવાય છે. એમાં **ददति च** ને બદલે **वदति स** એવો પાઠભેદ છે.

# મોક્ષપ્રાપ્તિનો સાચો ઉપાય

जत्थ य विसयविराओ, कसायचाओ गुणेसु अणुराओ ।
किरियासु अप्पमाओ, सो धम्मो सिवसुहोवाओ ॥ १ ॥

"જ્યાં-જે ધર્મમાં વિષયથી વિરાગ-વિરક્તતા હોય, કષાયનો ત્યાગ હોય, ગુણો ઉપર અનુરાગ-પ્રેમ હોય અને ધર્મક્રિયામાં અપ્રમાદીપણું હોય તે ધર્મને મોક્ષસુખના ( સાચા ) ઉપાય તરીકે સમજવો-જાણવો."

મોક્ષપ્રાપ્તિ માટે શાસ્ત્રોમાં અનેક ઉપાયો બતાવેલા છે તે બધાનું દોહન કરીને આ ગાથામાં ખાસ જરૂરના ચાર ઉપાયો દર્શાવ્યા છે. ૧ વિષયથી વિરાગ, ૨ કષાયનો ત્યાગ, ૩ ગુણ ઉપર અનુરાગ અને ૪ ક્રિયાને વિષે અપ્રમાદ-આ ચારે બાબત એવી છે કે તેમાંથી એક પણ ઓછી હોય તો મોક્ષપ્રાપ્તિ થઈ શકે નહીં. સામાન્ય રીતે તો આ ચાર બાબતને સમજી શકાય તેમ છે, પરંતુ તેની માર્મિકતા જાણવાની આવશ્યકતા હોવાથી તેના રહસ્યમાં ઉતરવાની જરૂર છે.

૧. પાચે ઇંદ્રિયોના વિષયોમાં જે આસક્તિ તે સંસારી જીવોને સંસારમાં પરિભ્રમણ કરાવનાર છે. એકેક ઇંદ્રિયોને વશ થવાથી હાથી, પતંગિયું, ભ્રમર, મત્સ્ય ને હરણનો પ્રાણનાશ થાય છે. મનુષ્યને પાંચે ઇંદ્રિયો છે. તેને જો વશ થાય, વશ થઇને અનાચારમાં પ્રવર્તે, અભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ કરે, રંગરાગમાં ને વિષયવિલાસમાં નિમગ્ન થઇ જાય, નાટક સિનેમા જોવામાં મશગૂલ બને અને સાદાઇ તજી દઇને ઉદ્ભટ વેશવાળો થાય તો પરિણામ શું આવે ? શરીરે હેરાન થાય, ધર્મ ચૂકે, ધર્મથી વિમુખ થાય, આબરુ, ઇજ્જત નાશ પામે, પૈસે-ટકે પાયમાલ થાય અને જિંદગી અકારી થઇ પડે, તેથી વિષયમાં આસક્ત ન થવું. ક્રમે ક્રમે વિરક્તભાવ વધારતા જવો અને ઇંદ્રિયોના વિષયોને આત્મહિતના ઘાતક સમજી તેનાથી વિરક્ત બનવું. મોક્ષપ્રાપ્તિના ઉપાયો પૈકી પ્રથમ આ ગણવા યોગ્ય ઉપાય છે.

૨. મોક્ષપ્રાપ્તિનો બીજો ઉપાય કષાયોનો ત્યાગ છે. કષાયો સંસારની વૃદ્ધિ કરનારા છે, સંસારમાં પરિભ્રમણ કરાવનારા છે. તેના મુખ્ય ચાર પ્રકાર છે. ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા ને ૪ લોભ. આ ચાર કષાયોએ જ જીવને વિકળ બનાવી દીધો છે. તેને સર્વથા તજવા તે તો મુશ્કેલ છે. ગુણમાં વધ્યા પછી સર્વથા જીતી શકાય છે, પરંતુ તેનો અંશે અંશે ત્યાગ કરવાની જરૂર છે. પ્રથમ તો તેને ઓળખવાની જરૂર છે. ક્રોધ કરનાર સમજતો નથી કે મેં કઈ બાબતમાં ક્રોધ કર્યો, અભિમાન કરનાર સમજતો નથી કે મેં કઇ બાબતમાં અભિમાન કર્યું, માયાકપટ કરનાર સમજતો નથી કે મેં શા માટે ને શેમાં માયા કેળવી, લોભ કરનાર સમજતો નથી કે હું આમાં તૃષ્ણાને વશ થયો. ક્રોધ કરવાના સ્વભાવવાળો સહજ બાબતમાં અન્ય મનુષ્યાદિ પ્રાણીઓ ઉપર કોપ કરે છે. અભિમાની મનુષ્ય છતી-અછતી અનેક

બાબતની પ્રાપ્તિમાં અભિમાન કરે છે. માયાકપટ કરનાર કેટલાક તો નિષ્કારણ અન્યને છેતરવાની બુદ્ધિથી માયા-કપટ-પ્રપંચ કરે છે. લોભને વશ થઈને કાયમ અસંતોષી રહેનાર મનુષ્ય લોભને પાપ જ સમજતો નથી, ગમે તેટલી દ્રવ્યાદિકની પ્રાપ્તિ થાય તો પણ સંતોષી ન બનતાં વધારે વધારે લોભી બનતો જ જાય છે. આ બધી અનુભવસિદ્ધ બાબતો છે. તેને સમજનાર પણ તેનાથી પાછા ઓસરતા નથી. એ કષાયો પણ એવા છૂપા ચોર છે કે જે નિઃશંકપણે-છૂપી રીતે મનુષ્યના અંતઃકરણમાં દાખલ થઈને તેનું ધર્મધન લૂંટી લે છે. એ ચારેને જીતવા માટે ક્ષમા, નમ્રતા, સરલતા ને સંતોષની આવશ્યકતા છે. આ સંબંધમાં પૂર્વપુરુષોએ ઘણું લખ્યું છે તે ધ્યાનમાં લેવા જેવું છે.

૩. ગુણનો અથવા ગુણીનો સત્કાર કરવો, તેના રાગી થવું, તેને બહુમાન આપવું, નિરંતર ગુણોની પ્રાપ્તિ કેમ થાય? તેનું ચિંતવન કરવું અને પરિણામે અંશે અંશે ગુણોને મેળવવા તે મોક્ષપ્રાપ્તિનો ત્રીજો ઉપાય છે. આમાં અનેક બાબતોનો સમાવેશ થાય છે તેથી બહુ જ વિચારવા યોગ્ય છે. જગતમાં અનેક ગુણી મનુષ્યો જુદા જુદા ગુણોને લઈને ગુણી કહેવાય છે. કોઈ સ્વભાવે શાંત હોય છે, કોઈ નિરભિમાની હોય છે, કોઈ સરલ હોય છે, કોઈ સંતોષી હોય છે, કોઈ સત્યવક્તા હોય છે, કોઇ પ્રમાણિક હોય છે, કોઇ દયાળુ હોય છે, કોઈ સદાચારી હોય છે, કોઈ પરોપકારવૃત્તિવાળા હોય છે, કોઇ સર્વ જીવ પ્રત્યે મૈત્રીભાવ ધરાવનારા હોય છે, કોઈક પરનિંદાથી કે આત્મપ્રશંસાથી વિમુક્ત હોય છે, કોઇ અલ્પભાષી-મિતભાષી હોય છે, કોઈ પરદ્રવ્યને માટી(ઢેફા) સમાન ગણનારા હોય છે, કોઈ એવા પરગજુ હોય છે કે પોતાની પાસે સંપત્તિ નહીં છતાં પરદુઃખભંજક બને છે. કોઇ નિરાધારના આધાર જેવા હોય છે અને કોઇ ભાંગ્યાના ભેરુ હોય છે. આ બધા ગુણના પ્રકારો છે તે ખાસ ધ્યાન આપવા યોગ્ય છે અને તેવા ગુણીજનો ઉપર અનુરાગ કરવો તે મોક્ષપ્રાપ્તિનો ઉપાય છે.

૪. ચોથો ઉપાય ધર્મક્રિયામાં અપ્રમાદી રહેવું તે છે, ઘણા માણસો અવકાશ છતાં આળસમાં-પ્રમાદમાં કાળ ગુમાવે છે, ગપ્પાસપ્પા મારવામાં વખત ગુમાવે છે, પરંતુ જિનદર્શન કે જિનપૂજા જેવી ધર્મક્રિયામાં પ્રવર્તતા નથી. ધર્મક્રિયાની આવશ્યકતા સમજ્યા છતાં દેવપૂજા કરતા નથી, ગુરુવંદન કરવા જતા નથી, સામાયિક કરતા નથી, પર્વદિવસે પોસહ કરતા નથી, સવારે કે સાંજે પ્રતિક્રમણ કરતા નથી, સવારે નવકારશી જેટલું પણ પ્રત્યાખ્યાન કરતા નથી, રાત્રે ચૌવિહાર, તિવિહાર કે દુવિહાર કરતા નથી, સિદ્ધાચળ જેવું મહાન્ તીર્થ નજીકમાં હોવા છતાં યાત્રાનો લાભ લેતા નથી, આવા પ્રમાદી મનુષ્યો ખરેખરો મળેલો અવસર વ્યર્થ ગુમાવે છે. મોક્ષપ્રાપ્તિનાં ચાર માર્ગો પૈકી આ પણ અસાધારણ માર્ગ છે, તેથી તેમાં અપ્રમાદી થવાની આવશ્યકતા ઉપરની ગાથામાં બતાવી છે.

આ લઘુ લેખમાં મોક્ષપ્રાપ્તિના ચાર ઉપાયોની ટૂંકી વ્યાખ્યા કરી છે તે ખાસ

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર:—શા. માણેકચંદ નાગરચંદ–રંધોળા. )

**પ્રશ્ન ૧**—શ્રી સિદ્ધસેનદીવાકરને વિક્રમ રાજાએ ચાર દિશાનું રાજ્ય અને સોનામહોરો વિગેરે આપવાનું કહ્યું હતું તો તે શું જૈન મુનિઓના આચાર-વ્યવહાર સમજતા નહીં હોય?

**ઉત્તર**—સિદ્ધસેનદીવાકરની પ્રથમ મુલાકાત વખતે વિક્રમ રાજાને તે વાતની ખબર નહોતી.

**પ્રશ્ન ૨**—મહાત્મા ગાંધીજીના ઉપવાસના ગુણગાન કરતાં તેને ગૌતમ બુદ્ધની અને ઇશુની ઉપમા આપે છે તો મહાવીરની ઉપમા કેમ આપતા નથી? તેમનો તપ તો સર્વ કરતાં અધિક છે.

**ઉત્તર**—એમાં ઉપમા આપનારની મનોવૃત્તિ ઉપર આધાર છે. મહાવીર પરમાત્માના તપ વિષે તેના મનમા બહુમાન ન હોય અથવા જાણપણું ન હોય એમ પણ સંભવી શકે છે.

**પ્રશ્ન ૩**—મહાવીરસ્વામીના જીવે ૨૩ મા ચક્રવર્તીના ભવમાં ને ૨૫ મા નંદનમુનિના ભવમાં પોટીલાચાર્ય પાસે દીક્ષા લીધાનું કહેલ છે તો તે એક નામના બે આચાર્ય હશે?

**ઉત્તર**—એક નામના એકથી વધારે આચાર્ય એક સાથે તેમજ જુદે જુદે વખતે થયેલા છે એ કાંઇ નવી વાત નથી.

**પ્રશ્ન ૪**—મહાવીરસ્વામીના ૨૭ ભવના સ્તવનમાં ૨૫ મા ભવમાં મનુષ્ય-પણાથી ચ્યવીને દેવ થયાનું કહ્યું છે તો મનુષ્યના ભવમાંથી ચ્યવ્યા એમ કહેવાય?

**ઉત્તર**—ચ્યવ્યા શબ્દ મનુષ્ય માટે ન જ વપરાય એમ નથી, તેથી કર્તા વાપરી શકે છે.

**પ્રશ્ન ૫**—પહેલા છેલ્લા તીર્થંકરના વખતમાં મુનિને રાજપિંડ લેવો કલ્પતો

---

ધ્યાન આપવા લાયક છે. જો એમ સમજવામાં આવતું હોય કે અવિનાશી અને સર્વોત્તમ સુખ તો મોક્ષમાં જ છે તો તેની પ્રાપ્તિ માટે ઉપર બતાવેલા ચાર ઉપાયો અવશ્ય કરવા લાયક છે. એ ચારે ઉપાય એવા છે કે તેમાંથી એક પણ ઉપાય ઓછો હોય તો ચાલી શકે તેમ નથી. ચાર ઉપાયોના સંયોગથી જ મોક્ષપ્રાપ્તિ થઇ શકે તેમ છે. આ સંબંધમાં વધારે લખી શકાય તેમ છે, પરંતુ સંક્ષેપરુચિ જીવો માટે આટલું જ લખાણુ પર્યાપ્ત લાગે છે. કુંવરજી



નથી છતાં ગૌતમસ્વામીએ લીધો છે અને આચાર્ય વહોરવા ન જાય એમ કહેલ છે છતાં ગૌતમસ્વામી તો વારંવાર વહોરવા ગયા છે તે બરાબર છે ?

**ઉત્તર**—ગૌતમસ્વામી આગમવ્યવહારી હતા એટલે તે યોગ્ય લાગે તેમ વર્તી શકે. તેનો દાખલો બીજાથી લઇ શકાય નહીં.

**પ્રશ્ન ૬**—કૃષ્ણ વાસુદેવ લવણસમુદ્રને તો દેવસહાયથી ઊતર્યા તે તો ઠીક પણ ૬રાા યોજનના વિસ્તારવાળી ગંગા એક હાથે તર્યા તે કેમ બની શક્યું હશે ?

**ઉત્તર**—લવણસમુદ્ર બે લાખ યોજનનો છે તે દેવસહાય વિના ઉતરી ન શકાય. ગંગા નદી ૬રાા યોજનની હોવાથી વાસુદેવ એક હાથે ઊતરી શકે એમાં વિરોધ નથી.

**પ્રશ્ન ૭**—ચોથા સ્વપ્નમાં લક્ષ્મીદેવીનું વર્ણન આવે છે તે ભવનપતિ નિકાયની છે તો તે સ્વામીવાળી છે કે બ્રહ્મચારિણી છે ? તેનો ખુલાસો જણાવશો.

**ઉત્તર**—દેવ, દેવી બ્રહ્મચારી હોતા નથી કેમકે તે વ્રત લેતા નથી. બ્રહ્મચારીપણે રહેવાનો નિષેધ નથી લક્ષ્મીદેવી અપરિગ્રહિતા સંભવે છે.

**પ્રશ્ન ૮**—ઋષભદેવને ભરતચક્રીએ કહ્યું કે-આપના સમવસરણમાં વર્તમાન ચોવીશીમાં તીર્થંકર થાય એવો કોઇ જીવ છે ? પ્રભુએ કહ્યુ કે-તમારો પુત્ર મરીચિ આ ચોવીશીમાં મહાવીર નામે ૨૪ મા તીર્થંકર થનાર છે. પછી ભરત તેની પાસે ગયા ઇત્યાદિ હકીકત છે, તો પ્રભુએ કહેલ મરીચિએ સાંભળ્યું નહીં હોય ?

**ઉત્તર**—આઘાપાછા બેઠા હોય કે સમવસરણમા ન હોય તો ન સાંભળે એમ પણ બને. એમાં અસંભવિતપણું નથી.

**પ્રશ્ન ૯**—તીર્થંકરનામકર્મ પાછલા ત્રીજે ભવે વીશ સ્થાનકની તપસ્યાવડે આરાધના કરવાથી નિકાચીત કરે છે તો શ્રેણિક રાજાએ તપસ્યા વિના શી રીતે કર્યું ?

**ઉત્તર**—તપસ્યા કરવાનો નિરધાર નથી. તેમજ વીશે સ્થાનકની આરાધનાનો પણ નિરધાર નથી. વીશમાંથી કોઇપણ એક પદની આરાધનાથી પણ તીર્થંકરનામકર્મ બંધાય છે અને તપસ્યા વિના ભક્તિ કરવાથી પણ બંધાય છે. શ્રેણિકરાજાએ વીરપ્રભુ પ્રત્યેના અપ્રતિમ ભક્તિભાવથી જ તીર્થંકરનામકર્મ બાંધ્યું છે.

**પ્રશ્ન ૧૦**—જ્ઞાનનો ઉપયોગ દેવો એટલે શુ ?

**ઉત્તર**—આપણે જેમ કોઇ વાતને સંભારીએ છીએ તેમ તીવ્ર ભાવથી સંભારવું એનું નામ ઉપયોગ દીધો કહેવાય.

**પ્રશ્ન ૧૧**—જૈનધર્મની દીક્ષા લીધા સિવાય અન્યલિંગે સિદ્ધ થઇ શકે ?

**ઉત્તર**—થઇ શકે. સિદ્ધના પંદર ભેદમાં અન્યલિંગે સિદ્ધ કહ્યા છે.

**પ્રશ્ન ૧૨**—એક ચૈત્યવંદનમાં 'માડવગઢનો રાણીઓ, નામે દેવ સુપાસ' કહેલ છે તેનો અર્થ શું ?

**ઉત્તર**—માંડવગઢ આપણું તીર્થ છે. ત્યાંના રાજા એટલે ત્યાંના મળનાયક સમજવા. એ તીર્થ અત્યારે મોજુદ છે.

**પ્રશ્ન ૧૩**—સોળ સતીના છંદમાં ૧૭ સતીનાં નામ આવે છે તેનું શું કારણ ?

**ઉત્તર**—પ્રથમના છંદ કરતાં હાલના છંદમાં **કૌશલ્યા** વિષે એક ગાથા કોઇએ ઉમેરી છે તેથી ૧૭ થાય છે. પ્રથમ છપાયેલમાં તે ગાથા નથી એટલે ૧૬ નામ જ છે.

( ૨ )

( પ્રશ્નકારઃ—શાહ છગનલાલ વીરચંદ-સુરત. )

**પ્રશ્ન ૧**—કેવળી સંજ્ઞી કહેવાય કે અસંજ્ઞી ?

**ઉત્તર**—દ્રવ્યમનની અપેક્ષાએ મનનો અભાવ હોવાથી અસંજ્ઞી અને ભાવમનની અપેક્ષાએ જ્ઞાનરૂપ મન હોવાથી સંજ્ઞી સમજવા.

**પ્રશ્ન ૨**—વેશ્યાને ઘરે રહેલા નંદિષેણે ઉપદેશ કરેલા મનુષ્યો દેશવિરતિ સ્વીકારતા હતા કે સર્વવિરતિ સ્વીકારતા હતા ? **ઉત્તર**—સર્વવિરતિપણું સ્વીકારતા હતા.

**પ્રશ્ન ૩**—કેળાં કાચાં અને પાકાં સચિત્ત છે કે અચિત્ત ?

**ઉત્તર**—કાચા કેળાં સચિત્ત છે ને પાકા કેળાં છાલ સાથે પણ અચિત્ત છે.

**પ્રશ્ન ૪**—કોશા વેશ્યાએ સરસવના ઢગલા ઉપર સોય મૂકી, તેની પર કુસુમ મૂકી તેના પર નાટક કર્યું તે કેમ કર્યું હશે ?

**ઉત્તર**—એ શરીરને હલકું બનાવવાની યોગને લગતી ક્રિયા છે તેથી તેમ થઇ શકે છે

**પ્રશ્ન ૫**—અનાદિ મિથ્યાત્વી પ્રથમ સમકિત પામે ત્યારે સર્વવિરતિ કરતાં વધારે નિર્જરા કરી શકે ? **ઉત્તર**—ન કરી શકે, કારણ કે તેનું ગુણઠાણું ચોથું જ છે.

**પ્રશ્ન ૬**—અનાદિ મિથ્યાત્વી પ્રથમ ક્ષાયિક સમકિત પામી શકે ?

**ઉત્તર**—ન પામી શકે. પ્રથમ ઉપશમ, પછી ક્ષયોપશમ ને પછી ક્ષાયિક પામી શકે.

**પ્રશ્ન ૭**—તીર્થંકરનો દેવછંદો કયા ગઢમાં હોય છે ?

**ઉત્તર**—બીજા ગઢમાં ઇશાન ખૂણામાં હોય છે.

**પ્રશ્ન ૮**—ગૌતમ ગણધર દેશના આપતા હતા ત્યારે બારે પર્ષદા હતી ?

**ઉત્તર**—પ્રથમ પ્રમાણે જ બારે પર્ષદા હોય છે. કેવળી બેસી રહેતા નથી. ગણધર પણ લબ્ધિવંત હોવાથી બધી પર્ષદા તેમની દેશના સાંભળી શકે છે.

**પ્રશ્ન ૯**—સહજાનંદીની સજ્ઝાયમાં ' હરિ હાથે હણ્યો નાગ રે ' એમ કહેલ છે તેનો અર્થ શો ?

**ઉત્તર**—હરિ જે વાસુદેવ તેણે નાગ જેવા રાવણને હણ્યો. એ એનો અર્થ મારી સમજ પ્રમાણે છે.

**પ્રશ્ન ૧૦**—એકાસણું કરીને ઊઠયા પછી તિવિહારને બદલે દુવિહાર થઇ શકે ?

**ઉત્તર**—ન થઇ શકે. તેવી પ્રવૃત્તિ જ નથી. કુંવરજી

# પુસ્તકોની પહોંચ

૧. **હેમસમીક્ષા**—કળિકાળસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યની ઉપલબ્ધ સમગ્ર કૃતિઓની પરિચાયક વિવેચના, શ્રી જિનવિજયજીના પુરોવચન સાથે. લેખક–મધુસૂદન ચીમનલાલ મોદી. પ્રકાશક–આચાર્ય શ્રી વિજયાનંદસૂરિ જન્મશતાબ્દી સ્મારક ટ્રસ્ટબોર્ડના મંત્રી મોહનલાલ દીપચંદ ચોકસી. લેખકે આ બુકમાં પોતાના જૈનશાસ્ત્રોના અનુભવનું ઊંચા પ્રકારનું પ્રદર્શન કરાવ્યું છે. વાંચતા વારંવાર તેમનું અનુમોદન થઇ જાય છે. કિં. રૂા. ૨–૮–૦. જરૂર મંગાવો અને વાંચો. પ્રાપ્તિસ્થાન–પ્રકાશક પાસે મુંબઇ ત્રાંબાકાંટા પ્રાંતે પરિશિષ્ટમાં પણ ઘણી હકીકત જાણવા જેવી આપી છે. એ મહાપુરુષની કૃતિ પૈકી લભ્યાલભ્ય ગ્રંથોનું લિસ્ટ પણ આપ્યું છે.

૨. **કર્મનો નિયમ**—લેખક ને પ્રકાશક રા. રા. હરજીવનદાસ કાલિદાસ મહેતા–ભાવનગર (વડવા) યુક્તિપૂર્વક કર્મના નિયમને સિદ્ધ કરેલ છે. કિંમત રાખી નથી.

૩. **પુનર્જન્મનો નિયમ**—લેખક ને પ્રકાશક રા. રા. હરજીવનદાસ કાલિદાસ મહેતા–ભાવનગર. આમાં પણ યુક્તિપૂર્વક પુનર્જન્મની સિદ્ધિ કરી છે.

આ બંને બુકો ખાસ વાંચવા લાયક છે. લેખકદ્વારા ભેટ આપવામાં આવે છે.

૪. **આઝાદીની યજ્ઞજ્વાળા**—દેશ ને દુનિયા ગ્રંથમાળાની આ બુક સુંદર છે. પ્રકાશક–ભારતી સાહિત્ય સંઘ. વાંચવા લાયક છે. કિંમત આઠ આના વધારે છે. આવી બુકનો પ્રચાર વધારે થવા માટે કિંમત ઓછી રાખવાની જરૂર છે.

૫. **મુનિધર્મ ઔર તેરહ પંથ**—લેખક ને પ્રકાશક કનૈયાલાલ કોટેચા. મળવાનું ઠેકાણું મૂળચંદ લાભકરણ–કોટેચા, પોસ્ટ વન–જીલ્લા યવતમાલ. કિંમત એક રૂપીયો. તેરહ-પંથીનું સાચું સ્વરૂપ જાણવા માટે ખાસ વાંચવા લાયક છે. પુસ્તક જાતિઅનુભવથી લખાયેલ છે.

૬. **પર્વતિથિપ્રકાશતિમિરભાસ્કર**—લેખક મુનિ શ્રી ત્રૈલોક્યસાગરજી. પ્રકાશક–શા. મોતીચંદ દીપચંદ–ઠળીયા. કિંમત લખી નથી. તિથિચર્ચાને અંગે ખાસ વાંચવા લાયક છે. પ્રકાશ સારો પાડ્યો છે.

૭. **ચોવીશી–વીશી સંગ્રહ**—પંન્યાસ શ્રી જિનવિજયજીકૃત બે ચોવીશી ને એક વીશીના સ્તવનો. અર્થ ને રહસ્ય યુક્ત લેખક–કુંવરજી આણંદજી. પ્રેરક પંન્યાસ શ્રી માનવિજયજી ( હાલ આચાર્ય શ્રી વિજયમહેંદ્રસૂરિ ) કિંમત લખી નથી. પ્રકાશક શેઠ ભોગીલાલ સાંકળચંદ–અમદાવાદ. લુહારની પોળનો ઉપાશ્રય. વાંચતાં ઉલ્લાસ થાય તેમ છે.

૮. **પ્રભાવિક પુરુષો**—લેખક મોહનલાલ દીપચંદ ચોકસી. આર્થિક સહાયક ભાવનગરનિવાસી ઉદારદિલ ચુનીલાલ દુર્લભજી તથા ત્રિભુવન દુર્લભજી પારેખ. પ્રકાશક–શ્રી જૈનધર્મ પ્રસારક સભા. કિંમત લખી નથી. શ્રી જૈનધર્મ પ્રકાશ માસિકમાં ક્રમે ક્રમે પ્રસિદ્ધ થયેલ ૨૦ કથાઓનો સંગ્રહ ખાસ વાંચવા લાયક છે.

૯. **શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ સ્તવનમાળા**—યોજક તથા પ્રકાશક–ચંદુલાલ જેઠાલાલ–ખંભાત. એક આનો પોસ્ટેજનો મોકલવાથી ભેટ મળે છે.

**૧૦. મંગળ પ્રભાત**—લેખક મોહનદાસ કરમચંદ ગાંધી. મુદ્રક અને પ્રકાશક-જીવણજી ડાહ્યાભાઇ દેશાઇ. ભાવનગરનિવાસી શા. હરગોવન રામજી તરફથી ભેટ મળી છે.

**૧૧. વિજયાનંદ**—પ્રગટકર્તા આત્માનંદ જૈન સભા-મુંબઇ. શ્રી આત્મારામજી મહારાજની જયંતિપ્રસંગે દરવર્ષે આવો એક અંક બહાર પાડવાનું તે ખાતાની કમિટીએ ઠરાવ્યું છે. આ અંકમાં જુદા જુદા વિદ્વાનોના લખેલા ૧૪ લેખો છે. તેમાં કેટલાક તો ખાસ લક્ષપૂર્વક વાંચવા લાયક છે. કિંમત રાખી નથી. મંગાવવાથી ભેટ મળશે.

**૧૨. શ્રી હેમલિંગાનુશાસન વિવરણ**—સંપાદક-આચાર્ય શ્રી વિજયક્ષમાભદ્રસૂરિ. પ્રકાશક-માંગરોળનિવાસી શા. હીરાલાલ સોમચંદ. કિં. રૂ. ૪ાા. મુનિરાજ શ્રી અમરવિજયજી તરફથી ભેટ મળેલ છે. આ ગ્રંથ કળિકાળસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યવિરચિત છે. તે શ્રી વલ્લભ વાચકકૃત દુર્ગપદપ્રબોધ વૃત્તિ સહિત છપાવ્યો છે. વ્યાકરણના અભ્યાસીને ખાસ ઉપયોગી છે.

**૧૩. ધર્મપરીક્ષા**—ધર્મધુરંધર શ્રીમદ્યશોવિજયોપાધ્યાયવિરચિત સ્વોપજ્ઞ વિવરણયુક્ત. પ્રકાશક-શ્રી જૈનગ્રંથ પ્રકાશક સભાના કાર્યવાહક શેઠ ઇશ્વરદાસ મૂળચંદ, ફીકાભટ્ટની પોળ-અમદાવાદ. આચાર્ય શ્રી વિજયોદયસૂરિએ કરેલા પરિપૂર્ણ પ્રયાસનું આ ફળ છે. તે સાથે મુનિ શ્રી શિવાનંદવિજયજીએ પણ નવ્યન્યાયદ્વારા સુંદર અને બુદ્ધિગમ્ય સ્પષ્ટીકરણ કર્યું છે. ગ્રંથ અનુપમેય છે. ખાસ વાંચવા-વિચારવા યોગ્ય છે. કિં. રૂ. ચાર.

**૧૪. શ્રી આરંભસિદ્ધિ ગ્રંથ (સટીક)**—શ્રી ઉદયપ્રભદેવસૂરિવિરચિત. પ્રકાશક-શ્રી વિજયલબ્ધિસૂરીશ્વર ગ્રંથમાળા-છાણી (વડોદરા). કિં. રૂ. ૨-૮-૦. પ્રાપ્તિસ્થાન શા. ચંદુલાલ જમનાદાસ-છાણી. આ ગ્રંથનું બીજું નામ વ્યવહારચર્યા છે. વ્યવહારિક અનેક કાર્યો માટે અત્યંત ઉપયોગી છે. પ્રકાશકનો પ્રયાસ પ્રશંસનીય છે. ગ્રંથના પ્રમાણમાં કિંમત વિશેષ નથી.

**૧૫. સદ્ગતિની ચાવી**—આ. શ્રી વિજયલબ્ધિસૂરિના પ્રશિષ્ય મુનિ મહિમાવિજયના ઉપદેશથી ટીંટોઇના સેવાસમાજે પ્રગટ કરેલ છે. સામાયિક વિધિ, સ્નાત્રપૂજા, અષ્ટપ્રકારી પૂજા, ભાવના તથા સ્તવનાદિનો સારો સંગ્રહ કર્યો છે. છેલ્લે હિતશિક્ષા છત્રીશી દાખલ કરી છે. પ્રયાસ સ્તુત્ય છે. ભેટ આપવામાં આવે છે.

**૧૬. જીવનશુદ્ધિ**—આવૃત્તિ બીજી. પ્રગટકર્તા રા. રા. હરજીવનદાસ કાલિદાસ મહેતા-ભાવનગર (વડવા). પોસ્ટેજ મોકલવાથી ભેટ મળે છે. ખાસ વાંચવા ને સમજવા લાયક છે. આવા નાના નાના ટ્રેકટો બહુ હિતશિક્ષાથી ભરેલા હોવાથી મનુષ્યપ્રકૃતિ ઉપર સારી અસર કરે છે.

**૧૭. ત્રૈલોક્યદીપિકા** ( બૃહત્સંગ્રહણી ) મૂળ. મહર્ષિ ચંદ્રસૂરિપ્રણીત ગાથા ૩૪૯ અર્થ સહિત. પ્રકાશક-શ્રી મુક્તિકમળ જૈન મોહનમાળા. કિંમત આઠ આના. અભ્યાસ કરનારને ખાસ ઉપયોગી છે. અમારી સભામાંથી પણ મળી શકશે. પોસ્ટેજ બે આના.

**૧૮. દિવ્યદર્શન**—ખંડ ૧-૨, લેખક અને સંગ્રાહક શ્રી જિજ્ઞુભિખ્ખુ. મૂલ્ય અમૂલ્ય. મળવાનું ઠેકાણું શ્રી વિજયદાનસૂરિ ગ્રંથમાળા-સાવર કુંડલા. ભેટ મોકલનાર સોમચંદ ડી. શાહ. લેખકનો પ્રયાસ પ્રશંસાપાત્ર છે. ખાસ વાંચવા લાયક છે. બન્ને ખંડોમાં મળીને ૨૧ લેખ છે. કુંવરજી

# પ્રભાવિક પુરુષો

## પટ્ટધરબેલડી (૨)

પ્રાતઃકાળનો મધુરો વાયુ પથિકના હૃદયને અનેરી તાજગી આપે છે, એમાં ગ્રીષ્મઋતુની સવાર હતી એટલે એ વાયુની કિંમત સ્વાભાવિક જ અતિ વધી પડે છે. પ્રદેશ પણ પથ્થરવાળો–ઊંચી નીચી ટેકરીઓ વચ્ચે થઇ નીકળતો છે. માર્ગ સામાન્યતઃ ભયજનક લેખાય જ, કેમ કે આ પ્રદેશની કેટલીક ગિરિકન્દરાઓમાં વાઘ–દીપડા જેવા હિંસક પ્રાણીઓ રહે છે એવી લોકવાયકા પણ છે. વાંકીચુંકી કેડીનો આ માર્ગ, એમાં વારંવાર આવતાં ચઢાવ અને થોડે દૂર સંભળાતી એકાદા જંગલી પશુની રાડ સાચે જ કાચાપોચા હૃદયને ક્ષોભ પ્રગટાવતી. એકાકી મુસાફર આ પંથે પળવાનું સાહસ કરતો જ નહિ. હજુ પૂર્વ દિશામાં માંડ સહસ્રરશ્મિ મહારાજની સ્વારી નીકળવાના ચિહ્ન નજરે પડતાં હતાં. આવા રમ્ય પ્રભાતમાં શ્વેત વસ્ત્રધારી પાંચ સંતોની એક ટુકડી, આ માર્ગેથી નીચી દૃષ્ટિ રાખી કૂચ કરી રહી હતી. પુખ્ત ઉમ્મરના, શરીરે કંઇક પુષ્ટ અને ભવ્ય મુખાકૃતિવાળા એક સંત સૌથી મોખરે ચાલતા હતા જ્યારે એમની પાછળ બીજા ચાર મુનિ બબ્બેની લાઇનમાં રસ્તો કાપી રહ્યાં હતાં. આગળ ચાલતાં સંતના એ શિષ્યો હશે એવો સહજ ખ્યાલ આવતો હતો. એમના ચહેરા પરથી અનુમાની શકાતું કે આ ડુંગરિયાળા માર્ગે ચાલવાથી તેઓ કંઇક વધુ પ્રમાણમાં પરિશ્રમ પામ્યા હતા. તેઓ કોણ હતા? ક્યાં જઇ રહ્યા હતા? અને રુદ્રપ્રસાદ–શંભુપ્રસાદ આદિના પ્રસંગ સાથે એમને શું સંબંધ છે? એ સર્વ તેમની વચ્ચે ચાલતા વાર્તાલાપ ઉપરથી સમજી લેવાય તેમ હોવાથી આપણે પણ તેમની પાછળ સત્વર પહોંચીએ.

શિષ્ય—"ગુરુદેવ! આચાર્યશ્રી યશોભદ્રસૂરિ મહારાજ પ્રતિષ્ઠાનપુર તરફ સિધાવતાં આપ સાહેબને ખાસ સૂચના કરતા ગયા હતા કે—

'સંભૂતિવિજય! પાટલીપુત્ર તરફ વિહાર કરજો અને એ તરફ વિહરવામાં ડુંગરિયાળ પ્રદેશનો રસ્તો ન લેતાં બીજી બાજુનો ચકાવાવાળો માર્ગ ગ્રહણ કરજો. જો કે એ રસ્તો લાંબો છે છતાં વચમાં વસ્તીવાળા–જૈન ધર્મના ઉપાસકોથી ભરપૂર શહેરો આવતાં હોવાથી જેમ ગોચરી–પાણીની સુલભતા રહેશે તેમ ઉપદેશવારિથી ભાવિક હૃદયોને વિકસ્વર કરવાનો યોગ પણ સાંપડશે. તમારી વિદ્વત્તા, એ રીતે ખરચાય એટલા સારુ મારાથી છૂટા પડવાની આજ્ઞા આપું છું.'

"તો પછી આપ સરખા દક્ષ અને વિનયી સ્થવિર એ આજ્ઞાને ભૂલી જઇને મનાઇ કરેલા પથે પળવાના વિચાર પર કેમ આવ્યા? અમારી સરખા ઓછી-બુદ્ધિના શિષ્યોને હજુ પણ–આટલા દિવસના વિહાર પછી પણ–એ કોયડાનો ઉકેલ હાથ લાગ્યો નથી. ડગલે ને પગલે જે અનુભવ મળતો રહ્યો છે એ ઉપરથી દાદાગુરુની સૂચના સાચી હતી એ તો પૂરવાર થયું છે પણ આપનો આશય તો અમને સમજાયો નથી."

ગુરુમહારાજ—"વત્સ! તારી વાત પ્રથમ નજરે જો કે ઠીક લાગે તેવી છે. વળી મારું કાર્ય ગુરુદેવની શિક્ષાથી વિપરીત માર્ગે જતું ઉપરથી જોતાં જણાય તેવું છે, છતાં કેટલીક

વાર સૂચના કે આજ્ઞાનું બાહ્ય સ્વરૂપ ન જોતાં એની પાછળનો ભાવ જોવો પડે છે અને મુદ્દાને કાયમ રાખી એની સિદ્ધિ માટે માર્ગોમાં ફેરફાર કરવો પડે છે. શંભુપ્રસાદમાંથી સંભૂતિવિજય બન્યાને મને જો કે વર્ષો વીત્યાં છે છતાં મિથિલાના સમાજનું ચિત્ર હજી પણ મારા મનોપ્રદેશમાં તાજું છે. બહિષ્કારની ધમકીને અવગણી હું તો સૂરિજીના પ્રવચનમાં હાજરી આપતો જ રહ્યો હતો. નતિજો એ આવ્યો કે રૂદ્રપ્રસાદજીએ દ્વિજસમુદાયમાંથી મારો એકડો કાઢી નાંખ્યો અર્થાત્ જ્ઞાતિબહાર મૂકયો. જો કે નજીકના સંબંધી તરીકે ઓળખાવી શકાય તેવું તો કોઇ હતું જ નહિં, પણ મારી પાસે જે કંઇ મિલ્કત હતી એના લોભમાં જે બે-ત્રણ દૂરના સગા મામામાસીની ઓળખાણ કાઢી મને ચોટ્યા હતા તે પણ સરી પડ્યા. એક ભાણેજે તો મને માફી માગી લેવાની સલાહ પણ આપી અને જિંદગીભર દુઃખી થઇ જશો એમ કહ્યું. વળી અતિ કરડો બહિષ્કાર થશે એવી પણ આગાહી કરી. બીજાની વાત તો દૂર રહી પણ મિત્રતાના સંપર્કથી બાલ્યકાળના સાથી તરીકે જોડાયેલ અને અહર્નિશ પ્રવચનમાં સાથે આવનાર સરયુપ્રસાદજી પણ ઢીલા પડ્યા. ચંડશર્મા અને ઉમાપતિપાડેના સ્વચ્છંદી પ્રચારથી જે ઝંઝાવાત પેદા થયો એથી એમની નિડરતા ઓગળી ગઇ. એક વાર ખાનગીમાં આવી તે મને કહેવા લાગ્યા કે—

'મિત્ર શંભુપ્રસાદ! આ વેળા સમય વર્તી જવામાં લાભ છે. જો કે સૂરિજીની દેશના તો અદ્ભુત છે અને તમારો ગુન્હો તો કંઇ છે જ નહિ, છતાં પેલા જ્ઞાતિબાંધવોએ જે ઉકળાટ જન્માવ્યો છે એ એવો કપરો છે કે એ સામે અડગતા દાખવવા જતાં માંધા ઢીલા થઇ જાય છે. તમારે તો ઠીક પણ મારા તો બાળબચ્ચા રખડી જાય. ઘરમાં રોજ હુતાશની પ્રગટે. મેં પાકે પાયે સાંભળ્યું છે કે ત્રણ દિવસ પછી એટલે એકાદશીના બીજા દિવસથી જ્ઞાતિ-જમણ ગોઠવાવાના છે અને વિધ વિધ મિષ્ટાન્નો ઉડવાના છે. એ માટે દરેક નામો પણ નોંધાઇ ચૂકયા છે. એક તરફ પકવાન્નની છોળ ઉછળતી હોય અને બીજી બાજુ આપણા છોકરાં મ્હોં વકાસી ઘરખૂણે ભરાઇ બેસી રહે એ ચિત્ર શું ઓછું બિહામણું છે? શા સારુ 'પેટ ચોળીને શૂળ ઊભું કરવું?' કયાં છુપી રીતે સાંભળવું હશે તો નથી સંભળાવાનું? મિથિલા નહિ તો રાજગૃહી. ત્યા કોણ જોવા આવવાનું છે? અને સૂરિજી તો બે દિવસમાં વિહાર કરવાના છે તો પછી માથું નમાવવામાં વાંધો શું? ન્યાત તો ગંગા છે.'

"આવી જૂના મિત્રોની નમાલી વાતથી મને ગુસ્સો તો ચઢયો પણ એને દાબી રાખી મેં કહ્યું કે—

'સરયુપ્રસાદજી! મેં તમને આટલા પોચા નહોતા ધાર્યા. માથું નમાવવામાં ન્હાનપ નથી પણ જ્યાં અપરાધનું બુંદ સરખું પણ ન હોય ત્યાં એ શી રીતે કરાય? આ તો કેવળ ડરામણી અથવા તો સ્વચ્છંદી જોહુકમી છે. એ જાતની તાબેદારી હું પળવાર પણ નહીં સાખવાનો. એમ કરવાથી તો મારો અભ્યાસ લાજે. બહિષ્કાર ભલેને ભીષણતા પકડે. મે મારો માર્ગ ગોત્યો છે. મારે એ સમાજનું કંઇ જ પ્રયોજન નથી. સૂરિજીનો ઉપદેશ કેટલો સાચો છે એ ડગલે ને પગલે દૃષ્ટિગોચર થાય છે, પણ મને તો હવે તેમનો કાયમી સંગ કરવાનો અભિલાષા છે. જીવનસફળતાની ચાવી આ ભૂદેવોની જમાતમાં વમવામાં નથી પણ એ શ્રમણોની સોબતમાં છે. જ્યાં એકહથ્થુ કારભાર ચાલતો હોય અને શિથિલોનો કોરડો વીંઝાતો હોય ત્યાં ન્યાય-નીતિ ન હોય, એમાં આશ્ચર્ય પણ શું!

જિંદગીના પાછલા વર્ષોમાં આત્મશ્રેય સાધવાનો હાથ આવેલ અવસર ચૂકું તો મારા જેવો મૂર્ખ કોઇ ન ગણાય, માટે જ્ઞાતિબંધુઓના બહિષ્કાર સામે મારા તેમને છેલ્લા રામરામ છે.'

"શિષ્ય નંદન! ગાઢ મૈત્રીથી જોડાયેલા અમે છૂટા પડ્યા ત્યારપછી મારી સામે જ્ઞાતિએ બહિષ્કાર જાહેર કરેલ હોવાથી તેમજ એને કડક બનાવી મને કોઇ પણ રીતે તેમના પગે પડતો કરવાની બાજીઓ દિનપરદિન ઉગ્ર સ્વરૂપ ધરવા લાગી. એ માટે દ્વિજ સિવાયની બીજી જ્ઞાતિઓ ઉપર પણ ફરમાન છૂટ્યા. કેટલાક સાથે કળથી, થોડા સાથે બળથી અને ઘણા ભોળા સમુદાય સાથે છળથી કામ લેવામાં આવ્યું. વેદધર્મ રસાતળ જવા બેઠો છે એવો પોકાર પડી રહ્યો. પરિણામ એ આવ્યું કે મારા પોતાના જ વતનમાં અને પોતાના જ ઘરમાં હું અટુલો પડી ગયો. લગભગ મારી સાથેનો સહકાર કપાઇ ગયો. જો કે મારું જીવન અટકી તો ન પડયું પણ એ એટલી હદે નિરસ બની ગયું કે મને પોતાને એનો સખત કંટાળો આવ્યો. તું પોતે મિથિલાનો વતની હોવાથી આ વાતથી તદ્દન અનભિજ્ઞ તો નહીં જ હોય."

નંદન–"હા મહારાજ! એમાંનું ઘણું ખરું હું જાણું છું. એ વેળા ઇરાદાપૂર્વક પ્રચાર કરવામાં આવતો હતો અને તેઓ ધારતા હતા કે આ જાતના કડક અસહકારથી આપ થાકવા માંડ્યા છો. હવે ગણત્રી દિવસોમાં આપ માથું નીચું કરીને આવશો."

"શિષ્ય નંદન! એ પ્રચારની ગંધ મારા કાને પણ આવી હતી. પણ આ વર્તાવની અસર મારા પર તો જુદી જ થઇ. એ વેળા કાચાપોચાની કેવી દશા થાય એનું ભાન મને થયું. વર્ષોમાં ગુરુપદ ભોગવતા વર્ગ માટે આ કાર્ય શરમભરેલું લાગ્યું. એ વેળા આચાર્યશ્રી યશોભદ્રસૂરિજીના શબ્દો મને યાદ આવ્યા. મન પોકારી ઊઠ્યું કે આજે ભલે ભૂદેવોને પોતાનો વિજય જણાતો હોય પણ આ પ્રકારનું વર્તન જરૂર અધઃપાતને નોતરનારું નિવડશે. મને લાભ એ થયો કે મારું મન જાતિભાઇઓના આકરા બંધનથી સૂરિજીના સમાગમ તરફ વધુ ઢળ્યું. આચાર્યશ્રીને મળ્યો અને વિહારમાં જ મને પોતાનો શિષ્ય બનાવવાની મેં પ્રાર્થના કરી.

"એ સમયના તેઓશ્રીના શબ્દો હજી પણ મારા કાનમાં ગુંજી રહ્યા છે. તેમણે કહ્યું કે—

'શંભુપ્રસાદ! તમે વિદ્વાન છો; છતાં અત્યારે આવેશને વશ છો. તમારો વૈરાગ્ય પ્રશંસનીય છે છતાં એની સાચી શોભા જો એ જ્ઞાનપૂર્વક હોય તો જ છે. મોહગર્ભિત અને દુઃખગર્ભિત વૈરાગ્યનાં મૂલ્ય ઝાઝાં નથી લેખાતાં. આપ જેવા પંડિત માટે એ હોય જ નહીં, માટે જે પગલું ભરો તે બરાબર વિચાર કરીને ભરજો. આત્મકલ્યાણનો માર્ગ ગ્રહણ કર્યા પછી તેની બદલી કરી શકાતી નથી એટલે પૂર્ણ ચોકસાઇ કરીને જ પગલું ભરવું. ભર્યા પછી એમાંથી મરણાંત કષ્ટે પણ પાછી પાની ન કરવી.'

"પૂજ્ય ગુરુમહારાજની સલાહ સાચી હતી પણ મારો નિશ્ચય ન તો કોઇ દબાણને કે ન તો કોઇ દુઃખને આભારી હતો. મારો અભ્યાસ એટલો તો હતો કે હું કોઇની શેહમાં ભાગ્યે જ તણાઉં. પણ અંતરનો પોકાર પડ્યો એટલે જ હું બહાર પડ્યો છું. લાભાલાભના આંકડા પણ મૂકી જોયા પછી પુનઃ એ નિરધાર આચાર્યશ્રીને જણાવ્યો.

"આમ છતાં આચાર્યશ્રીએ લગભગ ચાર માસ મને સાથે રાખ્યો. વિધિવિધાનનો પ્રત્યક્ષ ખ્યાલ આપ્યો. પછી મને પૂરો જિજ્ઞાસુ નિરખ્યો ત્યારે જ સંઘના વિશાલ સમુદાયની હાજરીમાં મને ભાગવતી દીક્ષા આપી. શંભુપ્રસાદમાંથી હું મુનિ સંભૂતિવિજય બન્યો.

" નંદન ! તું જ્યારે પ્રવજ્યા લેવા આવ્યો ત્યારે તો સાધુજીવનનું મારું ત્રીજું વર્ષ ચાલતું હતું. મેં મુનિપણું લીધું તે દિવસથી જ મને શહેરમાં વસતા માનવીઓના આડંબરી જીવનની અને એમના વચ્ચે ચાલતા પ્રપંચો તથા ખોટા પ્રચારની ધૃણા હતી. વિહાર દરમિયાન ગ્રામ્યજીવનના જે પ્રસંગોમાં હુ આવ્યો એનાથી મારા મંતવ્યને પુષ્ટિ મળી છે. મને ગામડાવાસીઓમાં વહેમીપણું ને અભણદશા જોવા મળી પણ સાથોસાથ માયા–કપટનો અભાવ અને સરલતા પણ દેખાણી. એવા જીવોને સમજાવીને માર્ગ પર આણવામાં મેહેનત તો ખરી પણ એક વાર આવ્યા કે પછી ખસી જવાનો ભય નહીં. ત્યારથી જ મારું વલણ ગ્રામ્ય વિહાર પ્રતિ વધુ રહ્યુ છે.

" નાનકડા ગામની ભાગોળથી વહેતી પેલી સરિતામાં જાળ નાંખતો મચ્છીમાર કોને યાદ ન રહે ? જ્યારે પાપનું સ્વરૂપ મેં તેને સમજાવ્યું ત્યારે એ કેવો ગળગળો થઇ ગયો ? પણ કુટુંબના પોષણ માટે એની એ વયમાં બીજો ધંધો શીખે કયારે અને કરે કયારે ? પાપના ધંધાથી હાથ ધોઇ નાંખવાની વાત એને ગળે ઊતરી ગઈ છે. કદાચ અન્ય સાધન મળતાં એ છોડી પણ દેવાનો. બાકી પહેલી જાળ નાખતાં જે માછલાં આવે એ જરૂર છોડી દેવાનો. એ સ્થળેથી પચાસ ફર્લાંગ દૂર જઇ ફરીથી જાળ નાંખવાનો. નિયમ નજીવો, પણ એનું પાલન પાકે પાયે કરવાનો નિયમ એટલે જ ધર્મ. ત્યાં અતિચાર લગાડી ન જ શકાય.

" પછી એ માર્ગે મળેલી આભીરણનું અંતર કેવું નિર્મળ ? આપણી વચ્ચે ચાલી રહેલા સુદર્શન શેઠના પવિત્ર જીવનના વૃત્તાન્તથી તેના અંતરમાં કેવી વ્યથા ઉભરાઇ ? પોતાની જિંદગીના દુરાચારો એણે જાતે વર્ણવી બતાવ્યા. એમાંથી છૂટવાનો ઉપાય પૂછતાં એના ચહેરા પરનું દુઃખ માનસશાસ્ત્રનો અભ્યાસી જ વાંચી શકે. એ સાચા અંતરનો પશ્ચાત્તાપ હતો કે કેવલ દેખાવ હતો એ ચકાસવા મેં જ્યારે પોતાના એ અનાચારની વાતો તેણીના ગામના ચોરે ઊભા રહીને કહી બતાવવાની વાત મૂકી ત્યારે તેણીએ જરા પણ ક્ષોભ ન અનુભવ્યો. એ પાછળ શ્રદ્ધાની પકવતા અને અંતરની સચ્ચાઇ ન હોય તો આવું કામ બને જ નહીં. આપણા નેત્રોએ પણ શું જોયું ? આભીરણનું વૃત્તાન્ત ચાલતું હતું ત્યારે ગામ ચોરાની આસપાસ એકઠી મળેલી મંડળીમાં શરૂઆતમાં કેવી સ્થિતિ વર્તી રહી હતી ? કોઇ હસતા તો કોઇ વળી ડચકારા બોલાવતા. થોડા શરમના પોકાર પાડતાં. ઘણાની નજરમાં ઊઘાડો તિરસ્કાર ભર્યો હતો. એકાદ બેના હાથ તો વારંવાર ધારીઆ પર જતાં. આવી વિષમ પળમાં આપણી હાજરી સૌ કોઇને શરમાવતી. એટલે જ પરિણામ સુંદર આવ્યું.

મેં એને કહ્યું કે–' બહેન ! કરમે ભલભલા ચક્રવર્તી કે વાસુદેવોને, અરે ખુદ સયમધરોને નથી છોડ્યા ત્યાં તારી તે શી વાત કરવી ?' એ મહીયારીની ' કોને જોઉં અને કોને રોઉં ' વાળી વાત લક્ષ્યમાં રાખવા જેવી છે. ભગવાન શ્રી મહાવીરદેવનો માર્ગ પાપાત્માઓને અને દુરાત્માઓને પણ જો સાચા હૃદયથી પશ્ચાત્તાપ કરે તો તારી દે છે.'

મારા એ વચનો સાંભળતાં જ ગામવાસી નરનારીઓના ચહેરા કેવા પલટાઇ ગયા ? એકદમ ગંભીરતા પથરાઇ અને એનું કથાનક સંભળાવવા વિનતિ થઇ. ( ચાલુ )

**ચોકસી**



# ભાઇ નેમચંદ ગિરધરલાલ

ભાવનગરનિવાસી આ બંધુ અશાડ વદિ ૧૦ ને સોમવારે સાંજના અઠ્ઠાવન વર્ષની વયે પંચત્વ પામ્યા છે તેઓ મારાય સૌરાષ્ટ્રમા પ્રસિદ્ધિ પામેલ શેઠ ગિરધરલાલ આણંદજીના સુપુત્ર હતા સ્વભાવે શાન્ત, મિલનસાર, હસમુખા અને દયાળુ હતા ધાર્મિક અનુષ્ઠાનોમા વિશેષ રુચિ ધરાવતા હતા અને સામાયિક તથા જિન પૂજા એ તેમનો પ્રતિદિનનો વ્યવસાય હતો કુળના ધાર્મિક સસ્કારો બાલ વયથી જ મિચિત થયેલા હોવાથી તેમનો ધાર્મિક અભ્યાસ પણ સારો હતો



કેળવણી પ્રત્યે તેમને સારો પ્રેમ હતો તેમના મોટા પુત્ર અર્જુનલાલ છે બીજા પુત્ર જયતિલાલ M. B B S થયા છે અને ત્રીજા પુત્ર કુમારપાળ ઇજનેરી લાઇનના વિશેષ અભ્યાસ માટે મુબઇ છે આ ઉપરાત તેમને ધાર્મિક સાહિત્યવાચનનો પણ સારો શોખ હતો સભાના સત્કાર્યોથી આકર્ષાઇ તેઓ સભાના આજીવન સભાસદ સુમારે ૪૦ વર્ષથી થયા હતા એટલુ જ નહીં પણ સભાદ્વારા પ્રકાશિત થતા 'શ્રી જૈનધર્મ પ્રકાશ" માસિકના તંત્રીપદને પણ શોભાવ્યુ હતુ ત્યારબાદ તેઓએ સભાના ઓનરરી ખજાનચી તરીકે સેવા સમર્પી હતી સભાના પ્રત્યેક કાર્યમા તેઓ ઉલટથી ભાગ લેતા પાલીતાણા આયંબિલ વર્ધમાનતપ ખાતાના તેઓ ટ્રસ્ટી હતા સ્થાનિક શ્રાવક નિરાશ્રિત ફડના સેક્રેટરી હતા છેલ્લી નિવૃત્તાવસ્થામા તેઓ સ્થાનિક સેવાસમિતિમા દરરોજ જતા અને ત્યા પણ પોતાથી બનતી સેવા આપતા

આવા સજ્જન અને લાયક સભાસદની સભાને ન પૂરાય તેવી ખામી પડી છે અમો તેમના વડીલ કાકા કુવરજીભાઇ તથા ગુલાબચદને તેમના બધુ ભાઇ મોતીચદ સોલિસીટરને તેમજ પુત્ર-પુત્રીના પરિવારને હાર્દિક દિલાસો આપવા સાથે તેમના આત્માની શાંતિ ઇચ્છીએ છીએ સભા આવા યોગ્ય સભાસદોથી શોભે છે તેમનો અભાવ હંમેશને ખેદ ઉત્પન્ન કરે તેવો છે, પરંતુ ભાવી બળવાન હોવાથી તેને આધીન થવુ પડે છે

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ—પાલીતાણા

## સં. ૧૯૯૯ના વૈશાખ તથા જેઠ માસની પત્રિકા.

**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—નિયમાનુસાર સામાયિક, આઠમ, ચૌદશ પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુ-પૂજા, યાત્રા વિગેરે યોજવામાં આવ્યાં હતાં. વૈશાખ શુદિ ૨ ના રોજ મોખડકા મુકામે પ્રતિષ્ઠા ઉપર સઘળા વિદ્યાર્થીઓને એક દિવસ દર્શનાર્થે લઇ જવામાં આવ્યા હતા. જેઠ શુદિ ૧૧ ના રોજ સૌ યાત્રા કરવા ગયા હતા. જેઠ વદિ ૧૧ ના રોજ સૌએ એકી સાથે આયંબિલ વ્રત કર્યું હતું.

| આવક:— | વૈશાખ. | જેઠ |
|---|---|---|
| શ્રી જનરલ નિર્વાહ ફંડ ખાતે | ૧૨૧-૦-૦ | ૧૩૮૭-૧૨-૦ |
| શ્રી ભોજન ફંડ ખાતે | ૧૩૦-૦-૦ | ૨૬૭-૧૪-૦ |
| શ્રી કેલવણી ફંડ ખાતે | ૧૧-૦-૦ | ૨-૦-૦ |
| શ્રી સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટ ફંડ ખાતે | ૫૦૨-૦-૦ | ૨૨૫૮-૦-૦ |
| શ્રી આંગી ફંડ ખાતે | ૫૧-૦-૦ | ૦-૦-૦ |
| શ્રી દેરાસર ખાતે | ૧૧૦-૦-૦ | ૪૫-૪-૦ |
| શ્રી દૂધ ફંડ ખાતે | ૦-૦-૦ | ૧૦૧-૦-૦ |
| શ્રી કું. મૂ. સ્મારક વ્યાયામશાળા ખાતે | ૦-૦-૦ | ૨૫૧-૦-૦ |

**જમણવાર:**—૧. મદ્રાસના નવા દેરાસરના પંચ સમસ્ત તરફથી. ૨. શેઠ વર્ધમાન માણેકચંદ હા. બાબુભાઇ ગામ મોમ્બાસા. ૩. ગાંધી જમનાદાસ અમરચંદ તરફથી કેરીનો રસ. ૪. શા. લક્ષ્મીચંદ નથુભાઇના સ્મરણાર્થે ગામ કાલરી. ૫. ગાંધી હરગોવિંદ મોતીલાલ તથા શેઠ નાનચંદ થોભણ—ભાવનગર.

**અપૂર્વ સ્મારક:**—સ્વ. મુનિ મહારાજ શ્રી કર્પૂરવિજયજીની સ્વર્ગારોહણ તિથિ આસો વદિ ૮ ના દિવસે વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન, દેરાસરે આંગી તથા વિદ્યાર્થીઓના મેળાવડા માટે સંસ્થાની સ્થાનિક કમિટીના પ્રમુખ ગાંધી ચતુર્ભુજ મોતીલાલ તરફથી રૂા. ૧૧૦૨-૦-૦ ની મદદ મળી છે. આ રકમ અનામત રાખી તેનું વ્યાજ પ્રતિ વર્ષે વાપરવામાં આવશે.

**વિદ્યાર્થીઓની સંખ્યા:**—સંસ્થામાં જૂના ૬૦ તથા નવા દાખલ કરેલા ૪૦ મળી કુલ એકસો વિદ્યાર્થીઓ થયા છે.

**વાર્ષિક પરિણામ:**—મેટ્રિકની યુનીવર્સિટીની પરીક્ષામાં બેઠેલા સાત પૈકી છ વિદ્યાર્થીઓ પાસ થયા છે. તેમાં પણ પાલીતાણા સ્ટેટની હાઇસ્કૂલમાં સંસ્થાનો વિદ્યાર્થી વિનોદરાય છોટાલાલ મોદી પ્રથમ નંબરે આવી સ્ટેટની સ્કોલરશીપ જીતી શકેલ છે. કુલ પરિણામ નીચે મુજબ છે.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| અં. ધો. | સાતમું | ૭ માંથી | પાસ | ૬ | અં. ધો. | ત્રીજું | ૧૬ માંથી | પાસ | ૧૬ |
| " | છઠ્ઠું | ૪ | " | ૨ | " | બીજું | ૧૧ | " | ૧૧ |
| અં. ધો | પાંચમું | ૭ | " | ૫ | અં. ધો. | પહેલું | ૨૧ | " | ૧૮ |
| " | ચોથું | ૧૧ | " | ૧૦ | ગુ. ધો. | ચોથું | ૫ | " | ૨ |

૮૨ માંથી પાસ ૭૦

કુલ પરિણામ ટકા ૮૮ આવેલ છે.

**મુલાકાતઃ**—જખોભાઇ-કચ્છકોડાઇ, શ્રીચંદજી ખાંડીયા-બીકાનેર, ઇશ્વરલાલ ગુલાબચંદ-પુના, સુખરાજકુમાર કોચર-પાલી, મણિલાલ તથા રતિભાઇ રાજકોટ. લાલચંદજી ઢઢ્ઢા-મદ્રાસ, નગીનદાસ રાયચંદ-દેહગામ, જૈન બાળ વિદ્યાર્થી ભુવનના સુપ્રિ. તથા વિદ્યાર્થીઓ-ભાવનગર, ગાંધી જમનાદાસ અમરચંદ-ભાવનગર, મણિલાલ લખમીચંદ-અમદાવાદ, મોતીચંદ ગણેશમલજી-માડાણી, દોશી બાબુલાલ ભાઇચંદ-મોરબી, વાડીલાલ નથુભાઈ-કાલરી, ખરી ઈશ્વરલાલ હીરાલાલ-સાંગલી.

**દેરાસરની ભમતી**—દેરાસરજીની ભમતી કરાવવા અંગે શેઠ જમનાભાઇ ભગુભાઇ હા. શેઠાણી માણેકબેન ગામ અમદાવાદવાળા તરફથી રૂા ૧૦૦૦) ની મદદનું વચન મળ્યું છે, જે પૈકી રૂા. ૫૦૦) આવી ગયા છે.

**અંગ્રેજી ધો. પહેલાનો વર્ગઃ**—સંસ્થામાં ગઇ સાલ મુજબ શરૂ કર્યો છે.

**દે૦મુ૦ ટ્રસ્ટ સ્કોલરઃ**—સંસ્થામાં રહી મેટ્રિક પાસ થનાર વિ જયંતિલાલ તારાચંદને મુંબઇના શ્રી મહાવીર જૈન વિદ્યાલયમાં શે૦ દેંમુ ટ્રસ્ટના સ્કોલર તરીકે એડમીશન મળેલ છે. ચાલુ વર્ષે પસાર થયેલા મેટ્રિકના ૭ વિદ્યાર્થીઓ પૈકી ચાર વિદ્યાર્થીઓ કોલજમા જોડાયા છે. બે ધંધાર્થે જોડાયા છે.

## નમ્ર અપીલ

સ્વામિવાત્સલ્ય ટ્રસ્ટ ફંડ ખાતે માત્ર પાંચ માસની તિથિઓ ભરાણી છે. હજુ સાત માસ બાકી છે. આ યુદ્ધકાળના વિષમ સમયમાં લક્ષ્મીની ચંચળતા સમજી મોડું ન થાય તે પહેલાં સ્વધર્મી જૈન બંધુઓની ઉન્નતિ અર્થે તમારો હિસ્સો માગ્યા અગાઉ મોકલી આપી તમારી ફરજ બજાવશો. રૂા. ૨૫૧) માં એક ટંક, રૂા. ૫૦૧) માં બંને ટંક, રૂા. ૧૦૧) આંગી તિથિના, રૂા. ૧૦૧) દૂધની તિથિના એ રીતે લેવામાં આવે છે. મોંઘવારી હદ બેહદ વધી છે. આ વરસે ભોજનખર્ચ બમણો આવવા સંભવ છે. સુંદર શિક્ષણ અને સુસંસ્કાર આપી જૈન કોમના બાલકોનું ભાવિ જીવન સુખી બનાવવા તથા જૈન કોમમાં નરવીરો ઉત્પન્ન કરવા પ્રયત્નશીલ રહેતી આ સંસ્થા તરફ ઉદાર દિલ રાખવા નમ્ર અપીલ છે.

### ભાવનગરને સાંપડેલો

# શ્રી ભગવતીસૂત્ર–શ્રવણનો સુયોગ

આચાર્ય શ્રી વિજયકુમુદસૂરીશ્વરના અત્રે થયેલા ચાતુર્માસ દરમિયાન શ્રી સંઘને ભગવતીસૂત્ર સાંભળવાની જિજ્ઞાસા ઉદ્‌ભવતા તદર્થે વિજ્ઞપ્તિ કરી, જેનો આચાર્ય મહારાજે સહર્ષ સ્વીકાર કર્યો. શ્રી ભગવતીસૂત્રના પાના રૂા ૫૧) નકરાથી ટાણાવાળા શા ત્રિભોવનદાસ ગોરધન અશાડ વદિ ૬ ના રોજ વાજતેગાજતે પોતાના ઘરે લઇ ગયા. રાત્રે રાત્રિજગો કરીને શ્રીફળની પ્રભાવના કરવામાં આવી. વળતે દિવસે સવારના પોતાના ઘરેથી દબદબાભર્યો વરઘોડો ચઢાવ્યો, જેમાં ડંકો, નિશાન, ઇંદ્રધ્વજ, પ્રભુનો રથ, પાલખી, બેંડ વિગેરે સામગ્રી હતી. શહેરમાં ફરી વરઘોડો ઉપાશ્રયે આવતા તેમણે પાના આ મહારાજને વહોરાવ્યા, જે સમયે ભરાયેલી માનવમેદનીએ ભાવપૂર્વક જ્ઞાનપૂજા કરી. સૂત્રના બહુમાન નિમિત્તે સાચા મોતીનો સાથિયો કરવામાં આવ્યો. આ ઉપરાંત પ્રતિદિન ૩૦૦ સાથિયા, ૩૦૦ બદામો, ૩૦૦ છૂટા પૈસા, એક શ્રીફળ ને એક રૂપિયો મૂકવાનું ઠરાવવામાં આવતા તેના રૂા ૧૧) નક્કી કરવામાં આવ્યા. આવો અપૂર્વ લાભ ક્વચિત જ પ્રાપ્ત થતો હોવાથી ભાવિકોના હૃદયો હર્ષાન્વિત થઇ ગયા અને તે જ સમયે ચાતુર્માસના ૧૨૦) દિવસને બદલે ૧૨૫) વ્યક્તિઓના વારા નોંધાઇ ગયા. દરેક શતકના પ્રારંભમાં મુખ્ય જિનાલયે પૂજા ભણાવવાનું નિર્ણીત કરવામાં આવતા અને તેનો ખર્ચ રૂા ૨૧) નો ગણતા તેમાં પણ લગભગ ૩૨ નામો નોંધાઇ ગયા છે. ભાઇશ્રી ત્રિભોવનદાસ ગોરધને પ્રથમ દિવસે બપોરે મુખ્ય જિનાલયમાં પીસ્તાલીશ આગમની પૂજા ભણાવીને પણ શ્રીફળની પ્રભાવના કરી હતી. તેમનો ઉત્સાહ સારો હોવાથી ખર્ચ પણ સારો કર્યો છે.

સૌ કોઇ આ વાચનાનો લાભ લઇ શકે તે માટે સવારના જૂના ટાઇમ ૮ા થી ૯ા નો નક્કી કર્યો છે. અત્રેના કાપડિયાઓએ નવ વાગ્યા પછી જ દુકાન ઉઘાડવાનો પ્રબંધ કર્યો છે, તે પણ પ્રશસ્ય છે. ૪૫ વર્ષના અંતરે અત્રે ભગવતીસૂત્ર વંચાતુ હોવાથી ભાવિક જનતા પણ પૂર્ણ ઉલટથી તેનો સારી સંખ્યામાં લાભ લઈ રહી છે. આ પ્રમાણે ભાવનગરને ઉત્તમ આચાર્યનો અને બહુમાન્ય સૂત્ર-શ્રવણનો સુયોગ સાંપડ્યો છે. આ પણ અત્રેના શ્રી સંઘના અભ્યુદયની નિશાની છે.

## શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર ભાષાંતર
### પર્વ ૧ થી ૧૦ : વિભાગ ૫

આ આખા ગ્રંથમાં દશ પર્વ છે. કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની આ અપૂર્વ કૃતિ છે. મૂળના શ્લોક ૩૪૦૦૦ છે. અમે તેનું ભાષાંતર જુદા જુદા પાંચ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે.

૧ પ્રથમ ભાગ–પર્વ ૧–૨ શ્રી ઋષભદેવ, અજિતનાથ વગેરેના ચરિત્ર. કિં. રૂા. ૩–૪–૦
૨ બીજો ભાગ–પર્વ ૩-૪-૫-૬ શ્રીસંભવનાથથી મુનિસુવ્રતસ્વામી સુધીનાં ચરિત્રો. કિં. રૂ.૩–૪–૦
૩ ત્રીજો ભાગ–પર્વ ૭ મું. જૈન રામાયણ ને શ્રી નમિનાથ ચરિત્ર કિં. રૂા. ૧–૮–૦
૪ ચોથો ભાગ–પર્વ ૮–૯. થી નેમિનાથ ને પાર્શ્વનાથ વગેરેનાં ચરિત્ર કિં. રૂા. ૩–૦–૦
૫ પાંચમો ભાગ–પર્વ ૧૦ મું. શ્રી મહાવીરસ્વામીનું સવિસ્તર ચરિત્ર કિં. રૂા. ૨–૮–૦

પાંચે ભાગની કિંમત રૂા. ૧૩–૮–૦ થાય છે, તેના પાંચે ભાગ ભેગા લેનાર પાસેથી રૂા. ૧૧–૮–૦ લેવામાં આવે છે. પોસ્ટેજ જુદું સમજવું.

## શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા ભાષાંતર.
### ભાગ ૧–૨–૩–૪.

પ્રથમના ૩ ભાગમાં આખા ગ્રંથનું ભાષાંતર સંપૂર્ણ આવે છે. આ એક અપૂર્વ અને અજોડ ગ્રંથ છે. ત્રણે ભાગ મળીને કિંમત રૂા. ૯ાા છે. ચોથા ભાગ તરીકે તે ગ્રંથના કર્તા શ્રી સિદ્ધર્ષિગણીનું ચરિત્ર ઘણું વિસ્તારથી આપવામાં આવ્યું છે. તેની કિંમત રૂા. ૩) છે. ચાર ભાગ ભેગા લેનાર પાસેથી રૂા. ૧૨ાા ના રૂા. ૧૦ાા લેવામાં આવે છે.

શ્રી વિજયલક્ષ્મીસૂરિવિરચિત
## શ્રી ઉપદેશપ્રાસાદ ભાષાંતર

આ આખા ગ્રંથનું ભાષાતર અમે પાચ ભાગમા છપાવીને પ્રસિદ્ધ કરેલ છે. એમાં સ્થંભ ૨૪ ને વ્યાખ્યાન ૩૬૦ છે. દરેક વ્યાખ્યાનમાં એક એક કથા છે. પાચે ભાગની કિંમત રૂા. ૨ાા–૨–૨–૨ાા–૨ાા કુલ રૂા. ૧૧ાા થાય છે. તેના પાંચે ભાગ ભેગા મંગાવનાર પાસેથી રૂા. ૧૦) લેવામાં આવે છે આ ગ્રંથ અજોડ છે. આવો વર્ષના દિવસપ્રમાણ વ્યાખ્યાન વાળો બીજો કોઇ ગ્રંથ નથી. ભાષાતર પણ સરલ ગુજરાતી ભાષામાં કરવામાં આવેલ છે. કર્તાએ પ્રયાસ બહુ વિશેષ કર્યો છે.

## શ્રી આત્મપ્રબોધ ગ્રંથ-મૂળ

પંડિત શ્રી જિનલાભસૂરિકૃત ગદ્યબંધ આ ગ્રંથ બહુ જ ઉપયોગી છે. તેમાં સમકિત, દેશવિરતિ, સર્વવિરતિ તથા પરમાત્મસ્વરૂપદર્શક ચાર પ્રકાશ પાડેલા છે. કિંમત રૂપિયો દોઢ. પોસ્ટેજ સાત આના. ખાસ વ્યાખ્યાનમાં વાંચવા લાયક છે તેમજ શ્રોતાવર્ગને અસંત આનંદ સાથે લાભ કરે તેવો છે.

## શ્રી શ્રીચંદ્ર કેવળી ચરિત્ર

આ સંસ્કૃત પદ્યબદ્ધ ચરિત્રના કર્તા શ્રી સિદ્ધર્ષિ છે. ચરિત્ર ઘણું રસિક છે. વ્યાખ્યાનમાં વાંચવા લાયક છે. કિંમત રૂપિયો એક. પોસ્ટેજ: પાંચ આના. આયંબિલ વર્ધમાન તપના માહાત્મ્ય અને પ્રભાવ સમજવા માટે આ ચરિત્ર ખાસ ઉપયોગી છે.

મુદ્રકઃ શાહ ગુલાબચંદ લલ્લુભાઇ–શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ–ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

# શ્રી

# જૈન ધર્મ પ્રકાશ


પુસ્તક ૫૯ મું :: અંક ૬ ઠ્ઠો





વીર સંવત ૨૪૬૯ ※ વિક્રમ સંવત ૧૯૯૯

ભાદ્રપદ

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

| પુસ્તક ૫૯ મું<br>અંક ૯ મો | ભાદ્રપદ | વીર સં. ૨૪૬૯<br>વિક્રમ સં. ૧૯૯૯ |
|---|---|---|

## अनुक्रमणिका



### માસિકના વર્ષારંભનો ફેરફાર

માસિકના વર્ષનો ચૈત્ર માસથી પ્રારંભ કરવામાં આવે છે, પરંતુ તેમાં ઘણી અગવડ આવતી હોવાથી પુ ૬૦ માની શરૂઆત સંવત ૨૦૦૦ ના કાર્તિક માસથી કરવાનો નિરધાર કર્યો છે. એટલે પુ. ૫૯ ના અંક ૭ જ નીકળશે અને તેનું લવાજમ પણ પુ. ૬૦ માના અંક ૧૨ સહિત માસ ૧૯ ના રૂા. રાત્ર અને પોસ્ટેજના છ આના મળી રૂા રાા લેવામાં આવશે. વી. પી. કરવું પડશે તો તેનો ખર્ચ જુદો ચડશે. સંવત ૨૦૦૦ના પોસ માસમા વી. પી. કરવામાં આવશે તેથી ગ્રાહકોએ ત્યાર અગાઉ મનીઓર્ડરથી લવાજમ મોકલવું જેથી વી. પી. નો નકામો ખર્ચ ચડે નહીં.




પુસ્તક ૫૯ મું | ભાદ્રપદ | વીર સં. ૨૪૬૯
અંક ૬ ઠ્ઠો | | વિ. સં. ૧૯૯૯

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

# શ્રી વીરજિન સ્તુતિ

રાગ–ભૈરવીની ધૂનમાં.
( પશુમાં પડી એક તકરાર–એ ઢાળ. )

વંદન પ્રભુ ચરમ જિનેશ્વર વીર. ( ૨ )
શાસનનાયક, શિવસુખદાયક, ભીડભંજન મહાવીર;
નમન કરે રાજરાજેશ્વર ધીર. ( ૨ )
વંદન પ્રભુ ચરમ જિનેશ્વર વીર...૧
જ્ઞાન મહોદય, પરમોદ્ધારક, જગ મંગળ અનુરૂપ;
વિરતિધારી, સહજાનંદી, કૈવલ્યજ્ઞાન સ્વરૂપ.
પ્રભુના ગુણો શું ગણીએ અનૂપ ( ૨ )
વંદન પ્રભુ ચરમ જિનેશ્વર વીર...૨
વિશ્વવિધાતા, આનંદદાતા, મંગળ સુખકર નાથ;
મોક્ષવિલાસી, જ્ઞાન પ્રકાશી, વીતરાગ પદ સાથ.
ગુણ ગ્રાહકે અનાથ થાય સનાથ. ( ૨ )
વંદન પ્રભુ ચરમ જિનેશ્વર વીર...૩
મંગળમય પ્રભુ પદ નીરખતાં, જપતાં નિશદિન નામ;
ઊર્ધ્વગતિએ જઇ બિરાજે, નિશ્ચય ભાવે આમ.
સ્વરૂપમાં મળે જ તેથી તમામ. ( ૨ )
વંદન પ્રભુ ચરમ જિનેશ્વર વીર...૪

મગનલાલ મોતીચંદ શાહ

## અમારું ના સગું કોઈ

(ગઝલ)

અહા દુનિયા બધી જોઇ, અમારું ના સગું કોઇ;
રહે સૌ સ્વાર્થને રોઇ, અમારું ના સગું કોઈ. અહા० ૧
કૃપાળુ તાત યા માતા, ગાન સહુ સ્વાર્થનાં ગાતાં;
ભલે હો માજણ્યો ભાઇ, અમારું ના સગું કોઇ. અહા० ૨
સગા કાકા અને કાકી, નથી કો સ્વાર્થ વિણુ બાકી;
ભલે ભગિની અને ફોઇ, અમારું ના સગું કોઇ. અહા० ૩
સુતા સુત કે હશે નારી, સગાઇ સ્વાર્થની પ્યારી;
વિના તે નાંખશે ધોઇ, અમારું ના સગું કોઇ. અહા० ૪
અહા મામા અને મામી, વળી માસા અને માસી;
પડ્યા સહુ સ્વાર્થને મોહી, અમારું ના સગું કોઇ. અહા० ૫
સધાયે સ્વાર્થ તો પ્યારા, નહિં તો લાગશો ખારા;
કરે છે સર્વ બદબોઇ, અમારું ના સગું કોઇ. અહા० ૬
વિના સ્વાર્થે અરે ભ્રાતા, નથી કો મિત્ર પણુ થાતા;
સંબંધી હોય હરકોઇ, અમારું ના સગું કોઇ અહા० ૭
સગો એક આદિનાથ સાચો, અહા સૌ તેહને યાચો;
જપોને નામ સુખદાઇ, તમારું ના સગું કોઇ. અહા० ૮

સં० એન. બી. શાહ-ભરુચ

---

## ક્ષમાપના

મરણતણો ભય શીર પર મોટો, ખમો ખમાવી લ્યો આજે; (ટેક)
નરદેહે જૈન ધર્મ મળ્યો છે, રૂડાં કામ કરી લ્યો આજે. ૧
વચનથી દુભવ્યા હોય કોઇને, ક્ષમા માગી લ્યો સહુ સાથે;
ચતુર નરને ન હોય શિખામણ, ખમો ખમાવી લ્યો આજે. ૨
નહી રાગ દ્વેષ રાખો ઉરમાં, કામ ક્રોધ તજી દીયો આજે;
નેહથી નીરખો સર્વ જીવોને, ખમો ખમાવી લ્યો આજે. ૩
કાયાના છે રંગ-તરંગો, વિણસંતા નહીં વાર લાગે,
યાદ કરી લ્યો પોતાની ભૂલો, ખમો ખમાવી લ્યો આજે. ૪
થીર કરી મન-વચન-કાયાને, દયા-ક્ષમાના ભંડાર બનો;
ક્ષણભંગુર આ દેહમાં નવિ રાચો, ખમો ખમાવી લ્યો આજે. ૫
માયા-છળ-પ્રપંચ દૂર કરીને, હૃદયના મળને શુદ્ધ કરો;
ચાર ગતિના ટાળવા ફેરા, ખમો ખમાવી લ્યો આજે. ૬
હું અને અભિમાનને ગાળવા, ખમતખામણા કરો ભાવે;
હું રાયચંદ સેવક તમારો, ખમું ખમાવો સહુ આજે. ૭

રાયચંદ મૂળજી પારેખ

## ભજન

હવે તો અમે ધર્મનો ધધો હાથ ધરશું,
ધર્મનો ધધો હાથ ધરશું રે, વેપારી થઈને
સુકૃતનો ધંધો હાથ ધરશું.

કામ ને ક્રોધના ને મોહ ને લોભના રે, સોદા સંસારમાં નહીં કરશું;
લખ રે ચોરાશીના વિવિધ બજારમાં રે, ફરી ફરી થાકયા નહીં ફરશું રે. હવે તો૦ ૧
જૂઠને જાળવ્યું ને, સાચ ન સાચવ્યું રે, એવો વેપાર જાણે રળશું;
સરવૈયે ખોટ આવી, મૂડી ગુમાવી ભાઇ, ફરી એ પથે નહીં પળશું રે. હવે તો૦ ૨
ગુરુજીના ધર્મલાભો આગમે ભાખીયા રે, ચેતીને ચારિત્ર ચીતરશું;
જગના વ્યાપારમાં ને ધર્મ આચારમાં રે, આગમની ધારણાઓ ધરશું રે. હવે તો૦
આડત અસત્યની તો મનથી રે મૂકી ભાઇ, સોદા તે સત્યના સંઘરશું;
ખાતું ને આવરો આ અંતર રાખશું ને, નિષ્કામીભાવે સરભર કરશું રે. હવે તો૦
મનના વિકાર ટાળી, શુદ્ધ વિવેકથી રે, ચિત્તમાં ચેતનના ધ્યાન ધરશું;
સમકિત સમભાવે સ્થિરતાને પામી રે, અલખની શોધમાં ઉતરશું રે. હવે તો૦
વ્યક્તિની ભાવના સમષ્ટિમા ભેળવી રે, વિશ્વની સેવામાં વિચરશું;
આતમની જ્યોતિના શુદ્ધ સ્વરૂપમા રે, અનુભવી થાતાં થાતાં ઠરશું રે. હવે તો૦
શ્રદ્ધાના નાવે ભાઇ, ભવજળ તરવા રે, સુકાની સદ્ગુરુ કરશું;
વૈરાગ્ય વાયુ લ્હેરે, સોऽहं દિશાને સાધી, અર્હંના આરામાં ઉતરશું રે. હવે તો૦
પ્રભુ પદ પામવાને, ભવદુઃખ વામવા રે, વિદેહી ભાવનાને વરશું;
ભ્રમણાઓ ભાંગવાને, જીવને જગાડવા રે, દાસ હરિનું કહ્યું કરશુ રે. હવે તો૦૮

પાલીતાણા } હરિલાલ કીકાભાઈ મહેતા
મુનીમઃ-શેઠ આણંદજી કલ્યાણજી

---

## ગોપ—મોચન

છોડો છોડો અવિદ્યાના દોર, જાગે સમભાવ સખી;
તોડો તોડો તે કર્મની કોર, મળે સુખધામ સખી. છોડો છોડો૦
**સાખી**—વિભાવથી અળગો થતાં, જીવ શિવરૂપ થાય;
સ્વભાવમાં મળવા પછી, જન્મ મરણ અટકાય.
રે વીણો એવાં સુખડાં સખી. છોડો છોડો૦
**સાખી**—સ્વધર્મ સેવા આદરી, પરદુઃખે દુઃખી ઠરે;
એ વીર સદ્ગુણને ભરી, વીર ભાવનાઓ ભરે.
રે વીણો એવાં સુખડાં સખી. છોડો છોડો૦
**સાખી**—મયૂરેનું ગુણ જોઇને, સર્પ ચંદનને તજે;
"પ્રકાશ" કિરણ પ્રગટતા, સર્વ ભવાંકુરો ટળે.
રે વીણો એવાં સુખડાં સખી. છોડો છોડો૦

મગનલાલ મોતીચંદ શાહ

# સુપાત્રદાનનું તાત્વિક સ્વરૂપ

લેખકઃ—આ. શ્રી વિજયપદ્મસૂરિ

( અનુસંધાન પૃષ્ઠ ૧૩૯ થી )

## દાનેશ્વરીનો મહિમા

સુપાત્રદાનના દેનારા પુણ્યશાળી ભવ્ય જીવો પોતાના માનવજીવનને જરૂર સફલ કરે છે. કહ્યું છે કે—

वाणी रसवती यस्य, भार्या पुत्रवती सती ।
लक्ष्मीर्दानवती यस्य, सफलं तस्य जीवितम् ॥ १ ॥

આ બાબત ઉપદેશસાર ગ્રંથમાં સંક્ષેપથી દૃષ્ટાંત દીધું છે કે-અનુપમા દેવી તેવું દાન ઉલ્લાસથી આપીને મહાવિદેહ ક્ષેત્રમાં ઉપજવાને લાયક મનુષ્યાયુષ્યને બાંધી ત્યાં શ્રાવકના શ્રેષ્ઠ કુળમાં જન્મ પામ્યા છે અને સુપાત્રદાનના ઉત્તમ સંસ્કારથી આઠ વર્ષની ઉંમરે-નાની વયમાં ભાગવતી દીક્ષા પામ્યા છે. અત્યારે ત્યાં ( મહાવિદેહમાં ) કેવલીપણે વિચરે છે. આવા સુપાત્રદાનાદિ ધર્મમાં રુચિવાળા ભવ્ય જીવોને દુનિયા ચાહે એમાં નવાઇ શી ? જુઓ ! પાણીના દાતાર એવા મેઘને સૌ કોઇ ચાહે છે એટલે તેના આગમનની રાહ ખેડૂત વિગેરે સર્વે જુએ છે, પણ ભલેને પાણીનો અખૂટ ભંડાર હોય તો પણ સમુદ્રને કોઇ ચાહતું નથી; કારણ કે તેનો સ્વભાવ સંઘરવાનો છે, દેવાનો નથી. દાનેશ્વરી હોય તે જ ભવ્યજીવ લોકલાગણીને પોતાની તરફ ખેંચી શકે છે. કહેવત છે કે-" જેનો હાથ પોલો, તેનો જગત આખું ગોલો " અર્થાત્ દાસ થઇને રહે છે.

કંજુસની લક્ષ્મી શા કામની ? એ તો અનેક દૃષ્ટાંતોથી પ્રસિદ્ધ છે. જુઓ—

शार्दूलविक्रीडितवृत्त

शास्त्रैर्निष्प्रतिभस्य किं गतदृशो दीप्रैः प्रदीपैश्च किं ।
किं क्लीवस्य वधूजनैः प्रहरणैः किं कातरस्योल्बणैः ॥
किं वाद्यैर्बधिरस्य भूषणगणैर्लावण्यहीनस्य किं ।
किं भोज्यैर्ज्वरजर्जरस्य विभवैः प्रौढैरदातुश्च किं ॥ १ ॥

**સ્પષ્ટાર્થ**—જે માણસ બુદ્ધિ વિનાનો હોય તેની આગળ શાસ્ત્રનું રહસ્ય સમજાવીએ તો તેથી લાભ શો ? એટલે તેમ કરવું એ નકામું છે. ( એમ આગળ પણ સમજવું. ) આ બાબત બીજા ગ્રંથોમાં પણ કહ્યું છે કે—

'यस्य नास्ति स्वयं प्रज्ञा, शास्त्रं तस्य करोति किं ? ।
लोचनाभ्यां विहीनस्य, दर्पणः किं करिष्यति ? ॥ १ ॥

જેને સ્વયંપ્રજ્ઞા ( જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમના આધારે પ્રકટેલી સ્વાભાવિક સમજશક્તિ ) નથી તેને શાસ્ત્ર શા કામનું છે ? અર્થાત્ નિષ્ફલ છે.

તથા આંધળાની આગળ દેદીપ્યમાન દીવા કોઈ માણસ ધરી રાખે તો તેથી કંઈ લાભ થાય ખરો ? અર્થાત્ ન જ થાય. અને કાયર માણસને શત્રુની સામે લડવા માટે શસ્ત્ર આપીને ઊભો રાખીએ તો તે શું ધાડ મારશે ? અર્થાત કંઈ પણ તે લડવાનું કામ કરી શકે જ નહિ. આ કારણથી જણાવ્યું કે કાયર માણસને તીક્ષ્ણ શસ્ત્રો દેવા તે નકામા છે. તથા બ્હેરા માણસની પાસે વાજીંત્ર વગાડવા તે પણ નિરર્થક છે. તેમજ જેની સુંદર આકૃતિ નથી તેને ઘરેણાં પહેરાવવાં એ નકામું છે. તથા તાવવાળા માણસને ભોજન દેવું એ નકામું છે. આ બધાં કાર્યો જેમ નકામાં હોય છે તેમ કંજુસની પાસે ઘણી લક્ષ્મી હોય, તો પણ તે શા કામની ? એટલે જે લક્ષ્મી દાનમાં વપરાતી નથી તે નિષ્ફળ જ સમજવી. તેવા કંજુસની લક્ષ્મી કોઇપણ સત્કાર્યમાં વપરાતી જ નથી.

પ્રબળ પુણ્યોદયે શ્રાવકધર્મને સાધનારા ભવ્યજીવો યથાશક્તિ સુપાત્રદાનનો લ્હાવો લઇને જ ભોજન કરે છે કારણ કે દાન દઇને ખાવું, એ અમૃતભોજન કહેવાય, એમ તેઓ બરોબર સમજે છે. કદાચ માંદગી વિગેરે ખાસ કારણે તેઓ દાન ન દઇ શકે અને પ્રભુની-દેવની પૂજા ન કરી શકે તો તે દિવસ વંધ્ય ગયો એમ માને છે; કારણ કે પરમ પ્રભાવક પવિત્ર સિદ્ધાંતોના શ્રવણનું ફળ એ છે કે-આવી આવેલી ઉત્તમ તક જાળવવી. જેમ પ્રાચીન મહર્ષિ ભગવંતોએ એવી તકને અમૂલ્ય ગણી છે તેમ અન્ય નીતિશાસ્ત્રાદિના જાણકાર જૈનેતર કાવ્યનિષ્ણાત પંડિતોએ પણ ધનિક દાનેશ્વરીને અન્યોક્તિદ્વારા અવસરની કિંમત કરવા સૂચના કરી છે.

शार्दूलविक्रीडितवृत्तम्

कर्त्तव्यो यदि वर्त्तते हृदि तरोरस्योपकारस्त्वया,
मा कालं गमयाम्बुवाहसमये सिञ्चैनमम्भोलवैः ।
पत्रे वै गलिते फलेऽपि पतिते मूले गते शुष्कतां,
किं नामास्य विभो ! करिष्यसि तदा धारासहस्रैरपि ॥ १ ॥

**અર્થ**—હે મેઘ ! જો તારા મનમાં એવી જ ઇચ્છા વર્તે છે કે-મારે આ ઝાડની ઉપર ઉપકાર કરવો છે તો તેને માટે હાલ સારામાં સારો અવસર છે, માટે ઉપકાર કરવામાં તું લેશ પણ વિલંબ ન કર; કારણ કે વ્યર્થ કાળ ગુમાવવામાં શો ફાયદો ? અર્થાત્ લગાર પણ લાભ છે જ નહિ, એમ સમજીને પાણીના બિંદુઓવડે ( વરસવાવડે ) આ ઝાડને સિંચ એટલે. તેની ઉપર વરસ કે જેથી અવસરે તારું વરસવું વ્યાજબી ગણાય. આ તક ગુમાવવા જેવી નથી, કારણ કે જ્યારે આ ઝાડના પાંદડાં ખરી પડે અને ફળ પણ તૂટીને ભોંય પર પડે, તથા મૂળ પણ સૂકાઈ જાય ત્યારે ( બીનઅવસરે ) તું ભલેને આ ઝાડની ઉપર તારી હજારો ધારા વરસાવે પણ તેથી શું એને ( ઝાડને ) તારા તરફથી ઉપકાર ( લાભ ) થવાનો ? અર્થાત્ કંઈ નહિ; કારણ કે અવસર વિના તું વરસ્યો. આ પ્રમાણે મેઘના દષ્ટાંતે શક્તિસંપન્ન ધનિક દાનેશ્વરીઓને પણ યોગ્ય ભલામણ કરી છે કે-જ્યારે દાનનો અવસર હોય ત્યારે જરૂર દાન દેવું જોઈએ.

## દાન દેવાથી થતા ફાયદા

જે ભવ્યજીવો ન્યાયથી પેદા કરેલા દ્રવ્યદ્વારા સંપાદન કરેલ કલ્પ્ય ( સુપાત્રને દઈ શકાય તેવા ) શુદ્ધ ( નિર્દોષ ) આહારવસ્ત્ર વિગેરે સુપાત્રને આપે છે તેઓ સદાચાર પાળવામાં બહુ જ ઉત્સાહથી આગળ વધે છે અને વિનય-જ્ઞાન-શાંતિ આદિ ગુણોને જરૂર પામે છે. તથા પરભવમાં મોક્ષના અવ્યાબાધ સુખને પણ પામે છે. સુપાત્રની પરીક્ષા કરવાના સંબંધમાં કૃષ્ણદ્વીપાયને પણ એક વખત યુધિષ્ઠિર અને ભીમને જણાવ્યું હતું કે-હે યુધિષ્ઠિર ! જેઓમાં વિદ્યા અને તપશ્ચર્યા બંને ગુણ હોય તે જ સુપાત્ર કહેવાય. કહ્યું છે કે—

**न विद्यया केवलया, तपसापि च पात्रता ।**
**यत्र विद्या चरित्रं च, तत्पात्रमभिधीयते ॥ १ ॥**

**અર્થ**—એકલી વિદ્યા ભણવાથી કે એકલું તપ કરવાથી પાત્રપણું મળી શકતું નથી, પણ વિદ્યા ભણવા ઉપરાંત જે તપને સાધે તે જ સુપાત્ર કહેવાય. આવા ગુણો જેમાં ન હોય તે કુપાત્ર કહેવાય એટલે જે જિનવચનોની ઉપર શ્રદ્ધા ન રાખે, દરેક વસ્તુના સ્વરૂપને સ્યાદ્વાદ શૈલીએ ન સમજે અને સદ્વર્ત્તન ન પાળે તે કુપાત્ર કહેવાય. તેને ગુરુબુદ્ધિએ દાન ન દેવાય. કલ્પ્યાકલ્પ્ય પદાર્થના સ્વરૂપને જાણ્યા બાદ ભવ્યજીવોએ સુપાત્રને અકલ્પ્ય ( ન ખપી શકે તેવા ) પદાર્થો ન દેવા જોઇએ કારણ કે અકલ્પ્ય દાન દેતાં શુભગતિનું આઉખું ટૂંકું બંધાય છે. આ બાબતમા સાક્ષીપાઠ તરીકે શ્રી ભગવતીસૂત્રમાં અલ્પાયુષ્ય બાંધવાના ત્રણ કારણ જણાવ્યા છે. તે આ પ્રમાણે:—૧. જીવોને હણવાથી, ૨. જૂઠું બોલવાથી, ૩. સુપાત્રને અકલ્પ્ય ચીજનું દાન દેવાથી તેમજ સુપાત્રને તરછોડીને દાન દેવાથી અલ્પાયુ બંધાય; તેવી રીતે દાન દેનારા જીવો અશુભ ગતિનું લાંબું આયુષ્ય બાંધે છે.

## સુપાત્રદાન દેનારા શ્રાવકના બે ભેદ

સુપાત્રદાનને પૂર્વોક્ત વિધિ પ્રમાણે દેનારા શ્રાવકોના ૧. સંવિગ્નભાવિત શ્રાવક અને ૨. લુબ્ધકદૃષ્ટાંતભાવિત શ્રાવક એમ બે ભેદ શ્રી ભગવતીસૂત્ર ટીકા વગેરેમાં જણાવ્યા છે. તેનું ટૂંકું સ્વરૂપ આ પ્રમાણે જાણવું.

૧. સંવિગ્નભાવિત શ્રાવક—જેઓ સુપાત્રદાનાદિના સ્વરૂપને જણાવનારા સિદ્ધાંતોના અર્થને સાંભળે, હૃદયમાં તેનું યથાર્થ રહસ્ય ધારી રાખે, તથા સુપાત્રને જ્ઞાનાદિના સાધનો દઇને સંયમની નિર્મલ સાધનામાં મદદગાર બને, તેમજ માંદગી આદિ પ્રસંગે પણ પૂર્ણ ઉલ્લાસથી ભક્તિ કરે. સુપાત્ર મુનિરાજ વગેરે મહાપુરુષોને વ્હોરાવવાના પ્રસંગે ઉચિતપણું જાળવીને દાનના પાંચ ભૂષણો ધારણ કરી અને પાંચ દૂષણો છંડીને આહારાદિ પદાર્થો વહોરાવે, તે સંવિગ્નભાવિત શ્રાવક કહેવાય આવા શ્રાવકો દીર્ઘદૃષ્ટિથી એટલે સુધી વિચારે છે કે—આ મુનિસમુદાયમાં કેટલા સાધુઓ છે ? બાલ-વૃદ્ધ-ગ્લાન-નવદીક્ષિત

સાધુઓ કોણ છે? આ બીના ધ્યાનમાં લઇને સુપાત્રને વધારે પડતા આહારાદિ વ્હોરાવે નહિ. તથા કઈ વસ્તુ કયારે અચિત્ત થાય? સુપાત્રને કઇ વસ્તુ ખપે ને કઇ વસ્તુ ન ખપે? ઇત્યાદિ બીના પણ ગુરુગમથી જાણે છે તેથી તેવા ગીતાર્થ શ્રાવકોના હાથે આહારાદિ વહોરતાં સુપાત્રને આહારાદિની શુદ્ધિ જળવાય એમાં નવાઇ શી?

૨. લુબ્ધકદષ્ટાંતભાવિક શ્રાવક—જેવી રીતે લુબ્ધક એટલે શિકારી વધ્ય (જે હરિણાદિ તરફ બાણ ફેંકવાનું હોય તે) તરફ એક જ ધ્યાન રાખે છે, તેવી રીતે જે શ્રાવકો સંવિગ્નભાવિત શ્રાવકની માફક દાનનો વિધિ જાણતા નથી, પણ સરલતાથી એમ વિચારે છે કે-"સુપાત્રના પાત્રમાં મારો આહાર પડે એ મહાભાગ્યોદય ગણાય અને તે મહાલાભનું કારણ છે." આ રીતે વિચારીને સુપાત્રને 'આપવાનું જ' સમજે, ને તે પ્રમાણે દાન દે તે લુબ્ધકદષ્ટાંતભાવિક શ્રાવક કહેવાય. આવા ભવ્યજીવો પણ જેમ જેમ મુનિરાજના સમાગમમાં અધિક અધિક આવે છે તેમ તેમ તેઓ ભવિષ્યમાં જરૂર સંવિગ્નભાવિત શ્રાવકની જેવા બને છે. આ સુપાત્રદાનના ચાલુ પ્રસંગે દાયકે અને ગ્રાહકે જરૂર યાદ રાખવું જોઇએ કે-જ્યારે નિર્વાહકાળ હોય, એટલે સુકાળ વગેરે અનુકૂળ સંયોગો હોય ત્યારે દાયકે અકલ્પ્ય ચીજનું દાન દેવું અને ગ્રાહકે તેવી ચીજનું લેવું એ તદ્દન ગેરવ્યાજબી છે; કારણ કે દાયક એ પ્રસંગે ખાસ કારણ વિના ગીતાર્થાદિ મહાપુરુષોની આજ્ઞા વિના તેવું દાન આપે તો તે ટૂંકા આયુષ્યનો બંધ કરે છે અને ગ્રાહક નિષ્કારણ અપવાદ સેવવાથી (સદોષ આહારાદિ લેવાથી) સંયમને મલિન કરે છે માટે નિર્વાહકાળમાં સદોષ દાનનું લેવું ને દેવું એ બંને અહિતકર છે. હવે જો ઇતરકાળ હોય, એટલે દુષ્કાળ-તીવ્ર ઉન્હાળો-ભયંકર-દીર્ઘ અટવીમાં વિહાર વગેરેમાંના કોઇ પણ વિકટ પ્રસંગે નિર્દોષ આહારાદિની મુશ્કેલી હોય ને નિર્વાહ ન થઇ શકે તેવું ગીતાર્થાદિ મહાપુરુષોને જણાય, તો તેમની આજ્ઞાને માન આપીને આપવાદિક (સદોષ) ચીજને દેનાર ને લેનાર બંને નિર્દોષ છે, કારણ કે તેવા ગાઢ આપત્તિના પ્રસંગે ગીતાર્થાદિની આજ્ઞાથી આપવાદિક દાનને દેનારા સમજુ (દ્રવ્યાદિના જાણકાર) શ્રાવકો મુનિરાજ વગેરે સુપાત્રના સંયમનું રક્ષણ કરે છે અને દાનના લેનાર સુપાત્ર મુનિઓ પણ ગીતાર્થાદિ મહાપુરુષોની આજ્ઞાનુસારે જ પ્રવૃત્તિ કરે છે, એટલે અપવાદ માર્ગને સેવે છે તે કેવલ ધર્માધાર-શરીર નભાવી સંયમનિર્વાહ તરફ લક્ષ્ય રાખે છે ને ભવિષ્યમાં ઉચિત સમયે આલોચનાદિ પ્રાયશ્ચિત્ત લઇને આત્મશુદ્ધિ કરવાની ભાવના પણ રાખે છે. આ બાબતમાં શ્રી સ્થાનાંગવૃત્તિ વગેરે ઘણાં ગ્રંથોમાં જણાવ્યું છે કે—

आर्यावृत्तम्—संथरणम्मि असुद्धं, दोण्हवि गेण्हंतदेंतयाणऽहियं।
आउरदिद्वंतेणं, तं चेव हियं असंथरणे ॥ १ ॥

(આ ગાથાનો સ્પષ્ટાર્થ ઉપર જણાવી દીધો છે.)

# જિનમંદિરમાં થતી આંગી–રોશની

જિનમંદિરમાં થતી પરમાત્માની મૂર્ત્તિની આંગી અને રોશનીની પ્રથા પ્રાચીન છે કે અર્વાચીન છે ? આવા એક જિજ્ઞાસુના પ્રશ્નના ઉત્તરમાં એક સુજ્ઞ મુનિમહારાજાએ કહ્યું કે–"જિનમંદિરમાં થતી આંગી–રોશનીની પ્રથા પૂર્વથી ચાલી આવે છે; પરંતુ તે પ્રથમ વિવેક અને યતનાપૂર્વક કરવામાં આવતી હતી અને તેમાં તેના ઉદ્દેશનું પરિપાલન સારી રીતે કરવામાં આવતું હતું. આ સંબંધમાં શ્રી સંમતિતર્કની વૃત્તિમાં કહેલ છે કે-**भगवत्प्रतिमाया भूषणाद्यारोपणं कर्मक्षयकारणं, कर्तृमनःप्रसादजनकत्वात्, कुंकुमाद्यालेपनवत्** । અર્થ—"કેશરાદિના વિલેપનની જેમ જિનપ્રતિમાના અંગ ઉપર આભૂષણાદિનું આરોપણ કરવું તે કર્મક્ષયનું કારણ છે અને તે ચડાવનારના મનમાં પ્રસન્નતાનું ઉત્પાદક છે."

હાલમાં એ કાર્યમાં યતના ને વિવેકની કાંઇક ક્ષતિ દેખાય છે તેથી તેમાં સુધારો થવાની આવશ્યકતા છે. જે રચના કરવાથી વીતરાગનું વીતરાગત્વ ન સચવાય તે કરવાથી કરનારના ઉદ્દેશની સફળતા થતી નથી."

આ હકીકતનો સાર એ છે કે-પરમાત્માની મૂર્ત્તિને આભૂષણો ધારણ કરાવવાની પ્રવૃત્તિ નવી નથી, અર્વાચીન કહેનારા શાસ્ત્રવચનથી અનભિજ્ઞ છે. આંગી કરવામાં આવે છે તે આભૂષણનું જ પ્રતિક–પ્રતિનિધિ છે. એટલે તેનો નિષેધ ન કરવો પણ જયણા ને વિવેક જાળવવાની ચીવટ રાખવી. એમ કરવાથી ભક્તિભાવવાળા આત્માની ભક્તિ જળવાય છે અને પરમાત્માની આજ્ઞાનું પણ આરાધન થાય છે. કુંવરજી

---

આ રીતે સુપાત્રદાનને અંગે આચાર્યશ્રી અભયદેવસૂરીશ્વરજી મહારાજે શ્રી ભગવતીસૂત્રના આઠમા શતકના છઠ્ઠા ઉદ્દેશાની ટીકામાં તથા શ્રી સ્થાનાંગસૂત્રના[1] ત્રીજા અધ્યયનની ટીકામાં વિસ્તારથી જણાવ્યુ છે. તેમાંની જે ટૂંક બીના ઉપર જણાવી છે તેને લક્ષ્યમાં રાખીને ભવ્યજીવો સુપાત્રદાનને પરમ ઉલ્લાસથી દઇ આત્મહિત સાધે, એ જ ભાવના.

---

૧. સ્થાનાંગસૂત્ર એ ત્રીજું અંગ છે. તેના દશ અધ્યયનો છે. તેમાં પહેલા અધ્યયનમાં એકેક પદાર્થો કયા કયા ? તે સંબંધી વર્ણન કર્યું છે. એમ બીજા અધ્યયનમાં બે બે પદાર્થોનું, ત્રીજા અધ્યયનમાં ત્રણ ત્રણ પદાર્થોનું વર્ણન કર્યું છે. આ ક્રમે છેવટે દશમા અધ્યયનમાં દશ દશ સંખ્યામાં રહેલા શ્રમણધર્માદિની બીના જણાવી છે. એટલે એકથી માંડીને દશ સખ્યાવાળા જીવાજીવાદિ પદાર્થોનું તેમજ સ્વસમયપરસમયની ને નદીપર્વતાદિની બીના ક્રમસર એકથી દશ અધ્યયનમા જણાવી છે. તેમાં આદર્શ શ્રાવકાદિ અને માતાપિતા સમાન શ્રાવકાદિની ચઉભંગીનું વર્ણન, મહાવ્રત, અણુવ્રત, સમિતિ, ગુપ્તિ આદિનું તથા શ્રી મહાવીરદેવના શાસનમાં જિનનામકર્મને બાંધનારા શ્રેણિકાદિ નવનું અને નરકથી નીકળ્યા બાદ શ્રેણિકનું ભાવિ વર્ણન, રોગના નવ કારણનું સ્વરૂપ વગેરે ખાસ જાણવા જેવી બીના ઘણી વર્ણવી છે. બૌદ્ધમતના અંગુત્તરનિકાયમાં પણ આવો ક્રમ સ્વીકાર્યો છે.

# વ્યવહાર-કૌશલ્ય

લેખક-મૌક્તિક

( ૨૦૯ )

**તમને પોતાને આજે શું થયું છે તેનો નહિ,-પણ**
**તમારી મારફત અન્યને શું થયું છે—એ તમારો વિચાર હોવો જોઈએ.**

સાધારણુ રીતે વિચાર શું આવે ? આજે કેટલા રૂપિયા કમાયા ? આજનો ખરચ નીકળ્યો કે નહિ ? ધારણા પ્રમાણે બજાર તેજી કે મંદીને માર્ગે ગયો કે નહિ ? શેઠની કૃપામાં કાંઇ વધારો થયો કે નહિ ? ગઇ કાલે મેળાવડામાં ગયા કે ભાષણુ કર્યું તેને અંગે છાપામાં નામ આવ્યું કે નહિ ? અથવા છોકરો કેટલું કમાયો ? તેની મારફત મૂડીમાં કેટલો વધારો થયો ? અથવા તેનો અભ્યાસ કેવો ચાલે છે ? આવા આવા પોતાને લગતા, પોતાની સંતતિને લગતા, પોતાની પત્નીને લગતા કે પોતાના વ્યાપારને લગતા વિચારો આવે છે અને તેને અંગે અનેક જાતની માનસિક ધાલમેલ મનમાં થયા કરે છે. પ્રાણી સામાન્યતઃ પોતાની જાતને વર્તુળ સ્થાને અથવા વર્તુળના કેંદ્રસ્થાને માને છે અને પોતાની ફરતી દુનિયા ફરે છે, તેનું પોતાને અંગે કેવું વર્તન થયું ? તેમાં પોતાને સીધો કે આડકતરો કેટલો લાભ થયો ? અથવા તે નાના વર્તુળમાં પોતાની પ્રશંસા કેટલી થઇ ? પોતાને કેવાં અભિનંદનો મળ્યાં ? તેનો જ તે મોટે ભાગે વિચાર કરે છે. એની નાનકડી દુનિયાને એ આખી દુનિયા માને છે અને પોતા સારુ સર્વ મથી રહ્યા છે એમ ધારી પોતા પરત્વે તેમનો કસ કાઢે છે. અથવા પોતે માંદો કેમ પડયો ? પોતે સાજો કેમ થાય ? પોતાના વ્યાધિઓ કઇ રીતે ઓછા થાય અને પોતાની દુનિયામાં પાછો પોતે કેમ ખડો થઇ જાય ? એવા એવા વિચાર દુનિયાનો રસિક પ્રાણી દરરોજ કરે છે. પણુ એ વિચારધારા ખોટી છે, અયોગ્ય છે, ત્યાજ્ય છે. ખરો વિચાર તો પોતાની મારફત અન્યને શું થયું ? પોતે કેટલા પરોપકાર કર્યા ? પોતે અન્યને કેટલો લાભ આપ્યો ? પોતે બીજાને પાત્ર જોઇ કેટલાં દાન આપ્યાં ? પોતાથી અન્ય કેટલાં પોષાયાં ? પોતે પોતાના કાર્યથી દુનિયાની પ્રગતિમાં કેટલો ફાળો આપ્યો ? પોતે કેટલાને ખવરાવ્યું ? કેટલાને જ્ઞાનદાનમાં સહાય કરી ? અન્યના વ્યાધિ ઓછા કરવામાં પોતે શો ફાળો આપ્યો ? અન્યને માર્ગે ચઢાવવામાં પોતે પોતાની શક્તિનો કેટલો ઉપયોગ કર્યો ?-આવા વિચાર કરવા ઘટે. આ વિચારમાં મધ્યબિંદુ પોતે ન થાય, પણુ એને દુઃખ-દારિદ્ર અને અજ્ઞાનમાં અફળાતી દુનિયાનો ખ્યાલ આવે, એની દશા સુધારવાની પોતાની ફરજનો ખ્યાલ આવે, પોતાના જીવનની સફળતા પારકા માટે સરળતા કરવામાં છે એ વાતનો જીવંત ખ્યાલ થાય અને શરીર, બુદ્ધિ કે શક્તિનો ઉપયોગ પારકા માટે થાય તે જ ખરું જીવન છે એવી હૃદયભાવના જાગે. કાગડો પણુ જીવે છે, ખાય છે અને તે માટે અહીં તહીં ઊડે છે. એ જીવન નથી, માત્ર હયાતી છે. એવા જીવનનો કાંઇ અર્થ નથી, એવા જીવન અને મરણુ વચ્ચે બહુ તફાવત નથી, એમાં આંતર આનંદનો ઉલ્લાસ નથી, એમાં વર્તનનો વિકાસ નથી,

એમાં અંતરાત્માની સાધ્ય તરફ કૂચ નથી. કુશળ માણસ પર માટે જીવે, સ્વને ભૂલી જાય એમાં ખરી કુશળતા છે.

"Not what has happened to you to day, but what has happened to others through you-that should be your thought." (23-5-41)

( ૨૧૦ )

**આપણે શું જાણીએ છીએ અથવા શું કરીએ છીએ-તે પર આપણો પ્રભાવ પડતો નથી પણ આપણે શુ છીએ તે પર તેનો આધાર રહે છે.**

અન્ય ઉપર છાયા પડે તે માટે આપણું કેટલું જ્ઞાન છે અથવા કેવાં કાર્યો કરીએ છીએ તે પર સામાનું લક્ષ્ય રહેતું નથી. આ વાતના સત્ય પરિચય માટે 'માનસવિજ્ઞાના અભ્યાસની જરૂર છે. આ માનસશાસ્ત્રનો અભ્યાસી જાણી શકે છે કે અન્ય પર પ્રભાવ કોનો પડે ? આપણે ગમે તેટલો અભ્યાસ કર્યો હોય, 'ગમે તેટલી પદવી પ્રાપ્ત કરી હોય, ગમે તેવાં મોટા કામો કર્યા હોય, ગમે તેટલી રાજદ્વારી રમતો રમ્યા હોઈએ કે મુત્સદ્દીગીરીના દાવો ખેલ્યા હોય, એ કાંઇ જરાએ કામમા આવતું નથી. પ્રભાવ પાડવા માટે **ચારિત્રની** જરૂર છે, વર્તનની જરૂર છે, ઉન્નત જીવનભાવનાને સાક્ષાત્ જીવવાની જરૂર છે. મોટી પદવીઓ કે મોટા કામો થોડીવાર દુનિયાને આંજી દે ખરાં, પણ એમાં તો 'ચાર દા'ડાનું ચાંદરણું અને પછી ઘોર અંધારી રાત ' આવે, એમાં કાંઇ પ્રભાવ કે છાયા પડે નહિ. એ તો માત્ર અભિનંદન અપાવે કે સભાસ્થાન શોભતું કરે. દુનિયા પર પ્રભાવ તો ચારિત્ર જ પાડી શકે, આદર્શ વર્તન જ પાડી શકે, ન ભુ સાય કે ભૂલાય તેવી છાપ તે જ પાડી શકે, અનુકરણ કરવા યોગ્ય દાખલો પણ તે જ પાડી શકે અને જીવનધન્યતાના નમૂના પણ તે જ પૂરા પાડી શકે.

કોઈ સત્પુરુષ પાસે જઈએ, તેની આજુબાજુનું વાતાવરણ જોઈએ, એનો બારિકીથી અભ્યાસ કરીએ, ત્યારે સંત મૌન હોય તો પણ એની છાયા કેટલી અને કેવી પડે છે તેનો સાક્ષાત્કાર થાય. એવા સત્પુરુષો જગતને નમાવે છે, જગત વગરકહ્યે એને પગે પડે છે અને એના દૃષ્ટાંતથી એની સાનિધ્યમાં જવા કે રહેવા માટે પોતાને ભાગ્યશાળી ગણે છે, પવિત્રાત્મા કેટલું ભણ્યા છે કે એણે કેવા રણસંગ્રામો ખેલ્યા છે એમ કોઇ પૂછતુ પણ નથી. પવિત્ર આત્મા પોતે અંદરથી આત્મા સાથે વાતો કરે છે અને આત્મા આત્માને સમજી લે છે.

સચ્ચારિત્રમાં દેખાવને સ્થાન નથી, દંભને અવકાશ નથી, નિંદાને માટે ભૂમિકા નથી, અસત્ય કે હિંસાને સથવારો નથી. ત્યા તો નગદ વાતને અવકાશ છે, ઉચ્ચ ભૂમિકાને સ્થાન છે, મનની શુદ્ધિને વિસ્તાર છે. બાહ્ય દેખાવ કે ખોટા પડારો સાચો પ્રભાવ કદી પાડી શકતા નથી અને સાચા હૃદયને દેશ કે સમયની મર્યાદા નથી. એને પ્રભાવ પાડવાની વૃત્તિ પણ થતી નથી અને નિઃસ્પૃહતા અને સદ્વર્તનનો મેળાપ થાય ત્યાં પ્રભાવ સ્વતઃ આવી જાય છે. મોટા માણસ થવાની ઇચ્છા ન કરતાં **સારા** થવાની ભાવના કરવી, મહાજ્ઞાની ગણાવાની હોંસ રાખવાને બદલે સ્વચ્છ હૃદયવાળા થવાની ઇચ્છા કરવી. ખરા સાચાની કિંમત અંતે જગત જરૂર આંકે છે.

"Our influence depends not so much on what we know, or even upon what we do, as upon what we are." (11-6-41)

# ॐ अर्हं नमः મંત્રનો જાપ અને તેનું માહાત્મ્ય

લેખક:—મુનિ પુણ્યવિજયજી

એક રાજા અને એક રંક, એક સુખી અને એક દુઃખી, એક રોગી અને એક નિરોગી, આવી વિવિધતાઓ વિશ્વમાં આપણી નજરે પડે છે, તેનું ખરું કારણ પુન્ય અને પાપ છે. પુન્યથી જીવો સુખી થાય છે, પાપથી દુઃખી થાય છે.

વિશ્વમાં કાર્યકારણના નિયમો અચળ છે, કારણ વિના કાર્ય થતું નથી, સુખ દુઃખ ઉત્પન્ન થવાનાં કાર્યો તેના કારણની અપેક્ષા રાખે છે. કારણ પહેલું અને કાર્ય પછી, આ નિયમાનુસાર અત્યારની મનુષ્યની સ્થિતિ પૂર્વનાં કર્માનુસારે બનેલી છે.

ધનાદિ અનુકૂળ સાધનોની પ્રાપ્તિમા પુરુષાર્થની સાથે પુન્યપ્રકૃતિ હોય તો જ મનુષ્યો સફળતા પામે છે. પરમાર્થ અને પરોપકારનાં કાર્યોથી જીવો પુન્ય ઉપાર્જન કરે છે. મન–વચન–શરીર અને ધનાદિનો સદુપયોગ કરવાથી પુન્ય બંધાય છે અને તેથી જીવો સુખી થાય છે. પરમાત્માનું સ્મરણ કરવાથી આત્મા નિર્મળ થાય છે અને વિશેષ પ્રકારે પુન્ય બંધાય છે. જીવ ઉત્તરોત્તર આગળ વધે છે.

પરમાત્માના નામનું સ્મરણ ગરીબ અને ધનાઢ્ય, બાળ, યુવાન અને વૃદ્ધ, સુખી અને દુઃખી દરેક જીવો કરી શકે છે. જેને વખત ઓછો મળતો હોય તેવાઓ હાલતાં, ચાલતાં, સૂતાં, બેસતાં અને કામકાજ કરતા પણ પ્રભુસ્મરણ કરી શકે છે. વસ્ત્ર કે શરીરની શુદ્ધિ ન હોય તો પણ હોઠ ન ચાલે તેમ મનમાં જાપ કરવામા વાધો નથી. ચાલવાનું કામ પગનું છે, તે વખતે પણ મનને જાપના કામમાં જોડવામા આવે તો જાપ થઇ શકે છે. રેલ્વેમા કે વાહનમાં મુસાફરી કરતા હો ત્યારે પણ તમે ત્યાં બેઠા બેઠા જાપ મનમાં કરી શકો છો પથારીમાં સૂતાં સૂતાં પણ નિદ્રા ન આવે ત્યા સુધી જાપ કરી શકાય છે, અને તે જાપ કરતા નિદ્રા આવી જાય તો સ્વપ્ન પણ સારાં આવે છે. મતલબ કે ગમે તે વખતે અને ગમે તે સ્થાને અશુચિ સ્થાન વર્જીને જાપ કરવામાં વાધો નથી.

મનુષ્યોનું આયુષ્ય ગમે તે પ્રકારે પૂરું થવાનું છે, પણ પોતાના જીવનમાં એકાદ મહત્વનું કાર્ય કર્યું હોય તો ભાવી જિંદગી સુખી બને છે.

વ્યવહારના કોઇપણ કાર્ય કરતાં પરમાત્માનું નામ ન ભૂલાય, કાર્ય પૂરું થાય કે તરત પ્રભુનું નામ યાદ આવે, સ્વપ્નદશામા પણ પરમાત્માનું સ્મરણ ચાલુ રહે, આટલી સ્થિતિ મનુષ્યો આ જીવનમાં પ્રાપ્ત કરે તો તેણે મનુષ્યજીવનમાં સારી કમાણી કરી ગણાય અને તેનો જન્મ સફલ થયો કહેવાય.

જાપ અનેક પ્રકારના છે, પણ જે જાપ કરવામાં પોતાનું સાધ્ય સ્મરણમાં રહે, રોમરોમમાં પોતાનું લક્ષ પરિણમી રહે તે જાપ ઉત્તમ છે. આવો-જાપ ॐ अर्हं नमः આ પાચ અક્ષરનો છે. આનો અર્થ આ પ્રમાણે છે—

ૐકારમાં પંચ પરમેષ્ઠીનો સમાવેશ થાય છે. પંચ પરમેષ્ઠી એ આત્માના શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિની ભૂમિકા છે. તે દરેકનો પ્રથમ અક્ષર લઇને ૐકાર બનેલો છે.

અરિહંત, અશરીરી, આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ આ પાંચ ભૂમિકા છે.

આત્માનું શુભ પૂર્ણ સ્વરૂપ તે અશરીરી સિદ્ધ પરમાત્મા છે. તેને દેહાતીત, પૂર્ણબ્રહ્મ, બ્રહ્મસ્વરૂપ, સિદ્ધ, અજર, અમર, અવિનાશી ઇત્યાદિ અનેક નામોથી બોલાવાય છે. આની અંદર નિર્વાણ પામેલા–મોક્ષે ગયેલા દરેક આત્માનો સમાવેશ થાય છે. ૧

અરિહંત એ દેહમાં રહેલ પૂર્ણ સ્વરૂપ પરમાત્માનું નામ છે, અને દેહનો ત્યાગ કરતા તે સિદ્ધ પરમાત્મા ગણાય છે. આની અંદર દરેક પૂર્ણ જ્ઞાની, કેવળજ્ઞાની તીર્થંકર આદિનો સમાવેશ થાય છે. ૨

આચાર્યની અંદર પ્રભુમાર્ગના રક્ષક, પોષક, સંદેશવાહક, સત્ય વસ્તુના પ્રતિપાદક, સમુદાયના સ્વામી અને પૂર્ણતા મેળવવા પ્રયત્ન કરનારનો સમાવેશ થાય છે. ૩

ઉપાધ્યાયની અંદર મૂળ વસ્તુતત્ત્વના પ્રતિપાદક, અનેક જીવોને જાગૃતિ આપનાર ઉચ્ચ કોટિના સાધકોનો સમાવેશ થાય છે. ૪

મુનિઓની અંદર જેઓને બોધિબીજની પ્રાપ્તિ થઇ છે તે પછીના સર્વસ્વ ત્યાગી, વૈરાગી, સ્વરૂપમાં રમણતા કરનારા સ્વપરઉપકારી સર્વ સાધુવર્ગનો સમાવેશ થાય છે. ૫

આ સર્વના પ્રથમ અક્ષર अ, अ, आ, उ, म् થી ओंकार બનેલો છે. વ્યાકરણના નિયમ પ્રમાણે પાંચે અક્ષર મળીને ओं થાય છે.

अर्हं એ અક્ષરો પરમેશ્વરસ્વરૂપ પરમેષ્ઠીપદના વાચક છે, સિદ્ધચક્રનું આદિ બીજ છે, સર્વ શાસ્ત્રોનું રહસ્યભૂત છે, સર્વ વિઘ્નસમૂહોનો નાશ કરનાર છે અને સર્વ દૃષ્ટ એવાં જે રાજ્યસુખાદિ તથા અદૃષ્ટ એવા જે સ્વર્ગસુખાદિ ફળને આપવા માટે તેનો જાપ કરનારને કલ્પદ્રુમ સમાન છે.

ૐ એ સર્વ મંત્રપદોમા આદ્ય પદ છે, સર્વ વર્ણોનો એ આદિજનક છે, એનું સ્વરૂપ અનાદ્યનંત ગુણયુક્ત છે, શબ્દસૃષ્ટિનું એ મૂળ બીજ છે, જ્ઞાનરૂપ જ્યોતિનું એ કેન્દ્ર છે, અનાહત નાદનો એ પ્રતિઘોષ છે, પરબ્રહ્મનો એ દ્યોતક છે અને પરમેષ્ઠીનો વાચક છે સર્વ દર્શનો અને સર્વતંત્રોમા એ સમાનભાવે વ્યાપક છે, યોગીજનોનો એ આરાધ્ય વિભુ છે. સકામ ઉપાસકોને એ કામિત ફળ આપે છે અને નિષ્કામ ઉપાસકોને આધ્યાત્મિક ફળ આપે છે. હૃદયના ધબકારાઓની માફક એ નિરંતર યોગીઓના હૃદયમાં સ્ફુર્યા કરે છે. નીચેનો શ્લોક એના સ્થૂળ સ્વરૂપનુ યથાર્થ વર્ણન કરે છે.

ॐकारबिन्दुसंयुक्तं, नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव, ॐकाराय नमो नमः ॥

બિન્દુ સંયુક્ત ૐ છે તે સર્વ ઇચ્છિતને તથા મોક્ષને આપનારો છે તેથી યોગીઓ નિત્ય એનું જ ધ્યાન કરે છે અને એને જ નમસ્કાર કર્યા કરે છે.

अर्हं શબ્દ એ પરમાત્માનું નામ છે. अर्हं એટલે લાયક વિશ્વમાં જે લાયકમાં લાયક તત્ત્વ છે તે अर्हं છે. જેની આગળ વિશેષ લાયકાત બીજા કોઇની ન હોય તેને સૂચવનારો શબ્દ अर्हं છે તેમજ अर्हं શબ્દ એ સિદ્ધચક્રનો બીજમંત્ર છે. સિદ્ધસમુદાય તે સિદ્ધચક્ર છે. જેમાં વિશ્વના તત્ત્વરૂપ દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણે તત્ત્વનો સમાવેશ થાય છે.

અરિહંત અને સિદ્ધ એ બેની અંદર દેવનો સમાવેશ થાય છે, આચાર્ય, ઉપાધ્યાય અને મુનિઓનો ગુરુવર્ગમાં સમાવેશ થાય છે, દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ચારનો ધર્મમાં સમાવેશ થાય છે. આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થવાના સાધનો તે ધર્મ છે. આત્માદિ વસ્તુનો બોધ તે જ્ઞાન છે, તેની દૃઢ શ્રદ્ધા તે દર્શન છે, જ્ઞાન અને શ્રદ્ધા પ્રમાણે વર્તન કરવું તે ચારિત્ર છે. સર્વ ઇચ્છાઓનો નિરોધ કરવો તે તપ છે. આ ચારને ધર્મ કહેવામાં આવે છે. ઉપરના પાંચ પરમેષ્ઠી સાથે એ ચારને મેળવતા નવ થાય છે. એ નવના સમુદાયને સિદ્ધચક્ર કહે છે. તે નવનો વાચક શબ્દ अर्हं, अर्हं શબ્દ બીજરૂપ હોવાથી તેમાં સિદ્ધચક્રનો સમાવેશ થાય છે. આ દેવ, ગુરુ અને ધર્મ એ આત્માની ચઢતી ભૂમિકાઓ છે તેનું લક્ષ રાખી જાપ કરવો તે આત્માનો શબ્દરૂપે જાપ કરવા બરાબર છે, તે ॐ अर्हं नमः આ જાપ છે. આ જાપ ગંભીર શબ્દવાળો છે. આ મંત્રના કરોડો જાપ કરવા જોઇએ. જાપ કરવાથી હલકા વિચારો આપણી આગળ આવતા નથી, મન બીજે ભટકી પાપ બાંધતું બંધ થાય છે, ॐકારના જાપથી આપણી તરફ પવિત્ર પરમાણુઓ ખેંચાઇ આવે છે, આપણી આજુબાજુનું વાતાવરણ પવિત્ર થાય છે, મન શરીરાદિના પરમાણુઓ પવિત્ર બને છે, સંકલ્પો શુદ્ધ થાય છે, પાપ ઘટે છે, પ્રભુના માર્ગમાં આગળ વધવાના અધિકારી થઇએ છીએ, લોકપ્રિય થવાય છે, વ્યવહારની મૂંઝવણ ઓછી થાય છે. લાંબા વખતે વચનસિદ્ધિ પણ પ્રાપ્ત થાય છે. આ સર્વ પરમાત્માના નામસ્મરણથી થાય છે.

ટૂંકામાં કહીએ તો મનને પવિત્ર કરી શ્રદ્ધા, ભક્તિ ને સ્થિરતાપૂર્વક આ જાપ જપવાથી કર્મનો ક્ષય થાય છે, દરેક મનઃકામના સિદ્ધ થાય છે. અવધિજ્ઞાન જેવા વિશુદ્ધ જ્ઞાન પણ આ જાપથી પ્રગટે છે. આ જાપ સર્વ ગુણનો બનેલો છે.

કોઇ પણ ધર્મને બાધ ન આવે તેવો આ જાપ છે, કેમકે કોઇ પણ ધર્મનું આમાં વિશેષ નામ નથી, પણ સામાન્ય નામ છે કે-વિશ્વમાં કોઇ પણ લાયકમાં લાયક તત્ત્વ હોય તેને હું નમસ્કાર કરું છું. એટલે મહાફળદાયક આ જાપ દરેક મનુષ્યોએ કરવા યોગ્ય છે.

આગળ વધવા ઇચ્છનારને આ જાપ એ પ્રથમ ભૂમિકા છે. આંખો બંધ કરી ભૃકુટીની અંદર ઉપયોગ આપી ઊઘાડી આંખે જેમ જોઇએ તેમ બંધ આંખે અંદર જોવું અને ત્યાં ॐ अर्हं नमः આ મંત્રનો જાપ કરવો.

જે મનુષ્ય સંયમ અને શ્રદ્ધાપૂર્વક આ મંત્રપદનો યોગ્ય રીતે જાપ કરે છે તેના સર્વ મનોરથ સફળ થાય છે.

પૂર્વ મહાપુરુષો રચિત ગ્રંથાધારે આ લેખ સંકલનાપૂર્વક તૈયાર કરવામાં આવ્યો છે, ભૂલચૂકના સ્થાનને સુજ્ઞ જનોએ સુધારી લેવા વિજ્ઞપ્તિ છે.

# નીતિમય વચનો

( અનુસંધાન પૃ૪ ૯૬ થી )

૧૦. પોતાની આત્મપ્રશંસા કરવી એ અવગુણ છે, કારણ કે સૂર્ય પોતાની સ્તુતિ કરતો નથી અને ચન્દ્ર પોતાની શીતલતાની પ્રશંસા કરતો નથી તેમ સજ્જન માણુસ પોતાની પ્રશંસા કરતા નથી છતાં તેના પ્રકાશિત ગુણોને લીધે જગતની પ્રશંસાને પાત્ર થાય છે.

૧૧. શત્રુનો વિશ્વાસ કરવો નહીં. કદાપિ વિશ્વાસીને છેતરવો નહીં અને કૃતઘ્ન થવું નહીં. આ ન્યાયનો માર્ગ છે.

૧૨ ગુણવાળાને દેખી રાજી થવું. ગુણરહિત પુરુષો તરફ પ્રેમ ન કરવો. પાત્રની પરીક્ષા કરવી. આ ડાહ્યા પુરુષોની કસોટી છે.

૧૩. અકાર્ય ન કરવું. આત્માને નિંદ્ય કાર્યમાં ન જોડવો. સાહસિક કાર્ય ન કરવું. આ રીતે જગતમાં પ્રસિદ્ધ થવાય છે.

૧૪. દુઃખ આવે ત્યારે મૂંઝાવું નહી. મરણ આવે તો પણ સન્માર્ગનો ત્યાગ કરવો નહી. ધનનો ક્ષય થયો હોય તો પણ યથોચિત દાન દેવું. ધીર પુરુષોનું આ તરવારની ધાર પર ચાલવા જેવું વિષમ વ્રત છે.

૧૫. અતિ રાગ ન ધરવો. અપ્રિય મનુષ્ય પર પણ રોષ ન કરવો. કલેશ-કંકાસ ન વધારવો. આ રીતે દુઃખોને તિલાંજલિ દેવી.

૧૬. દુર્ગુણી સાથે વસવું નહીં. બાલક પાસેથી પણ હિત વચન ગ્રહણ કરવું અને અન્યાયથી પાછા હઠવું એમ કરવાથી નિન્દા થતી નથી.

૧૭. વૈભવ પ્રાપ્ત કરીને ગર્વ કરીએ નહિ, સંપત્તિરહિત દશામાં વિષાદ-ખેદ કરીએ નહીં અને સમભાવમાં રહીએ તો ગમતા અણગમતાનો સંતાપ થાય નહિ.

૧૮. પોતાનું માહાત્મ્ય નાશ ન પામે માટે નોકરના ગુણ પરોક્ષપણે ન કહેવા પુત્રના ગુણ પ્રત્યક્ષપણે ન કહેવા અને પત્નીના ગુણ ઉભયપણે (પરોક્ષ કે પ્રત્યક્ષપણે) ન કહેવા.

૧૯. પ્રિય વચન બોલવું, વિનય કરવો, દાન દેવું અને પારકાના ગુણ ગ્રહણ કરવા. આ વશીકરણનો અમૂલ્ય મંત્ર છે.

૨૦. યોગ્ય સમયે બોલવું. ઘણા મનુષ્યોની વચમા ખલ માણસનું પણ માન રાખવું. પોતાનો અને પરનો વિશેષ ભેદ જાણવો કે જેથી સકલ અર્થની સિદ્ધિ થાય.

૨૧. મંત્ર તંત્રના માર્ગે ન જવું, બીજાને ઘેર એકલા ન જવું અને અંગીકાર કરેલું પાળવુ. આ રીતે વર્તવાથી કુલીનતા પ્રાપ્ત થાય છે.

૨૨. જો પ્રેમને સ્થિર રાખવા ઇચ્છા હોય તો આપણે પ્રિયજનને ત્યાં જમવું અને આપણે ત્યાં તેને જમાડવો. તેના મનનો ભાવ પૂછવો અને આપણો વિચાર તેને કહેવો તથા ઉચિત વસ્તુ દેવી અને લેવી.

૨૩. સન્તપુરુષો સન્મિત્રનું લક્ષણ આપતાં જણાવે છે કે-સારો મિત્ર પાપકર્મ કરતાં રોકે છે. શુભ કાર્યમાં જોડે છે. છુપી વાત છાની રાખે છે, ગુણોને પ્રકટ કરે છે, દુઃખ વખતે ત્યાગ કરતો નથી અને યોગ્ય કાળે યોગ્ય મદદ આપે છે

૨૪. કોઈનું પણ અપમાન ન કરવું, પોતાના ગુણનો ગર્વ ન કરવો અને કોઈ પણ બાબતથી વિસ્મય ન પામવું; કારણ કે આ પૃથ્વી બહુરત્નવાળી છે.

૨૫. પરમાત્માનું ધ્યાન કરવું, પોતાના સમાન પરને (બીજાને) ગણવો અને રાગ-દ્વેષ ન કરવા. આ રીતે વર્તવાથી મનુષ્ય સંસારને પરિત્ત કરે છે.

૨૬. જેવા પોતાના પ્રાણ-પોતાનો જીવ પોતાને વહાલો છે તેવી રીતે દરેકને પોતાનો જીવ વહાલો છે. આ પ્રમાણે પોતાની સાથે બીજાને સરખાવીને સાધુપુરુષો બીજા પ્રત્યે દયાભાવ બતાવે છે.

૨૭. ઉત્તમ પુરુષોના હૃદયો મોટા વૃક્ષોના અગ્રભાગની પેઠે ફળની સંપત્તિને વિષે ઊંચા હોય છે અને ફળની વિપત્તિને વિષે પણ ઊંચા જ હોય છે.

૨૮. ફોગટ કાળ ગુમાવવો નહીં, કારણ કે આયુષ્ય દિવસે દિવસે ઘટતું જાય છે તેમજ યમરાજ ક્ષમા કરતો નથી. વળી ધર્મની ગતિ વેગવાળી છે.

૨૯. શ્રી જિનરાજના કહેલાં સર્વ વચનો કોઈ પણ રીતે મિથ્યા થતા નથી, આવી બુદ્ધિ જે માણસની હોય છે તેનું સમ્યક્ત્વ નિશ્ચલ જાણવું.

૩૦. દૂર વસતા એવા સત્પુરુષોના ગુણો જ દૂતપણું કરે છે. જુઓ! કેતકીનો ગંધ લેવા માટે ભમરો પોતે કેતકી પાસે જાય છે.

મુનિ વિદ્યાનંદવિજયજી

---

## મનનીય સૂત્રો

( પૃષ્ઠ ૫૧ થી શરૂ. )

૧૧. આત્મસુધારણા માટે આત્મપરીક્ષા બહુ જ જરૂરી છે.

૧૨. આટલું યાદ રાખજો કે આપણું ખરાબ કરવાને કોઈ શક્તિમાન નથી. જે કાંઈ ખરું બને છે તે ફક્ત આપણા જ કરેલા દુષ્કૃત્યોનાં ફળ છે.

૧૩. આ જગત એક મુસાફરખાનું છે. તેમાં કોઈ કાયમ વસવાટ કરી શકતું નથી, તો પછી પરસ્પર વૈરભાવ શા?

૧૪. વિનાજરૂરે કોઈ વાત ન બોલો નકામા પાપથી બચવાનો આ સૌથી ઉત્તમ ઉપાય છે.

૧૫. હમેશાં કોઈ ને કોઈ કાર્યમાં મનને રોકી જ રાખો. નવરું પડેલું મન ખરાબ વિચારોને ઘસડી લાવે છે, માટે એક સેકંડ પણ મનને મોકળું ન મૂકો.

૧૬. થોડો પણ દરરોજ પરોપકાર કરતા રહો.

૧૭. વીર્ય એ આત્માનું અમૂલ્ય ધન છે. તેનો કદી દુરુપયોગ ન થાય તેની કાળજી રાખો.

૧૮. જેમ તેમ વીર્યનો દુરુપયોગ કરનાર પોતાના જ આત્માનો વિનાશ કરી રહેલ છે.

૧૯. મન, વચન અને કાયાથી થતા ખોટાં પાપોથી બચો.

૨૦. જગતના સર્વ જીવો ઉપર દયા અને પ્રેમ રાખતાં શીખો. ( ચાલુ )

એન. બી. શાહ

## सुभाषितरत्नमंजूषा

**पुण्यस्य फलमिच्छन्ति, पुण्यं नेच्छंति मानवाः ।**
**फलं पापस्य नेच्छंति, पापं कुर्वन्ति सादराः ॥ १ ॥**

"જગતના જીવો પુણ્યના ફળને–અનેક પ્રકારના સુખોને ઈચ્છે છે, પરંતુ તેવા સુખ પ્રાપ્ત થાય તેવાં પુણ્યકાર્યો કરતા નથી. (પુણ્યને ઈચ્છતા નથી) તેમજ પાપના ફળ અનેક પ્રકારના દુઃખો છે તેને કોઇ પ્રાણી ઈચ્છતા નથી છતાં તેવા દુઃખ પ્રાપ્ત કરાવે તેવાં પાપનાં કાર્યો આદરપૂર્વક કરે છે."

આ શ્લોકનો ભાવાર્થ ખાસ ચિંતવવા યોગ્ય છે. આપણે આપણી દરરોજની કરણી તરફ દૃષ્ટિ કરશું તો જણાશે કે તેમાં પુણ્યબંધ કરાવે તેવી દયા, પરોપકાર, પ્રમાણિકપણું, સદાચારીપણું, કષાયની મંદતા અને ઇંદ્રિયોના વિષયોમાં અનાસક્તિ કેટલે અંશે છે? જો તે જોતાં મનને સંતોષ થાય તો તેવી જ પ્રવૃત્તિ શરૂ રાખવી, પરંતુ જો તેમાં સંતોષ થાય તેવું ન દેખાય તો સુજ્ઞજનોએ જરૂર તેવી પ્રવૃત્તિમાં સુધારો કરવો અને પુણ્યબંધ થાય તેવી પ્રવૃત્તિમાં વધારો કરવો.

ઉપર જણાવ્યા પ્રમાણે પોતાની પ્રવૃત્તિ તરફ નજર કરતાં જો તેમાં પાપ બંધાય તેવી પ્રવૃત્તિ દેખાય તો દુઃખથી ડરનારા, દુઃખથી ભય પામનારા, અન્યને દુઃખી જોઈને ત્રાસ પામનારા સુખાભિલાષી જીવોએ અનીતિ, અનાચાર, અપ્રમાણિકપણું, હિંસકવૃત્તિ, અભક્ષ્ય-ભક્ષણનો પ્રેમ, અપેયના પાનની પ્રવૃત્તિ, અકૃત્ય કરવા માટેનું વલણ–આવી અનેક અનિષ્ટ બાબતમાંથી પોતાના આત્માને પાછો વાળવો. ક્રમે ક્રમે તેવા કાર્યમા મંદતા કરવી, આસક્તિ ઘટાડવી અને નિરંતર તેનો ઘટાડો થાય તેવો પ્રયત્ન કરવો. જગતમાં અનેક જીવોને દુઃખી થતા જોઇને મનમા કરુણા લાવવી, દયા કરવી અને તેવાં કારણો જો પોતાના આત્મામાં દેખાય તો તેને તજી દેવાનો સદૈવ પ્રયત્ન કરવો–તેને માટે બેદરકાર ન રહેવું. ક્ષણે ક્ષણે અધ્યવસાય અનુસાર કર્મબંધ થયા જ કરે છે અને તેના સારાં કે માઠાં ફળ આ ભવમાં કે આગામી ભવમાં જરૂર ભોગવવા જ પડશે તેની ખાત્રી રાખવી.

પુણ્ય બંધાય તેવા અને પાપ બંધાય તેવા અનેક નિમિત્તો છે. તેમાં કેટલાક તો એવા છે કે જેનાથી પુણ્ય બાંધવાના કે પાપ બાંધવાના ચોક્કસ પરિણામમાં મતભેદ જ નથી. તેવા નિમિત્તોને જાણ્યા છતાં મોહગ્રસ્ત મનુષ્યો અને સંસારની મોહજાળમાં ખુંચેલા મનુષ્યો પુણ્યના નિમિત્તોને સેવી શકતા નથી અને પાપના નિમિત્તોને તજી શકતા નથી એ ખેદનો અને સાથેસાથ આશ્ચર્યનો વિષય છે.

આ વિષય ઘણો વિશાળ છે છતાં ટૂંકામાં સમજી શકે તેવા બંધુઓને ઉદ્દેશીને વિસ્તાર કરવામાં આવ્યો નથી. કુંવરજી

# श्री तत्त्वार्थसूत्रम्-सानुवादम् ।

## पंचमोऽध्यायः

સૂત્રકાર—વાચકવર શ્રી ઉમાસ્વાતિ ગણિ

અનુવાદકાર—મુનિ શ્રી રામવિજયજી

અજીવ અને જીવરૂપ પાંચ દ્રવ્યોના નામો તથા સ્વરૂપવિશેષ—

सूत्र—( १ ) अजीवकाया धर्माधर्माकाशपुद्गलाः ॥ ( २ ) द्रव्याणि जीवाश्च ॥ ( ३ ) नित्यावस्थितान्यरूपाणि ॥ ( ४ ) रूपिणः पुद्गलाः ॥ ( ५ ) आऽऽकाशादेकद्रव्याणि ॥ ( ७ ) निष्क्रियाणि च ॥

અજીવકાયે ચાર વસ્તુ, ધર્મ ને અધર્મથી;
આકાશ પુદ્ગલ સાથ માની, સમજ સૂત્રમર્મથી;
એ ચાર વસ્તુ અસ્તિ શબ્દે, કાય શબ્દે મેળવી;
નામ સમજી અર્થ ધારી, પેખ બુદ્ધિ કેળવી. ૧
જીવ અસ્તિકાય મળતાં, પંચ દ્રવ્યો ધારવા;
નિત્ય સ્થાયી ભાવ સાથે, ત્રણ અરૂપી માનવા;
રૂપી દ્રવ્ય પુદ્ગલોને, સૂત્રદ્વારા સંગ્રહ્યા;
પ્રથમના એ ત્રણ દ્રવ્યો, અકેક અક્રિય જ ગ્રહ્યા. ૨

દ્રવ્યોની પ્રદેશસંખ્યા—

सूत्र—( ८ ) असंख्येयाः प्रदेशा धर्माधर्मयोः ॥ ( ८ ) जीवस्य च ॥ ( ९ ) आकाशस्यानन्ताः ॥ ( १० ) संख्येयासंख्येयाश्च पुद्गलानाम् ॥ ( ११ ) नाणोः

ધર્મ અધર્મ જીવ દ્રવ્ય, અસંખ્યપ્રદેશી ભણું;
આકાશ લોકાલોક વ્યાપી, અનન્તપ્રદેશી જ સુણું;
સંખ્ય અસંખ્ય અનંત ભેદે, પુદ્ગલોને માનવા;
અણુતણા પ્રદેશ ન કહ્યા, દ્રવ્ય એવા માનવા. ૩

દ્રવ્યોનો લોકાકાશમાં અવગાહ, જીવપ્રદેશોની વિચારણા, ધર્મ–અધર્માસ્તિકાયનું પ્રયોજન—

सूत्र—( १२ ) लोकाकाशेऽवगाहः ॥ ( १२ ) धर्माधर्मयोः कृत्स्ने ॥ ( १४ ) एकप्रदेशादिषु भाज्यः पुद्गलानाम् ॥ ( १५ ) असंख्येयभागादिषु जीवानाम् ॥ ( १६ ) प्रदेशसंहारविसर्गाभ्यां प्रदीपवत् ॥ ( १७ ) गतिस्थित्युपग्रहो धर्माधर्मयोरुपकारः ॥

લોકાકાશે સર્વ દ્રવ્યો, રહ્યા અવગાહન કરી;
ધર્મ ને અધર્મ દ્રવ્યો, પૂર્ણ લોકે રહે ઠરી;
એક આદિ પ્રદેશસ્થાને, પુદ્ગલની અવગાહના;
અસંખ્યેય ભાગાદિ સ્થાને, જીવની અવગાહના. ૪
પ્રદેશનો સંકોચ થાતો, વિસ્તરે દીપક પરે;
શરીર વ્યાપી જીવપ્રદેશો, એ જ ઉક્તિ અનુસરે;
જીવાદિના સંચાર સમયે, ધર્મ ગતિ સહાયકપણે;
સ્થિરતામાં મદદરૂપે, અધર્મ દ્રવ્ય મુનિ ગણે. ૫

આકાશ, પુદ્ગલ અને જીવદ્રવ્યોનું પ્રયોજન—

सूत्र—( १८ ) आकाशस्यावगाहः ॥ ( १९ ) शरीरवाङ्मनःप्राणापानाः पुद्गलानाम् ॥ ( २० ) सुखदुःखजीवितमरणोपग्रहाश्च ॥ ( २१ ) परस्परोपग्रहो जीवानाम् ॥

આકાશ તો અવકાશ આપે, કાય વચન મન શ્વાસના;
સુખ દુઃખ ને જીવિત મરણો, ઉપકાર પુદ્ગલ વાસના;
ઉપકાર એકથી એક સાથે, જીવ દ્રવ્યે ભાવના;
અહિત છંડી હિત સાધે, સાચી તે પ્રસ્તાવના. ૬

કાળનુ પ્રયોજન તથા પુદ્ગલોનાં લક્ષણો—

सूत्र—( २२ ) वर्तना परिणामः क्रिया परत्वापरत्वे च कालस्य ॥ ( २३ ) स्पर्शरसगन्धवर्णवन्तः पुद्गलाः ॥ ( २४ ) शब्दबन्धसौक्ष्म्यस्थौल्यसंस्थानभेदतमश्छायातपोद्योतवन्तश्च ॥ ( २५ ) अणवः स्कन्धाश्च ॥

વર્તના પરિણામ ક્રિયા, પરત્વ અપરત્વથી;
કાળના એ પાંચ કાર્યો, કહ્યા ભેદ પ્રભેદથી;
કાળની વિચારણામાં, સૂત્ર અર્થો ધારવા;
સૂત્ર બાવીશ પૂર્ણ થાતાં, પુદ્ગલો વિચારવા. ૭
સ્પર્શ રસ ગંધ વર્ણવાળા પુદ્ગલો દેખવા;
વળી શબ્દ બંધ સૂક્ષ્મ સ્થૂલથી સંસ્થાન ભેદે જાણવા;
અંધકાર છાયા યુક્તરૂપે, આતપ ને ઉદ્યોતથી;
અણુ અને વળી સ્કંધભાવે, સુણ્યા ભેદ બે શ્રુતથી. ૮

સ્કંધો તથા અણુઓની ઉત્પત્તિ, દ્રવ્યનું લક્ષણ, નિત્યનું સ્વરૂપ અને નયથી પદાર્થસિદ્ધિ—

सूत्र—( २६ ) संघातभेदेभ्य उत्पद्यन्ते ॥ ( २७ ) भेदादणुः ॥ ( २८ )

भेदसंघाताभ्यां चाक्षुषाः ॥ ( २९ ) उत्पादव्ययध्रौव्ययुक्तं सत् ॥ ( ३० ) तद्भावाव्ययं नित्यम् ॥ ( ३१ ) अर्पितानर्पितसिद्धेः ॥

સંઘાત ને વળી ભેદથી, ઉત્પન્ન સ્કંધો નિરખવા;
પણ ભેદથી અણુ નિપજે છે, સૂત્ર સાખે ધારવા;
ભેદ ને સંઘાતથી, ઉત્પન્ન સ્કંધો જાણવા;
તે ચક્ષુથી નિરખાય સુખે, સૂત્રપાઠે માનવા. ૯
ઉત્પાદ વ્યય ને ધ્રુવતા, એમ દ્રવ્ય ત્રિપદી સંગ્રહે;
ભાવ જે ત્રિકાળ સ્થાયી, નિત્યતા તે નિત્ય ગ્રહે,
વ્યવહાર નિશ્ચય નયતણા, જે ભેદ બે છે સૂત્રમાં;
પદાર્થ સિદ્ધિ કરી ભાવે, સૂત્ર અર્થ તંત્રમાં. ૧૦

પુદ્ગલોના બંધનું સ્વરૂપ, સમાધિક પરિણામ અને કાળનું સ્વરૂપ—

सूत्र—( ३२ ) स्निग्धरूक्षत्वाद्बन्धः ॥ ( ३३ ) न जघन्यगुणानाम् ॥ ( ३४ ) गुणसाम्ये सदृशानाम् ॥ ( ३५ ) द्व्यधिकादिगुणानां तु ॥ ( ३६ ) बन्धे समाधिकौ पारिणामिकौ ॥ ( ३७ ) गुणपर्यायवद्द्रव्यम् ॥ ( ३८ ) कालश्चेत्येके ॥ ( ३९ ) सोऽनन्तसमयः ॥

સ્નિગ્ધ ને રુક્ષપણાનો, બંધ પુદ્ગલનો કહ્યો;
જઘન્ય ગુણથી તે ઉભયનો, બંધ તે વળી નવિ ગ્રહ્યો;
સ્નિગ્ધ સાથે સ્નિગ્ધ મળતાં, રુક્ષ સાથે રુક્ષતા;
બંધ ન લહે પુદ્ગલો તે, સૂત્ર કહે એમ પૂછતા. ૧૧
બે અધિક ગુણ અંશ વધતાં, બંધ પુદ્ગલ પામતાં;
સમ અધિક પરિણામ પામે, અંશ ન્યૂનાધિકતા;
ગુણ અને પર્યાયવાળું, દ્રવ્ય જિનવર કહે સદા;
કાળને કોઈ દ્રવ્ય કહે છે, અનંતસમયી સર્વદા. ૧૨

ગુણ અને પરિણામની વિચારણા—

सूत्र—( ४० ) द्रव्याश्रया निर्गुणा गुणाः ॥ ( ४१ ) तद्भावः परिणामः ॥ ( ४२ ) अनादिरादिमांश्च ॥ ( ४३ ) रूपिष्वादिमान् ॥ ( ४४ ) योगोपयोगौ जीवेषु ॥

દ્રવ્યનો આશ્રય કરે જે, નિર્ગુણી ગુણી ભણું;
ષડ્દ્રવ્યનો જે ભાવ વર્તિ, તેહ પરિણામી ગણું;
અનાદિ ને આદિથકી તે, ભેદ બે પરિણામના;
રૂપી અરૂપી વસ્તુઓની, આદિ અનાદિ ભાવના. ૧૩

# प्रश्नोत्तर

( પ્રશ્નકારઃ—શા. વાડીલાલ રામજી-નોંઘણવદર. )

**પ્રશ્ન ૧**—પંડિત વીરવિજયજીકૃત નવાણુપ્રકારી પૂજામાં ત્રીજો ઉદ્ધાર શ્રી સીમંધરસ્વામીના વચન સાંભળીને ઇશાનેંદ્રે કર્યાનું કહ્યું છે તો તે સીમંધરસ્વામી કયા સમજવા? હાલમાં જે છે તે તો કુંથુનાથ ને અરનાથના આંતરામાં જન્મેલા છે.

**ઉત્તર**—આપણી એક ચોવીશીમાં એટલે એક કોડાકોડ સાગરોપમમાં વિહરમાન તીર્થંકરની અસંખ્યાતી વીશીઓ થાય તેમાં એક નામના પણ અનેક તીર્થંકરો થાય તેથી ઇશાનેંદ્રે જેના વચનો સાંભળ્યા તે સીમંધરસ્વામી બીજા સમજવા.

**પ્રશ્ન ૨**—સ્થૂળભદ્રના સમકાલીન મુનિઓ જે કૂવાના ભારવટ ઉપર, સિંહગુફા પાસે અને સર્પના બિલ પાસે ચાતુર્માસ રહેલ તે આવશ્યકાદિ ક્રિયા કરતા હશે?

**ઉત્તર**—તે મુનિઓ શ્રુતવ્યવહારી હતા તેમજ ચાર મહિનાના ચૌવિહાર ઉપવાસ કરીને કાયોત્સર્ગે રહેલ હતા એટલે તેમને આવશ્યકાદિ કરવાનો નિરધાર ન સમજવો.

**પ્રશ્ન ૩**—આ પૃથ્વી કેટલા પ્રમાણવાળી છે?

**ઉત્તર**—આ પૃથ્વી એક રાજ એટલે અસંખ્ય યોજનપ્રમાણ અસંખ્ય દ્વીપ સમુદ્રોવાળી છે. તેમાં મનુષ્યો માત્ર અઢીદ્વીપમાં જ છે. તેની બહાર તિર્યંચો જ છે. ત્યાં સૂર્ય ચંદ્ર સ્થિર છે તેથી ઋતુનો ફેરફાર થતો નથી. વરસાદ વરસતો નથી એમ અનેક બાબતો ક્ષેત્રસમાસ વિગેરે ગ્રંથોથી જાણવા યોગ્ય છે.

**પ્રશ્ન ૪**—જંબૂદ્વીપ નામના બીજા દ્વીપો છે?

**ઉત્તર**—જંબૂદ્વીપ નામના અસંખ્યાતા દ્વીપો છે પણ તેમાં મનુષ્યોની વસતી નથી. માત્ર તિર્યંચો ને સ્થાવર જીવો જ છે.

---

જીવના જે યોગ વર્તે, ઉપયોગે સહચરી;
તેહ પણ પરિણામ આદિ, શાસ્ત્ર સાખે અનુસરી;
અધ્યાય પંચમ સૂત્ર ચાલીશ, અધિક ચારે ભાવના;
સૂત્ર અર્થો એક મનથી, સાધતાં સરે કામના.॥૧૪

इति संग्रहकार–वाचकप्रवर–श्रीमदुमास्वातिविरचिततत्त्वार्थसूत्रे शास्त्रवेशारद-कविरत्नाचार्य–श्रीमद्विजयामृतसूरीश्वरपादपद्मपरागस्वादरागषट्पद-मुनिरामविजयविरचितगुर्जरभाषानुवादसंकलितः पञ्चमोऽध्यायः ॥

**પ્રશ્ન** ૫—ખંધક મુનિની ખાલ કયા કર્મના ઉદયથી ઉતારી ?

**ઉત્તર**—ખંધક મુનિની સજ્ઝાયમાં તેમણે પૂર્વભવે બહુ યુક્તિપૂર્વક એક મોટા ફળની છાલ બરાબર ઉતારીને તે બાબત અભિમાન કરી કર્મ બાંધ્યું હતું તે કર્મ ઉદય આવતાં શરીરની ખાલ ઉતરી એમ કહેલ છે.

**પ્રશ્ન** ૬—સિદ્ધચક્રની પૂજા કર્યા પછી તે જ કેશરથી બીજી પ્રતિમાઓની પૂજા કરી શકાય ?

**ઉત્તર**—કરી શકાય. એમાં બીલકુલ વિરોધ નથી. સિદ્ધચક્રમાં દેવ, ગુરુ ને ધર્મ એ ત્રણે તત્ત્વોનો સમાવેશ છે ને ત્રણે પૂજનિક છે.

**પ્રશ્ન** ૭—દેવીની પૂજા કેટલે અંગે કરાય ?

**ઉત્તર**—તેનો ચોક્કસ ઉલ્લેખ વાચવામાં આવ્યો નથી.

**પ્રશ્ન** ૮—પ્રતિમાના લાંછનની પૂજા કરવી જોઇએ ?

**ઉત્તર**—લાંછનની પૂજા કરવાની નથી.

**પ્રશ્ન** ૯—ઘીતેલનો વેપાર રસવાણિજ્યમા ગણાય ?

**ઉત્તર**—ગણાય. કારણ કે તેમા પડતા ત્રસ જીવોનો તરત જ વિનાશ થાય છે. વ્યાપારી તેની જયણા કરી શકતા નથી.

**પ્રશ્ન** ૧૦—આવતી ચોવીશી ઉત્સર્પિણીના ત્રીજા આરામાં થશે ?

**ઉત્તર**—ઉત્સર્પિણીના ત્રીજા આરામા અનાગત ચોવીશીના ૨૩ તીર્થંકરો થશે, ચોવીશમા તીર્થંકર તેના ચોથા આરાના પ્રારંભમા થશે.

**પ્રશ્ન** ૧૧—ઉનના કાપડનો વેપાર કેશવાણિજ્યમાં ગણાય ?

**ઉત્તર**—ન ગણાય. ઉનનો વેપાર ગણાય.

**પ્રશ્ન** ૧૨—સ્તવનના ભાવવાળી પૂજાની ઢાળ પ્રતિક્રમણમાં સ્તવન તરીકે કહેવાય ?

**ઉત્તર**—કહી શકાય. તેવી પ્રવૃત્તિ પણ છે.

**પ્રશ્ન** ૧૩—તેરશને દિવસે ચૈત્યવંદન કયું કહેવું ?

**ઉત્તર**—પાર્શ્વનાથનું સંસ્કૃત અથવા ગુજરાતી ચૈત્યવંદન કહેવું.

**પ્રશ્ન** ૧૪—' દિન સકળ મનોહર '–એ બીજ તિથિની સ્તુતિ કહેવામાં કાંઇ બાધ છે ?　**ઉત્તર**—બાધ નથી. કહેવાની પ્રવૃત્તિ છે.

**પ્રશ્ન** ૧૫—આઠમને દિવસે પ્રતિક્રમણમા સંસારદાવાની સ્તુતિ કહેવી કે આઠમની સ્તુતિ કહેવી ?　**ઉત્તર**—એમાંથી ગમે તે કહી શકાય

**પ્રશ્ન** ૧૬—' દેશના સુણી અભિરામ, રૂક્મિણી રાણી તામ, આછે લાલ સુધો સંજમ આદરે. ' એનો અર્થ શું ?

**ઉત્તર**—અભિરામ એટલે સુંદર દેશના સાંભળીને રૂક્મિણી રાણીએ શુદ્ધ એવું સંયમ ગ્રહણ કર્યું, એમ અર્થ સમજવો.

કુંવરજી

( ૨ )

( પ્રશ્નકાર—મુનિ શ્રી કંચનવિજયજી-મેઉ )

**પ્રશ્ન ૧**—તીર્થંકરનો જન્મોચ્છવ કરવા સૌધર્મેંદ્ર આવે છે ત્યારે એક લાખ યોજનનું વિમાન કરીને આવે છે તો તે, જંબૂદ્વીપ લાખ યોજનનો હોવાથી તેમાં કેમ સમાઇ શકે ?

**ઉત્તર**—સૌધર્મેંદ્ર પોતાનું મોટું વિમાન નંદીશ્વરદ્વીપના રતિકર પર્વત પર સંક્ષેપીને ત્યાંથી વિમાનને સંક્ષેપતાં સંક્ષેપતાં માતા પાસે આવે છે તેથી વિરોધવાળું નથી.

**પ્રશ્ન ૨**—સામાયિકના પ્રત્યાખ્યાનરૂપ કરેમિ ભંતેમાં તો ' જાવનિયમં પજ્જુવાસામિ ' કહેલ છે તો તેને માટે ૪૮ મિનિટ શા આધારે કહેવાય છે ?

**ઉત્તર**—એ સૂત્રના ટીકાકારે જાવનિયમ શબ્દથી ૪૮ મિનિટ લેવાનું કહ્યું છે તેથી જ તે પ્રમાણેની પ્રવૃત્તિ છે. ૪૮ મિનિટથી ઓછું સામાયિક કે નવકારશી પણ થતી નથી. વધારે કાળ રહી શકાય છે.

**પ્રશ્ન ૩**—આપણે કોઇપણ તિથિનું પ્રમાણ શા પ્રમાણે માનેલું છે? મધ્ય રાત્રિએ તિથિ બદલાય છે ?

**ઉત્તર**—એક દિવસના સૂર્યોદયથી માંડીને બીજા દિવસનો સૂર્યોદય થાય ત્યાં સુધીની એક તિથિ માનેલી છે. આપણે મધ્ય રાત્રે કે સૂર્યોદય અગાઉ તિથિ બદલાતી નથી. બીજી તિથિ સંબંધી કેટલીક ક્રિયાઓ પ્રાત:કાળે થાય છે.

**પ્રશ્ન ૪**—મહાવીર તીર્થંકર પ્રથમ દેવનંદાના ગર્ભમાં ૮૨ દિવસ રહ્યા છે છતાં તેના પિતા તરીકેનું ઋષભદત્તનું નામ કેમ લેવામાં આવતું નથી ?

**ઉત્તર**—જ્યાં જન્મ થાય ત્યાંના માતાપિતાના નામ જ લોકપ્રસિદ્ધ હોય છે તેથી તે નામ જ લેવામાં આવે છે. દેવાનંદા ને ઋષભદત્તની વાત ઇંદ્ર કે પ્રભુ સિવાય કોણ જાણતું હતું ? બાકી વીરપ્રભુએ તો ગૌતમાદિક મુનિને પોતાની માતા તરીકે દેવાનંદાને સમવસરણમાં ઓળખાવી છે અને દેવાનંદા ને ઋષભદત્ત બન્ને પ્રભુ પાસે દીક્ષા લઇને તે ભવમાં જ મોક્ષે ગયા છે.

**પ્રશ્ન ૫**—દૈવસિક પ્રતિક્રમણમા પચ્ચખ્ખાણ લેતી વખતે ઉપવાસવાળા મુહપત્તિ પડિલેહે છે પણ વાંદણા કેમ દેતા નથી ? બીજા બધા તો વાંદણાં દે છે તેનું શું કારણ ?

**ઉત્તર**—પ્રતિક્રમણના પ્રારંભમાં એ પ્રમાણેનો ભેદ રાખવાનું પૂર્વપુરુષોને યોગ્ય લાગેલ હોવાથી તેમ થાય છે. છઠ્ઠા આવશ્યક વખતે તો મુહપત્તિ ને વાંદણા બંને દરેક પ્રતિક્રમણ કરનાર આપે છે એટલે ત્યાં તેની સમાપ્તિ થાય છે.

**પ્રશ્ન ૬**—દુ:ખક્ષય કર્મક્ષયના કાયોત્સર્ગમાં ચાર લોગસ્સ આખા ગણવાથી ૧૧૨ શ્વાસોશ્વાસનો કાઉસ્સગ્ગ થાય છે, પરંતુ ત્યારપછી શાંતિ સાંભળવા માટે કાઉસ્સગ્ગમાં જ રહેવું પડે છે તેના શ્વાસોશ્વાસ કેમ ગણાતા નથી ?

**ઉત્તર**—શાંતિ કાયોત્સર્ગ મુદ્રાએ રહીને સાંભળવાનું વિધાન છે તેથી તેમ રહેવામાં આવે છે. તેના શ્વાસોશ્વાસ ગણવાના નથી. સામાચારી જ એવી છે.

**પ્રશ્ન ૭**—જ્યાં સ્ત્રી બેઠી હોય ત્યાં બ્રહ્મચારી પુરુષે બે ઘડી સુધી ન બેસવું ને જ્યાં પુરુષ બેઠેલ હોય ત્યાં સ્ત્રીએ ત્રણ પહોર સુધી ન બેસવું એમ કહેલ છે તેનું શું કારણ ?

**ઉત્તર**—સ્ત્રીના શરીરમાં આકર્ષણ શક્તિ વિશેષ હોવાથી પુરુષ બેઠેલ હોય ત્યાંના પુદ્દગળોનું તે ત્રણ પહોર સુધી આકર્ષણ કરી શકે છે તેથી તેને માટે કાળ વધારે કહેલ છે.

**પ્રશ્ન ૮**—ઇરિયાવહીના મિચ્છાદુક્કડમાં અરિહંત, સિદ્ધ, સાધુ, દેવ, ગુરુ ને આત્મા એમ છ સાક્ષીરૂપ છ પ્રકારે ગુણવાનું કહ્યું છે તો એમાં સાધુ ને ગુરુ બે કેમ કહ્યા ?

**ઉત્તર**—ગુરુ શબ્દે પોતાના ધર્માચાર્ય સમજવા અને સાધુ શબ્દે તો આચાર્યાદિ સર્વ પ્રકારના સાધુ લેવા. એટલા માટે બે શબ્દ જુદા જુદા કહેલા છે.

**પ્રશ્ન ૯**—શ્રાવિકા કે સાધ્વીના પડિલેહેલા સ્થાપનાચાર્ય સમીપે શ્રાવક ધર્મક્રિયા કરી શકે ?

**ઉત્તર**—પુરુષ પ્રધાન હોવાથી મુનિરાજના પડિલેહેલા સ્થાપનાચાર્ય પાસે જ ધર્મક્રિયા કરવી યોગ્ય છે.

કુંવરજી

## તીર્થંકરના વાર્ષિક દાનના છ અતિશયો

લોકાંતિક દેવોએ દીક્ષા અવસર જણાવ્યા પછી તીર્થંકર વાર્ષિક દાન આપે છે તેના છ અતિશય નીચે પ્રમાણે—

( ૧ ) તીર્થંકર ભગવંત અનંતબળના ધણી છે છતાં ભક્તિ હોવાને લીધે પ્રભુને શ્રમ ન થાય માટે દાન આપતી વખતે સૌધર્મેંદ્ર પ્રભુના હાથમા દ્રવ્ય આપે છે, **એ પ્રથમ અતિશય.**

( ૨ ) ચોસઠ ઇંદ્રો સિવાય બીજા દેવોને દાન લેતા નિવારવા માટે તથા લેનારના ભાગ્યમાં જેટલું હોય તેટલું તેના મુખમાંથી બોલાવવા–પ્રાર્થના કરવા માટે ઇશાનેંદ્ર સુવર્ણયષ્ટી લઈ પ્રભુની પાસે ઊભા રહે છે, **તે બીજો અતિશય.**

( ૩ ) પ્રભુના હાથમા રહેલા સોનૈયામાં લેનારની ઇચ્છાનુસાર ચમરેંદ્ર ને બલીંદ્ર ન્યૂનાધિકતા કરે છે એટલે યાચકની ઇચ્છાથી ( ભાગ્યથી ) અધિક હોય તો ન્યૂન કરે છે અને ન્યૂન હોય તો અધિક કરે છે, **એ ત્રીજો અતિશય.**

( ૪ ) ભરતક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા મનુષ્યોને બીજા ભવનપતિઓ દાન લેવા માટે દૂર દૂરથી ખેંચી લાવે છે, **એ ચોથો અતિશય.**

( ૫ ) દાન લઇને પાછા વળનાર લોકોને વ્યંતર દેવો નિર્વિઘ્નપણે સ્વસ્થાને પહોંચાડે છે, **એ પાંચમો અતિશય.**

( ૬ ) જ્યોતિષ દેવો વિદ્યાધરોને દાનનો સમય જણાવે છે, **એ છઠ્ઠો અતિશય.**

ઉપર પ્રમાણે શ્રી આત્મપ્રબોધ તથા ઉપદેશપ્રાસાદાદિ ગ્રંથોમાં કહેલ છે.

કુંવરજી

# શ્રી સદ્ગુરુની સ્તુતિ–પંચવિંશતિકા

ઉપજાતિવૃત્ત

હે સદ્ગુરુ દેવ ! પરં કૃપાળુ !, ગાવા ગુણો શક્તિ ન મુજ ભાળું;
અમાપ છે આપતણી કરુણા, થવું નથી શક્ય પ્રભો ! [1]અનૃણા. ૧

અનાદિથી આત્મસ્વરૂપ ભૂલ્યો, હું ભોગના કર્દમમાંહિ ડૂલ્યો;
દુ:ખોતણા સાગર મધ્ય રૂલ્યો, તારો તમે બોધ દઇ અમૂલ્યો. ૨

અજ્ઞાનની ચાદર ગાઢ ઓઢી, માયા–શય્યામાં હું ગયો જ પોઢી !
હું મૂર્છિયો મોહ મહા[2]અરીંદે, ઘોરી રહ્યો ભ્રાંતિની ઘોર નિંદે. ૩

ઓઢેલ તે ચાદરને ફગાવી, ઢંઢોળિઓ આપ કૃપા વહાવી;
" રે જાગ ! રે જાગ ! ભ્રમે ભૂલ્યો કાં ? આ પારકી સેજ વિષે સૂતો કાં ? ૪

રે જાગ ! રે ચેતન ! જાગ જાગ !, સ્વરૂપ લક્ષે ઝટ લાગ લાગ !
તું સ્વામી છો શક્તિ અનંતકેરો, તુ સચ્ચિદાનંદભરે ભરેલો. ૫

જો જો ! મહા ધૂર્ત્ત જ મોહ એહ, પાયે મદિરા ધરીં કૂટ નેહ;
મૂર્છા પમાડી તુજને સુવાડે, તે શત્રુને શીઘ્ર ન કાં ઉડાડે ? ૬

જો ! આ કષાયો ક્રૂર ધાડપાડુ, લૂંટી રહ્યા સંપદ તુજ ચારુ;
લે આત્મવીર્ય દૃઢ વજ્રદંડ, સંહાર [3]ઉદ્દંડ જ એ પ્રચંડ. ૭

[4]ના દેહ અધ્યાસ ત્યજીશ મ્હારો, તો આવશે કોઈ રીતે ન આરો;
એ છોડતાં તત્ક્ષણ મુક્ત થાશે, સ્વરૂપમાં નિશ્ચય તું સમાશે. ૮

હે દિવ્ય ધામે રમનાર રામ !, કાં અન્ય ધામે તું રમે જ આમ ?
રે ! સિંહજાતિમહિ જન્મ પામી, [5]અજાકુલે કા તુજ પ્રીત જામી ? ૯

વિજાતિમાં તું વટલાયલો છે, વિભાવમાં તું પલટાયલો છે;
તેથી સ્વને તું અજરૂપ જાણે ! શૂદ્રે ઉછેર્યો જ્યમ શૂદ્ર માને. ૧૦

---

૧. ઋણ રહિત, કરજ મુક્ત. ૨. શત્રુશિરોમણિએ, પરમ શત્રુએ.

૩. ઉદ્ધત, મદોધ્ધુર. ૪ " છૂટે દેહાધ્યાસ તો, તું કર્તા નહિં કર્મ;
તુ ભોક્તા નહિં તેહનો, એ જ ધર્મનો મર્મ."
—શ્રીમદ્ રાજચંદ્રપ્રણીત શ્રી આત્મસિદ્ધિ

૫ " અજકુલગત કેસરી લહે રે, નિજ પદ સિંહ નિહાળ;
તિમ પ્રભુ ભક્તે ભવિ લહે રે, આતમશક્તિ સંભાળ."—શ્રી દેવચંદ્રજી

વિકાર [1]જાત્યંતરના ત્યજીને, સંસ્કાર સજ્જાતિતણા સજીને;
સંશુદ્ધિથી આત્મસ્વભાવ પામી, સ્વજાતિમાં જ ભળ શીઘ્રગામી!" ૧૧
સ્વરૂપનું ભાન તમે જગાડ્યું, ભ્રાંતિતણું ભૂત તમે ભગાડ્યું;
મિથ્યાત્વનું વિષ તમે ઉતાર્યું, સમ્યક્ત્વ પીયૂષ તમે પીવાડ્યું. ૧૨
ભાખ્યા તમે ભોગ [2]ભુજંગ ભોગો, દાખ્યા તમે દ્વેષ સરાગ રોગો;
બોધ્યા તમે ધ્યાન સમાધિ યોગો, શોધ્યા તમે દોષ કરી પ્રયોગો ૧૩
તત્ત્વપ્રીતિ પાણી પ્રીતે પિવાડ્યું, જ્ઞાનાંજને લોચનને ઉઘાડ્યું;
ચખાડ્યું કલ્યાણ સદન્ન પ્રેમે, ભૂલી શકું ના ઉપકાર કેમે. ૧૪
ઊંચા [3]ચિદાકાશ વિષે ઊડંતા, હે હંસ! સ્હેજાત્મ સ્વરૂપવંતા!
આત્મા વિવેચી પરને વમો છો, મુમુક્ષુના માનસમાં રમો છો. ૧૫
સ્વામી તમે શુદ્ધ સ્વચેતનાના, રામી તમે આતમ ભાવનાના;
ભોગી તમે આત્મતણા ગુણોના, યોગી તમે આત્મ અનુભવોના. ૧૬
ના મિત્ર કે શત્રુય આપને કો, ના પ્રિય કે અપ્રિય આપને કો;
ઈચ્છા અનિચ્છા નહિ આપને કો, સમત્વ છે અદ્‍ભુત આપને કો. ૧૭
પ્રારબ્ધના યોગથી વિચરો છો, પ્રાચીન કર્મો પ્રભુ! નિર્જરો છો;
અહો! ઉદાસીન્ય અનન્ય પૂર્વ, એ કાયઉત્સર્ગ દશા અપૂર્વ. ૧૮

૧. સ્વજાતિ છોડી જે વિજાતિમાં વટલાયો હોય-જાત્યંતર થયો હોય, તે પાછો સંશુદ્ધિ થતાં સ્વજાતિમાં ભળી શકે છે; કારણ કે વસ્તુનો જાતિસ્વભાવ મૂળથી કદી પલટાતો નથી, ભલે પર વિભાવભાવના અનુગતપણાથી કર્મે અવરાતો હોય, પણ તેનો મૂળ અભાવ થતો નથી.

"વસ્તુસ્વભાવ સ્વજાતિ તેહનો, મૂળ અભાવ ન થાય;
પર વિભાવ અનુગત ચેતનથી, કર્મે તે અવરાય.
રે! સ્વામી! વિનવીએ મન રંગે"—પં. દેવચંદ્રજી

૨. સાપની ફેણા જેવા.

૩ ચૈતન્યરૂપ આકાશ વિષે ઊંચે (ઊંચી દશામાં) ઊડનારા, સહજ આત્મસ્વરૂપને પામેલા એવા હે હંસ! (વિવેકી આત્મા!) આત્માનો વિવેક કરી તમે પરવસ્તુને વમો છો અને મુમુક્ષુના માનસરૂપ માનસરોવરમાં રમો છો! આમ અન્યોક્તિદ્વારા અત્રે સદ્‍ગુરુનો પ્રધાન ગુણ-આત્મજ્ઞાન દર્શાવ્યો છે. ત્યારપછી સમદર્શિપણું, પરમશ્રુત આદિ ગુણ વર્ણવ્યા છે.
"આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદય પ્રયોગ; અપૂર્વ વાણી પરમશ્રુત, સદ્‍ગુરુ લક્ષણ યોગ.
આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય; બાકી કુળગુરુ કલ્પના, આત્માર્થી નહિ જોય".
—શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી આત્મસિદ્ધિ

શ્રીમાન્ આનંદઘનજી આનો પ્રતિધ્વનિ કરે છે-પડઘો પાડે છે કે:—
"આગમધર ગુરુ સમકિતી, કિરિયા સંવર સાર રે;
સંપ્રદાયી અવંચક સદા, શુચિ અનુભવ આધાર રે. શાંતિજિન! એક મુજ વિનતિ."

સર્વાગમોના પર મર્મ જાણુ ! વસ્તુ પ્રકાશો નિજ ધર્મભાણુ !
વાણી સુધાખાણી બુધે પ્રમાણી, ના દૂભવે કો નયને અજાણી. ૧૯
અનતકાળે તમ યોગ લાધ્યો, કે આત્મનો સાધન જોગ સાધ્યો;
તો આપનો કેમ પીછો જ છોડુ ? ના જ્યા લગી પૂરણ તત્ત્વ જોડુ. ૨૦
'પૃથ્વીતણો કાગળ પાથરીને,[1] શાહી સમુદ્રોતણી વાપરીને;
વૃક્ષોતણી લેખિનીઓ બનાવુ, ગુણાંશ ગાવા ન સમર્થ થાઉં'. ૨૧
છો આપ તો કેવળ નિ:સ્પૃહી જ, દેહે ય મૂર્ચ્છા ધરતા નહીં જ,
નિષ્કારણે હે કરુણાનિધાન !, કરી કરુણા જ કૃપાપ્રધાન ! ૨૨
શુ પાદપદ્મે પ્રભુના ધરુ હુ ? શી રીત આત્મા અનૃણો કરું હું ?
એ આત્મ તો આપથી કાઇ વેહુ, નૈવેદ્ય આ આત્મતણો નિવેદુ. ૨૩
ગુરુગુણે ગુથી ભરી સુવાસે, આ પુષ્પમાળા **ભગવાનદાસે;**
આ પ્રજ્ઞ કઠે ગત વર્ણમાળા, ઘો આત્મસિદ્ધિમય મોક્ષમાળા ! ૨૪

ત્રોટક—

જિનરાજ સમા ગુરુરાજ કહ્યા, મનમદિરમા મુજ સ્થિર રહ્યા,
દીપ જ્ઞાનતણો પ્રગટાવી અહો ! **મનનંદન** વદન નિત્ય ગ્રહો ! ૨૫

ડા. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા M. B. B. S.

## મૂરખ મનને ઉપદેશ.

( વિરથા જનમ ગમાયો મૂરખ ! વિરથા જનમ ગમાયો—એ રાગ )

હાટ હવેલી બાગ બગીચા, નિરખી શું હરખાણો ?
લક્ષ્મીના અભિમાનમા ફરતો, સાચો તત્ત્વ નહિ પાયો. મૂરખ ! શુ દેખી ફુલાણો ? ૧
નારીઓના વિષયમા રાચ્યો, વિષયતૃપ્તિ નહિ પાયો,
બન્ધુઓના મોહમા પડીયો, સિત્તેર કોડાકોડી બધાયો મૂરખ ! શુ........૨
સ્થાવર જાતિમા જન્મ તુ પામ્યો, [2]વિકલેન્દ્રીપણે આવ્યો,
પચેન્દ્રીની [3]ચતુર ગતિમા, નરક તિર્યંચ દુઃખ પામ્યો મૂરખ ! શુ........૩
દેવ મનુષ્યના ભવમા ઉપન્યો, સુખમાહે તુ લીનો;
કાળ અનાદિના ફેરીમા ભટકયો, હજી અત નવિ આવ્યો. મૂરખ ! શુ........૪
ચતુરઅશીતિ[4] લક્ષ યોનિમા, વાર અનન્તી તુ આવ્યો;
હવે વીતરાગ હૃદયમા ધારી, સમકિત જ્ઞાન વધારો. મૂરખ ! શુ........૫
જ્ઞાનદાયક[5] નેમીશ્વર ગુરુની, ચરણસેવ તુમ પાવો,
જિત વિદ્યાનદની એ વિનતિ, પ્રભુને રોજ સભારો. મૂરખ ! શું........૬

મુનિ વિદ્યાનંદવિજયજી

---

૧. શ્રી કબીરજીના વચનનો અત્ર અનુસ્વીકાર છે.
૨. વિકલેન્દ્રી એટલે બેઇન્દ્રી, તેઇન્દ્રી અને ચોરેન્દ્રી. ૩. ચતુર ગતિ એટલે ચાર ગતિમા
૪. ચતુરઅશીતિ એટલે ચોરાશી લાખ જીવયોનિમા ૫. જ્ઞાનદાયક એટલે જ્ઞાનના આપનાર

# પ્રભાવિક પુરુષો

## પટ્ટધરબેલડી (૩)

"શિષ્ય નંદન ! એ મહિયારીના કથાનકમાં કર્મરાજે જે નાટક ભજવેલું તેની વાત સિવાય બીજું શું હતું ? છતાં એની ગૂંથણી જે સુંદર રીતે કરાયેલી એ સાંભળીને ગ્રામવાસી જનોના અંતર કેવા વલોવાઇ ગયાં ? મારા આગ્રહ સિવાય એક પછી એક પોતાના જીવનને ધર્મમય બનાવવા જાતજાતના નિયમ લેવા લાગ્યા એ તો તેં નજરે જોયું.

"કોઇ હુક્કો ન પીવો એવો નિયમ ગ્રહણ કરે તો બીજો વળી ખેતરમાં દવ ન મૂકવાની બાધા લે. ત્રીજો વળી અળગણ પાણી ન વાપરવાની વાત સ્વીકારે અને ચોથો વાસી ધાન્ય ન વાપરવાના પચ્ચખ્ખાણ ધારે. આ બધા કંઇ મહત્ત્વના વ્રત ન લેખાય, છતાં એ પાછળનો ભાવ કેવો અંતરને સ્પર્શી આગળ વધતો હતો એ જોવાની જરૂર છે. પુનઃ એક વાર કહું છું કે બાધા-આખડીની લંબાઇ, પહોળાઇ માપવા કરતાં એની કુમાશ કેવી છે એ જોવાની ખાસ અગત્ય છે. જૈનધર્મમાં પ્રધાનતા નથી તો સાધનોની વિપુળતાને વરતી કે નથી તો એના કિંમતીપણાને અવલંબતી. એ કેવળ ભાવને જ વરેલી છે અને તેથી જ સંભળાય છે કે પ્રભુ શ્રી મહાવીરને પારણું કરાવનાર અભિનવ શેઠને આંગણે સોનામહોરોની વર્ષા થઇ જ્યારે એ અંગેની ભાવના પર આરૂઢ થનાર જીરણશેઠ તો એટલા આગળ વધી ગયા કે દેવોની દુંદુભિએ બ્રેક ન મૂકી હોત તો મુક્તિસુંદરીના પ્રાસાદમાં પ્રવેશી ચૂક્યા હોત. કદાચ ઉપલક નજરે જોનારને-માત્ર ધનની સંખ્યાએ ગજ ભરનારને-સોનૈયાવાળો શેઠ નશીબદાર લાગે પણ ખૂદ જ્ઞાની ભગવંતે તો જીરણશ્રેષ્ઠીની જ પ્રશંસા કરી છે. એ પુન્યશાળીની ભાવના પુસ્તકે ચઢી છે. આ ગામડાના માનવીઓના જીવનમાં પણ એ ચીજને જ કસોટી પર ચઢાવવાની છે. ધર્મ-પાલનના ચાર પ્રકારમાં 'ભાવ'નું સ્થાન છેલ્લું યાને ચોથું છે તે સહેતુક છે. દાન, શિયળ, તપ એ ત્રણ માર્ગે જવાથી ધર્મકરણી જરૂર થાય છે છતાં એ પ્રત્યેકના સાચા મૂલ્યાંકન કરાવવા હોય તો એમાં ચોથા ભાવની અવશ્ય જરૂર રહે છે.

"આ પંથે પળવામાં એક કારણ સંભળાવ્યું હવે જે બીજું કારણ બતાવું છું તે પણ વિચારવા જેવું છે. શહેરોમાં ગોચરીપાણી સારી મળે અને સાધુજીવનના નિયમ સાચવવાની સગવડ વધુ રહે એ કેટલાક અંશે સાચું છે, છતાં મુનિપણું એ સગવડના થાંભલે બંધાયેલું એકાદું પરાધીન પ્રાણી તો નથી ને ? તીર્થંકર મહાવીર દેવ ચાલી-ચલાવીને વધુ ઉપસર્ગ સહેવા સારુ-પરિષહોની હેલી હેઠલ દબાવા સારુ-કર્મપુંજ બાળી નાંખવાના માત્ર એક જ હેતુને આશ્રયી અનાર્યભૂમિમાં પગલા પાડે; તો શું એમના સંતાનો ઠેર ઠેર સગવડ જોયા કરે ? એટલી હદે કુમળાશ ધારણ કરી લ્યે કે ગોચરીપાણીની સુલભતા વાત-વાતમાં એમના કંઠે બાઝે ? માર્ગે આવતી અગવડતા વેઠવા જેટલા હૃદય કઠીણ ન કરે ?

"ગુરુદેવે એમ પણ માની લીધું હોય કે પ્રૌઢ વયના કિનારે પહોંચેલ મારા જેવો શિષ્ય જન્મે બ્રાહ્મણ હોવાથી-સારા અન્નપાનથી, અરે !

કોમળ કાયા પામીને, ધારો પુન્યની રાશ;
દેવલોક પણ ચિંતવે, મનુજ ગતિ મુજ વાસ. ॥ ૯ ॥
કૌશલ્યતાથી આદરો, લેવડદેવડનું કાજ;
વ્યવહારે કુશળ રહો, હોવે સુખનુ સાજ. ॥ ૧૦ ॥
કંચન વરસે મેહમાં, પણ નેત્ર નહિ નેહ;
તે ઘરમાં શું રાચીએ, નહિ દયા નહિ સ્નેહ. ॥ ૧૧ ॥
કર્મ ગતિ સહુને નડે, બીજા નિમિત્ત માત્ર;
કર્મ ગતિને ટાળવા, દેજો દાન સુપાત્ર. ॥ ૧૨ ॥

ખ.

ખરચ કરો નિજ વિત્તનું, અંધ અપંગ અપાર;
અનુકંપા ઉરમાં ધરી, વસ્ત્રહીન દેદાર. ॥ ૧૩ ॥
ખાલી હાથ ઘસતાં કહે, આખા જગના લોક;
પરભવમા દીધું નહિ, આ ભવમાં મુજ શોક. ॥ ૧૪ ॥
ખિણુ ખિણુ સમરો સ્વામીને, જે પામ્યા શિવલોક;
તપ તપીએ નિઃસ્વાર્થથી, પામીએ સદા સુરલોક. ॥ ૧૫ ॥
ખીચોખીચ હૃદયે ભરો, પ્રભુ નામ ગુણવાસ;
અંતર ઉજ્વળ રાખીએ, તજી મેલ દુર્વાસ. ॥ ૧૬ ॥
ખુબી એક પ્રભુ નામની, જાંગુલી જાણો તેહ;
વિષ હરે ભવવાસનું, આપે અવિચળ સ્નેહ. ॥ ૧૭ ॥
ખૂબ કરી જગમાં હવે, ભમ્યો ચોરાશી લાખ;
ચેતન ચેત હવે સદા, મોહ માયા દૂર નાખ. ॥ ૧૮ ॥
ખેલો સદા અંતર વિષે, ધર્મ ને આતમધ્યાન;
પરમાતમ પદ પામીએ, શુક્લે કેવળજ્ઞાન. ॥ ૧૯ ॥
ખૈ રોગનું મૂળ તું, જાણો વિષય વિકાર;
તજ વિષયની લાલસા, પાળો બ્રહ્મ સુખકાર. ॥ ૨૦ ॥
ખોટો નહિ અન્યનુ કદા, હોય અવગુણ અપાર;
મલ ધોવો નહિ અન્યનો, આપણુ આપ વિચાર. ॥ ૨૧ ॥
ખૌવતવંત પુરુષતણું, હોય નિરોગી શરીર;
કસરતથી કાન્તિ વધે, થાઓ સદા શૂરવીર. ॥ ૨૨ ॥
ખંત કરો ધર્મકાર્યમાં, ખતથી ખેડ વ્યવહાર;
ખંતથી સાચું વાવજો, ખતથી સુખ નિરધાર. ॥ ૨૩ ॥
ખબર નથી ક્યારે જવું, છોડી દેહ દમામ;
પણ નક્કી જાવુ ખરું, એક દિવસ તમામ. ॥ ૨૪ ॥

હીરાચંદ ઝવેરચંદ શાહ (અપૂર્ણ)

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ-પાલીતાણા

## સં. ૧૯૯૯ ના અષાડ માસની પત્રિકા.

**ધાર્મિક પ્રવૃત્તિઓઃ**—ચાલુ માસમાં સામાયિક, પ્રતિક્રમણ, તલાટી દર્શન, પ્રભુ પૂજા, આઠમ-ચૌદશ પ્રતિક્રમણ, ગુરુવંદન નિયમાનુસાર થયાં હતાં. અષાડ શુદિ ૧૪ ના રોજ સઘળા વિદ્યાર્થીઓએ શત્રુંજયની યાત્રા ભાવપૂર્વક કરી હતી તથા સાંજે ચોમાસી પ્રતિક્રમણ કર્યું હતું.

| આવકઃ— | રૂ. આ. પા. |
| --- | --- |
| શ્રી જનરલ નિર્વાહ ફંડ ખાતે | ૩૨૨-૪-૦ |
| શ્રી ભોજન ફંડ ખાતે | ૪૬૫-૪-૦ |
| શ્રી કેલવણી ફંડ ખાતે | ૮૬-૦-૦ |
| શ્રી સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટ ફંડ ખાતે | ૧૨૫૪-૦-૦ |
| શ્રી દૂધ ફંડ તિથિ ખાતે | ૧૦૧-૦-૦ |
| શ્રી આંગી ફંડ તિથિ ખાતે | ૨૦૨-૦-૦ |
| શ્રી દેરાસર ફંડ ખાતે | ૭૭-૧-૦ |

**જમણવારઃ**—૧. ગાંધી હરગોવિંદદાસ મોતીલાલ તથા શેઠ નાનચંદ ઘોભણ. ભાવનગર.

**મુલાકાતઃ**—શેઠ ગુલાબચંદ મંગળજી-કડી, માણેકચંદ ખેમચંદ-વિહાર, ગાંધી હરગોવિંદ મોતીલાલ તથા શેઠ નાનચંદ ઘોભણ-ભાવનગર, કાંતિલાલ પદમશી-સાણંદ, શેઠ પોપટલાલ છોટાલાલ-અમદાવાદ, શેઠ ગિરધર ઉમેદચંદ-દેકાવાડા, પારેખ ચુનીલાલ દુર્લભદાસ-ભાવનગર, શેઠ છોટાલાલ નાનચંદ-ભાવનગર, શાહ અમરચંદ કુંવરજી-ભાવનગર, વોરા બાબુભાઇ નાનચંદ-ભાવનગર, પારેખ ત્રિભુવનદાસ દુર્લભદાસ-ભાવનગર, વાડીલાલ છોટાલાલ-વીસનગર, શેઠ સારાભાઇ જેસીંગભાઇ કાળીદાસ-અમદાવાદ, શેઠ શાંતિલાલ ખુબચંદ-સુરખાડ, શેઠ બચુભાઇ નથુભાઇ-અમદાવાદ, ગાંધી ગિરધરલાલ ગોવિંદજી-શીહોર.

**ખાસ મુલાકાતઃ**—સ્થાનિક કમિટીના પ્રમુખ શ્રીયુત ચતુર્ભુજ મોતીલાલ ગાંધી મુંબઇથી નિરીક્ષણ અર્થે પધાર્યા હતા. તેમજ શ્રીયુત અમરચંદભાઇ કુંવરજી તથા પારેખ ચુનીલાલ દુર્લભદાસ પણ મુલાકાતે આવી ગયા. સ્થાનિક કમિટીની મીટિંગો મેળવી હતી.

## અઢાર પાપસ્થાનકની સજઝાય-વિવેચન યુક્ત



અગાઉ અઢાર પાપસ્થાનક અને બાર ભાવનાની સજઝાયોની સંયુક્ત બુક અમારા તરફથી બહાર પાડવામાં આવી હતી તે ખલાસ થઇ જવાથી માત્ર અઢાર પાપસ્થાનકની સજ્ઝાયની અર્થ સાથેની બુક બહાર પાડવામા આવી છે. સંસારવૃદ્ધિના હેતુભૂત અઢારે પાપસ્થાનકોને સંપૂર્ણ રીતે સમજી તેનાથી કઇ રીતે બચી શકાય તેને લગતું આ બુકમા સાદી ને સરસ ભાષામાં વિવેચન કરવામા આવ્યુ છે. આ સજ્ઝાયો શ્રીમદ્ ઉપાધ્યાયજી મહારાજશ્રી યશોવિજયજીની રચેલી હોવાથી તેમા ઘણું રહસ્ય સમાવવામાં આવ્યું છે. એક એક સજઝાય એક-એક ગ્રંથની ગરજ સારે તેવી રહસ્યપૂર્ણ છે. સૌ કોઇએ આ બુકનો લાભ લેવા જેવો છે. પૃ. ૧૪૦ કિંમત માત્ર ત્રણ આના.

---

## पंच प्रतिक्रमण सूत्र–मूळ. शास्त्री



હિંદી સુંદર ટાઇપમા છપાવેલ આ બુકમાં પંચ પ્રતિક્રમણ, નવ સ્મરણ, ચૈત્યવંદન, સ્તવન, સ્તુતિ, છંદ તથા વિધિઓ વિગેરેનો સમાવેશ કરેલ છે. વિદ્યાર્થીઓને ખાસ અભ્યાસ કરવા યોગ્ય છે કાગળની અતિશય મોંઘવારી છતા જ્ઞાન-પ્રચારનો હેતુ જાળવવા માટે કિંમત વધારી નથી છૂટક નકલના આઠ આના. સો નકલના રૂા. ૪૫). પોસ્ટેજ ત્રણ આના.

---

## પં. શ્રી સુમતિવિજયજીનો ખેદકારક સ્વર્ગવાસ.

આ વર્ષે રાધનપુરમા ચાતુર્માસસ્થિત પં. શ્રી સુમતિવિજયજી શ્રાવણ વદિ ૧૨ ના રોજ સમાધિપૂર્વક સ્વર્ગવાસી થયા છે. તેઓશ્રી આચાર્યશ્રી વિજયભક્તિસૂરીશ્વરજીના શિષ્ય હતા તેઓશ્રીએ વિ. સં. ૧૯૮૧ ના મહા શુદિ છઠ્ઠના રોજ ભાગવતી દીક્ષા ગ્રહણ કરી હતી અઢાર વર્ષના દીક્ષાપર્યાયમા તપશ્ચર્યા, ગુરુભક્તિ અને શાસ્ત્રાભ્યાસદ્વારા સાધુજીવન નિર્મળ બનાવ્યુ હતુ. સ્વભાવે શાંત અને ભદ્રિક પરિણામી હતા. વર્ધમાન તપ પરત્વે તેમને અત્યંત પ્રેમ હતો અને ઘણા ગામોમા તેમણે ગુરૂ મહારાજ સાથે રહીને તેની સંસ્થાઓ સ્થપાવી હતી. સાધુસંસ્થાને એક ગુણી મુનિવરની ખામી પડી છે. આચાર્ય શ્રી વિજયભક્તિસૂરિને એક તૈયાર થયેલા શિષ્યની ખામી પડી છે. શાસનદેવ સ્વર્ગસ્થના આત્માને શાંતિ અર્પો એમ પ્રાર્થીએ છીએ

Reg. No. B. 156

## શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર ભાષાંતર
### પર્વ ૧ થી ૧૦ : વિભાગ ૫

આ આખા ગ્રંથમાં દશ પર્વ છે. કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની આ અપૂર્વ કૃતિ છે. મૂળના શ્લોક ૩૪૦૦૦ છે. અમે તેનું ભાષાંતર જુદા જુદા પાચ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે.

૧ પ્રથમ ભાગ–પર્વ ૧–૨ શ્રી ઋષભદેવ, અજિતનાથ વગેરેના ચરિત્ર. કિં. રૂા. ૩–૪–૦

૨ બીજો ભાગ–પર્વ ૩-૪-૫-૬ શ્રીસંભવનાથથી મુનિસુવ્રતસ્વામી સુધીનાં ચરિત્રો. કિં. રૂા. ૩–૪–૦

૩ ત્રીજો ભાગ–પર્વ ૭ મું. જૈન રામાયણ ને શ્રી નમિનાથ ચરિત્ર કિં. રૂા. ૧–૮–૦

૪ ચોથો ભાગ–પર્વ ૮–૯. શ્રી નેમિનાથ ને પાર્શ્વનાથ વગેરેનાં ચરિત્ર કિં. રૂા. ૩–૦–૦

૫ પાચમો ભાગ–પર્વ ૧૦ મું. શ્રી મહાવીરસ્વામીનું સવિસ્તર ચરિત્ર કિં. રૂા. ૨–૮–૦

પાચે ભાગની કિંમત રૂા. ૧૩–૮–૦ થાય છે, તેના પાચે ભાગ ભેગા લેનાર પાસેથી રૂા ૧૧–૮–૦ લેવામાં આવે છે. પોસ્ટેજ જુદું સમજવું.

---

## શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા ભાષાંતર.
### ભાગ ૧–૨–૩–૪.

પ્રથમના ૩ ભાગમાં આખા ગ્રંથનું ભાષાતર સંપૂર્ણ આવે છે. આ એક અપૂર્વ અને અજોડ ગ્રંથ છે. ત્રણે ભાગ મળીને કિંમત રૂા. ૯ાા છે. ચોથા ભાગ તરીકે તે ગ્રંથના કર્તા શ્રી સિદ્ધર્ષિગણીનું ચરિત્ર ઘણુ વિસ્તારથી આપવામાં આવ્યું છે. તેની કિંમત રૂા ૩) છે. ચાર ભાગ ભેગા લેનાર પાસેથી રૂા. ૧૨ાા ના રૂા. ૧૦ાા લેવામાં આવે છે.

---

શ્રી વિજયલક્ષ્મીસૂરિવિરચિત
## શ્રી ઉપદેશપ્રાસાદ ભાષાંતર

આ આખા ગ્રંથનું ભાષાંતર અમે પાંચ ભાગમાં છપાવીને પ્રસિદ્ધ કરેલ છે. એમાં સ્થંભ ૨૪ ને વ્યાખ્યાન ૩૬૦ છે. દરેક વ્યાખ્યાનમા એક એક કથા છે. પાંચે ભાગની કિંમત રૂા. ૨ાા–૨–૨–૨ાા–૨ાા કુલ રૂા. ૧૧ાા થાય છે તેના પાચે ભાગ ભેગા મંગાવનાર પાસેથી રૂા. ૧૦) લેવામાં આવે છે આ ગ્રંથ અજોડ છે. આવો વર્ષના દિવસપ્રમાણ વ્યાખ્યાન વાળો બીજો કોઇ ગ્રંથ નથી. ભાષાંતર પણ સરલ ગુજરાતી ભાષામાં કરવામાં આવેલ છે. કર્તાએ પ્રયાસ બહુ વિશેષ કર્યો છે.

---

## શ્રી આત્મપ્રબોધ ગ્રંથ–મૂળ

પંડિત શ્રી જિનલાભસૂરિકૃત ગદ્યબંધ આ ગ્રંથ બહુ જ ઉપયોગી છે. તેમા સમકિત, દેશવિરતિ, સર્વવિરતિ તથા પરમાત્મસ્વરૂપદર્શક ચાર પ્રકાશ પાડેલા છે. કિંમત રૂપિયો દોઢ. પોસ્ટેજ સાત આના. ખાસ વ્યાખ્યાનમાં વાચવા લાયક છે તેમજ શ્રોતાવર્ગને અત્યંત આનંદ સાથે લાભ કરે તેવો છે.

---

## શ્રી શ્રીચંદ્ર કેવળી ચરિત્ર

આ સંસ્કૃત પદ્યબદ્ધ ચરિત્રના કર્તા શ્રી સિદ્ધર્ષિ છે. ચરિત્ર ઘણું રસિક છે. વ્યાખ્યાનમાં વાંચવા લાયક છે. કિંમત રૂપિયો એક. પોસ્ટેજ પાંચ આના. આયંબિલ વર્ધમાન તપના માહાત્મ્ય અને પ્રભાવ સમજવા માટે આ ચરિત્ર ખાસ ઉપયોગી છે.

મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઇ–શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ–ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या

# શ્રી

# જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૯ મું :: અંક ૭ મો




વીર સંવત ૨૪૬૯ ❋ વિક્રમ સંવત ૧૯૯૯

## આશ્વિન

પ્રગટકર્તા—

**શ્રી જૈન ધર્મ પ્રસારક સભા,**

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૯ મું | અંક ૭ મો — **આશ્વિન** — વીર સં. ૨૪૬૯ | વિક્રમ સં. ૧૯૯૯


## अनुक्रमणिका



### અંતઃકરણપૂર્વક આભાર

શ્રી જૈન ધર્મ પ્રકાશને પ્રસ્તુત વર્ષને અંગે કાગળની અત્યંત મોંઘવારીને પહોંચી વળવા માટે ઉદારદિલ ધર્મપરાયણ શેઠ સર કીકાભાઇ પ્રેમચંદે એક હજાર રૂપિયા જેટલી મોટી રકમની સહાય આપી છે તેને માટે તેમનો અંતઃકરણથી આભાર માનવામાં આવે છે. ગત વર્ષમાં પણ તેમણે બહુ સારી સહાય આપી હતી હજુ પણ તેવી જ ઉદારતા બતાવતા રહેશે-એવો સંભવ છે. જૈન ધર્મ પ્રકાશ પ્રત્યેનો તેમનો પ્રેમ પ્રશંસનીય છે. અમે તેમની ધર્મપરાયણ વૃત્તિ માટે અને સાહિત્યની સેવા માટે તેમને ધન્યવાદ આપીએ છીએ.

# શ્રી પુન્યકુલકનો અનુવાદ

( જગજીવન જગ વાલહો-એ રાગ. )

વદન કરુ પ્રભુ વીરકો, પ્રણમુ સદ્ગુરુ પાય લાલ રે,
શારદ માત સોહામણા, કેવલીધર્મ ઉપાય લાલ રે વદન કરુ૦ ૧

ઉત્તમ પુન્યકુલક જુઓ, પુન્યાનુબધી પુન્ય લાલ રે,
સુખશાતા મનિ ઉપજે, હોવે મગલમાલ લાલ રે વદન કરુ૦ ૨

આર્ય ક્ષેત્ર અવતાર હો, ઉત્તમ જ્ઞાતિ સોહાય લાલ રે,
વીતરાગભાષિત ધર્મમા, શ્રદ્ધા સપૂર્ણ હોય લાલ રે. વદન કરુ૦ ૩

અરિહત ચરણની સેવના, સદ્ગુરુ ચરણ ઉપાસ લાલ રે,
સજ્ઝાય ધ્યાન સદા રહે, ધર્મે વડપણ ખાસ લાલ રે વદન કરુ૦ ૪

સમકિત બોધિરત્ન હો, સતસમાગમ નિત્ય લાલ રે,
ઉપશમ ભાવ બની રહે, સમરસ સમતા સત્ય લાલ રે વદન કરુ૦ ૫

દાક્ષિણ ગુણ પાલન કરે, સમકિત નિશ્ચય હોય લાલ રે,
વ્રત પરિપાલન ભાવથી, વિનય વિવેકે જોય લાલ રે વદન કરુ૦ ૬

નિશ્ચય ને વ્યવહારમા, સાધ્ય સાધન સુખકાર લાલ રે,
મન વચ કાયા યોગને, રાખે ધર્મ સહકાર લાલ રે. વદન કરુ૦ ૭

નિરવિકારી દૃષ્ટિ રહે, યૌવન વય ભરપૂર લાલ રે;
જૈનશાસન રગે રમે, ચોળ મજીઠ ઉપગાર લાલ રે વદન કરુ૦ ૮

પરનિદા ત્યાગી બને, નિજ ગુણ શ્રાદ્ધ મનાવ લાલ રે,
મોક્ષ અભિલાષ મતિ ઘણી, ભવ વૈરાગ્ય મન લાવ લાલ રે વદન કરુ૦ ૯

નિર્મળ શીલ ... ને, સુપાત્ર દાને ઉલ્લાસ લાલ રે,
ભવભ્રમણથી વિરમે, પામે મોક્ષ પદ ઉજાસ લાલ રે વદન કરુ૦ ૧૦

સુકરણી અનુમોદના, પાપકૃત્ય આલોચ લાલ રે,
તપ જપ ધ્યાન સદા રહે, મહામત્ર નવકાર લાલ રે વદન કરુ૦ ૧૧

દશ દૃષ્ટાતે દોહીલો, પામી નર અવતાર લાલ રે;
બાર વ્રત સોળ ભાવના, પર ઉપગાર અપાર લાલ રે. વદન કરુ૦ ૧૨

બહુવિધ કરણી અતિ ભલી, પામે પુન્ય પ્રસાર લાલ રે,
દાન શિયલ તપ ભાવના, સુખ મગલ સોહાય લાલ રે. વદન કરુ૦ ૧૩

હીરાચદ ઝવેરચદ




રચયિતા—આ. વિજયપદ્મસૂરિ

॥ आर्यावृत्तम् ॥

सिरिसंखेसरपासं, वंदिय गुरुदेवणेमिसूरिपयं ॥
भव्वोवगारदक्खं रएमि सिरिपण्हसिंधुमहं ॥ १ ॥

૧ પ્રશ્ન—શ્રાવક શબ્દનો અર્થ શું ?

ઉત્તર—શ્રા=શ્રદ્ધા, વ=વિવેક, ક=ક્રિયા. શ્રદ્ધા, વિવેક અને ધર્મક્રિયા. આ ત્રણ વાનાં જે કરે તે શ્રાવક કહેવાય. અથવા જે પરલોકમાં મહાકલ્યાણને કરનાર શ્રી જિનવચનોને ઉપયોગપૂર્વક વિધિ સહિત સાભળે તે ઉત્કૃષ્ટ શ્રાવક કહેવાય, અથવા શુકલપાક્ષિક શ્રાવક કહેવાય. એમ અનુક્રમે શ્રાદ્ધગુણવિવરણમાં શ્રાવક શબ્દની પહેલી વ્યાખ્યા જણાવી છે, અને શ્રી પંચાશકમાં બીજી વ્યાખ્યા જણાવી છે.

૨ પ્રશ્ન—સમ્યક્ત્વ પામ્યા પછી કેટલી કર્મસ્થિતિનો નાશ થયા બાદ શ્રાવકપણું પ્રાપ્ત થાય ?

ઉત્તર—જ્યારે બે પલ્યોપમથી નવ પલ્યોપમ પ્રમાણ સ્થિતિનો નાશ થાય ત્યારે શ્રાવકપણું પ્રાપ્ત થાય, એમ શ્રી પંચાશકમાં જણાવ્યું છે તે પાઠ આ પ્રમાણે—

सम्मत्तम्मि उ लद्धे, पलियपुहुत्तेण सावओ हुज्जा ॥
चरणोवसमखयाणं, सागरसंखंतरा हुंति ॥ १ ॥

**સ્પષ્ટાર્થ**—સમ્યક્ત્વ પામ્યા બાદ પ્રથમ ઘટાડેલી સ્થિતિમાંથી જ્યારે બેથી નવ પલ્યોપમ પ્રમાણ સ્થિતિ ઘટે ત્યારે શ્રાવકપણું પ્રાપ્ત થાય. ત્યારબાદ અનુક્રમે સંખ્યાતા સંખ્યાતા સાગરોપમ પ્રમાણ કર્મસ્થિતિનો નાશ થાય ત્યારે સર્વવિરતિ-ઉપશમશ્રેણિ-ક્ષપકશ્રેણિ પ્રાપ્ત થાય. વિશેષ બીના શ્રી પંચાશકવૃત્તિ, કર્મપ્રકૃતિવૃત્તિ, પંચસંગ્રહાદિથી જાણવી.

૩ પ્રશ્ન—શ્રી જૈનેન્દ્રાગમોમાં શ્રાવકના કેટલા ભેદ જણાવ્યા છે ?

ઉત્તર—૧ માતા પિતા જેવા શ્રાવક. ૨ ભાઇ જેવા શ્રાવક. ૩ મિત્ર જેવા શ્રાવક. ૪ સપત્ની ( શોક્ય ) જેવા શ્રાવક અથવા ૧ ચાટલા જેવા શ્રાવક. ૨ ધ્વજ ( ધજા ) જેવા શ્રાવક. ૩ સ્થાણુ ( ઠૂંઠું ) જેવા શ્રાવક. ૪ ખરંટક ( અશુચિ પદાર્થ અથવા અનાજથી ખરડાયેલ કડછી વગેરે ) જેવા શ્રાવક. આમ બે રીતે શ્રાવકના ચાર ચાર ભેદ શ્રી સ્થાનાંગસૂત્રના ચોથા અધ્યયન વગેરે શાસ્ત્રોમાં જણાવ્યા છે. વિશેષ બીના શ્રી દેશનાચિંતામણિ વગેરેમાં જણાવી છે.

૪ પ્રશ્ન—માતાપિતા જેવા શ્રાવકનું સ્વરૂપ શું?

ઉત્તર—જે શ્રાવકો ઉચિત અવસરે શ્રી આચાર્યાદિ નિર્ગ્રંથ મહાપુરુષોની પાસે જઈને તેમણે ફરમાવેલાં કાર્ય કરે, બીનસમજણને લઈને સાધુઓ કદાચ ભૂલ કરે ને પોતે દેખે, જાણે પણ ખરા, તો પણ 'આપણા કરતાં તેઓ અધિક ગુણવંત છે' એમ વિચારીને શાંતિથી અને પ્રેમભરેલાં વચનો કહીને ભૂલ સુધરાવે, પણ અરુચિ ધારણ કરે નહિ. તથા જે મુનિવરોની ઉપર એકાંત (અડગ) વાત્સલ્યભાવ (બહુમાન) રાખે તે માતાપિતા જેવા શ્રાવકો જાણવા. એમ શ્રી ધર્મરત્નપ્રકરણબૃહદ્વૃત્તિ વગેરેમાં જણાવ્યું છે. માતાપિતા સમાન શ્રાવકોની વ્યાખ્યા જણાવનારી ગાથા આ પ્રમાણે—

चिंतइ जइकज्जाइं, न दिट्ठखलिओऽवि होइ निण्णेहो ॥
एगंतवच्छलो जइ, जणस्स जणणीसमो सड्ढो ॥ १ ॥

૫ પ્રશ્ન—બંધુ (ભાઈ) જેવા શ્રાવકો કોને કહીએ?

ઉત્તર—જે શ્રાવકો મુનિરાજની ઉપર સંપૂર્ણ સ્નેહભાવ રાખે, પણ સાધુઓનો વિનય સાચવવામાં મંદ (અલ્પ) આદરભાવ (લાગણી) રાખે, છતાં કોઈ વિધર્મી કદાચ મુનિરાજનું અપમાનાદિ કરે તે વખતે તો જરૂર પડખે ઊભો રહી પ્રતીકાર કરે, અપમાન કરનારને શિક્ષા કરે ને મુનિનું બહુમાન જાળવે, તે ભાઈ જેવા શ્રાવક કહેવાય. કહ્યું છે કે—

हियए ससिणेहोविय, मुणीण मंदायरो विणयकम्मे ॥
भाइसमो साहूणं, पराभवे होइ ससहाओ ॥ २ ॥

૬ પ્રશ્ન—મિત્ર જેવા શ્રાવકનું સ્વરૂપ શું?

ઉત્તર—જે કારણપ્રસંગે (તેની) સલાહ નહિ લેવાથી અભિમાન ધારણ કરી લેશ રોષ (ક્રોધ) કરે, છતાં પોતાના પુત્રાદિથી પણ મુનિરાજને અધિક માને, સેવા કરે, તે મિત્ર જેવા શ્રાવક કહેવાય. કહ્યું છે કે—

मित्तसमाणो माणा-ईसिं रूसइ अपुच्छिओ कज्जे ॥
मण्णंतो अप्पाणं, मुणीण सयणाउ अब्महियं ॥ ३ ॥

૭ પ્રશ્ન—સપત્ની (શોક્ય) જેવા શ્રાવકો કોને કહીએ?

ઉત્તર—જે શ્રાવક મુનિરાજની પાસે આવે ત્યારે અક્કડ થઈ ઊભો રહે, વંદનાદિ ભક્તિ કરે નહિ, મુનિના છિદ્ર જુએ, મુનિરાજ કદાચ અનુપયોગ પ્રમાદાદિને લઈને લગાર ભૂલ કરે, તો જાણતાંની સાથે જ બીજાને કહી દે, સાધુને ઘાસ જેવા તુચ્છ ગણે, તે સપત્ની (શોક્ય) જેવા શ્રાવક કહેવાય. કહ્યું છે કે—

थद्धो छिद्दप्पेही, पमायखलियाइ णिच्चमुच्चरए ॥
सड्ढो सवक्किकप्पो, साहुजणं तणसमं गणइ ॥ ४ ॥

૮ પ્રશ્ન—આદર્શ ( ચાટલા ) જેવા શ્રાવકનું સ્વરૂપ શું ?

ઉત્તર—જેમ દર્પણમાં ( ચાટલામાં ) જોનારનું તાદૃશ ( જેવું પોતાનું હોય, તેવું ) પ્રતિબિંબ પડે, તેમ જેઓ શ્રી ગુરુમહારાજે જે બીના જેવા સ્વરૂપે જણાવી હોય તે તેવી જ ધારી રાખે તે શ્રાવકો આદર્શ જેવા જાણવા. કહ્યું છે કે:—

गुरुभणिओ सुत्तत्थो, बिंबिज्जइ अवितहो मणे जस्स ॥
सो आयंससमाणो, सुसावओ देसिओ समए ॥ ५ ॥

૯ પ્રશ્ન—ધ્વજ ( ધજા ) જેવા શ્રાવકો કોને કહીએ ?

ઉત્તર—જેમ પવન વાય ત્યારે ધજા ફરકે તેમ મૂઢ, અજ્ઞાની, મિથ્યાદૃષ્ટિ જીવોના વચન સાંભળીને જેઓ ભરમાઈ જાય ને ગુરુમહારાજનાં વચનને મક્કમ રીતે ( દૃઢ શ્રદ્ધા રાખીને ) માને નહિ, તે ધજાની જેવા શ્રાવક કહેવાય. કહ્યું છે કે—

पवणेण पडागा इव, भामिज्जइ जो जणेण मूढेणं ॥
अविणिच्छियगुरुवयणो, सो भवइ पडाइया तुल्लो ॥ ६ ॥

૧૦ પ્રશ્ન—સ્થાણુ જેવા શ્રાવક કોને કહીએ ?

ઉત્તર—જેઓ ગીતાર્થ-સદ્ગુણી શ્રી ગુરુમહારાજ વગેરે મહાપુરુષો સત્ય વસ્તુ સમજાવે છતાં પોતાનું પકડ્યું ( કદાગ્રહ ) છોડે નહિ અને સાધુ ઉપર દ્વેષ પણ ધારણ ન કરે, તે ઝાડના ઠુંઠાની જેવા શ્રાવક કહેવાય. કહ્યું છે કે—

पडिवण्णमसग्गाहं, न मुअइ गीयत्थसमणुसिट्ठोऽवि ॥
थाणुसमाणो एसो, अपओसी मुणिजणे णवरं ॥ ७ ॥

૧૧ પ્રશ્ન—ખરંટક જેવા શ્રાવકનું સ્વરૂપ શું ?

ઉત્તર—ખરંટક એટલે વિષ્ટાદિ-અશુચિ પદાર્થો અથવા દાળ વગેરેથી ખરડાયેલી કડછી વગેરે. જેમ અશુચિ પદાર્થ બીજાને ખરડે છે એટલે અપવિત્ર બનાવે છે, તેમ જે સત્ય હકીકતને જણાવનાર શ્રી ગુરુમહારાજ વગેરેને કહે કે—તમે ઉન્માર્ગ ( સ્યાદ્વાદદર્શનની પ્રરૂપણાથી વિરુદ્ધ ) દેશના આપો છો, મૂર્ખ છો, મંદધર્મી છો, વગેરે પ્રકારે ઉપદેશના દેનાર મુનિવરાદિને અશુચિ ( અપવિત્ર ) પદાર્થની માફક ખરડે એટલે તરછોડે તે ખરંટક જેવા ચોથા પ્રકારના શ્રાવક જાણવા. કહ્યું છે કે—

**उम्मग्गदेसओ निण्हवोऽसि, मूढोऽसि मंदधम्मोऽसि ॥**
**इअ सम्मंपि कहंतं, खरंटए सो खरंटसमो ॥ ८ ॥**

૧૨ પ્રશ્ન—ઋષભદત્ત બ્રાહ્મણ અને દેવાનંદા બ્રાહ્મણીએ પ્રભુશ્રી મહાવીરદેવની પાસે દીક્ષા ક્યારે ગ્રહણ કરી ?

ઉત્તર—પ્રભુશ્રી મહાવીરદેવે કેવલજ્ઞાની થઇને પહેલું ચોમાસું રાજગૃહી નગરીમાં કર્યું. તે પછી વિદેહદેશમાં ફરતાં ફરતાં ' માહણકુંડ ' નામના ગામના ઉદ્યાનમાં પધાર્યા. અહીં પ્રભુ મહાવીરદેવની પવિત્ર-પ્રભાવશાલી દેશના સાંભળીને ઋષભદત્તે અને દેવાનંદાએ વૈરાગ્યવાસિત થઈને દીક્ષા ગ્રહણ કરી. તેની નિર્મલ આરાધના કરી તે બંને સિદ્ધિના સુખ પામ્યાં. વિશેષ બીના શ્રી ભગવતીસૂત્રાદિમાં જણાવી છે.

૧૩ પ્રશ્ન—માહણકુંડગ્રામ કયાં આવ્યું ?

ઉત્તર—વૈશાલી નગરીનાં બે શાખાપુર હતાં. ૧ બ્રાહ્મણકુંડગ્રામ-અહીં બ્રાહ્મણોની વસ્તી વિશેષ હતી તેથી તે બ્રાહ્મણકુંડગ્રામ કહેવાય છે. ૨ ક્ષત્રિયકુંડ ગ્રામ. અહીં ક્ષત્રિયોની વસ્તી વિશેષ હતી. પ્રભુશ્રી મહાવીરદેવ બ્રાહ્મણકુંડગ્રામના બગીચામાં પધાર્યા ત્યારે અહીં તે બંને શાખાપુરના રહીશ બ્રાહ્મણો તથા ક્ષત્રિયો વગેરે પ્રભુ મહાવીરદેવની દેશના સાંભળવા આવ્યા હતા. આ વખતે એટલે પ્રભુશ્રી મહાવીરદેવના કેવલિપણાના બીજા ચોમાસાની પહેલાં-જમાલિએ અને પ્રભુની પુત્રી પ્રિયદર્શનાએ દીક્ષા લીધી. અહીંથી વિહાર કરી પ્રભુ મહાવીરદેવે કેવલીપણામાં બીજું ચોમાસું વિશાલાનગરીમાં કર્યું.

૧૪ પ્રશ્ન—પ્રભુશ્રી મહાવીરદેવના આનંદ શ્રાવક વગેરે દશે શ્રાવકોમાં કઈ કઇ બીના સરખી રીતે ઘટે છે ?

ઉત્તર—પાંચ બીના સરખી રીતે ઘટે છે, તે આ પ્રમાણે. ૧. દશે શ્રાવકોએ અગિયાર પ્રતિમા વહી હતી. ૨. દશે શ્રાવકોનો દેશવિરતિપર્યાય ૨૦ વર્ષ પ્રમાણ હતો. ૩. અંતિમ સમયે દશે શ્રાવકોએ માસિક અનશન કર્યું હતું. ૪. ચાલુ મનુષ્યભવનું આયુષ્ય પૂર્ણ કરીને દશે શ્રાવકો સૌધર્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા છે. ૫. તે દેવલોકમાં દશે શ્રાવકોનું આયુષ્ય ચાર પલ્યોપમનું જાણવું. અહીંથી ચ્યવીને, મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ પામીને, પરમ ઉલ્લાસથી મોક્ષમાર્ગની સાધના કરીને મુક્તિના અવ્યાબાધસુખ પામશે. ( ચાલુ )



कोह तज्यो नवि मोह तज्यो नवि द्रोह तज्यो ममता नवि टारी ।
गेह तज्यो नवि नेह तज्यो न भज्यो भगवान महासुखकारी ॥
काम तज्यो नवि दाम तज्यो नवि राम भज्यो तृष्णा नवि छारी ।
पेट के काज किये यहु साज यों मुंड मुंडाय कहा हक मारी ? ॥१॥

# વીરવિલાસ[1]

## ( ૧૦ )

### સિદ્ધાચળ શિખરે દીવો રે, આદેસર અલબેલો છે.[2]

**પચીશેક** વર્ષ પહેલાંની વાત છે. આજે ફાગણ શુદિ ૧૫ નો દિવસ છે. શિયાળા ઉન્હાળાના સંધિકાળનો દિવસ છે. વસંતઋતુનો મધ્યાવતાર છે. મારા પિતાશ્રી વરસો સુધી એ પવિત્ર દિવસને અનુરૂપ ધાર્મિક આનંદ, પૂજાનો લાભ અને તેને અંતે એક નાનકડું સ્વામીવત્સલ તળાટી પર કરતા. નવાણુ પ્રકારની પૂજા ભણાવવામાં પાવરધા બનેલા પાલીતાણાની મોટી ટોળીના સભ્યો આજે કાંઇ અસાધારણ ઉત્સાહમાં હતા. એમાંનાં લગભગ પંદરના ચહેરા, ચહેરા પરનો ઉત્સાહ, અંતરના ઉમળકા, કાસીની રમઝટ, નોબતના ડંકા અને ફરી ફરીને ઉપલાવી એક એક પદને જમાવવાની સુરુચિતા આજે પણ અંતરચક્ષુ પર ખડા થાય છે અને કાનમાં ગુંજારવ કરે છે.

યુવાન વય, પ્રભુભક્તિ, સુદૃઢ કસાયલાં શરીર અને પૂજા ભણાવવાની સુયોજિત પદ્ધતિ સાથે કંઠની ભવ્યતા, ઠણકારાની નિયમિતતા અને પ્રત્યેક ભાગ લેનારની ઉત્સુકતા ખરેખર અભ્યસનીય હતા કાઠિયાવાડી બુલંદ અવાજ, સાથે સરણાઇ પાવાની જોડ, મજબૂત સ્નાયુને બળે નીકળતો કાંસીનો ઝંકાર નરઘાને તો નીચે પાડી દે તે કારણે નોબતનો સહકાર અને એક પૂજામાં કાસીનો પાચ વાર પ્રયોગ ઊંઘતાને પણ જગાડે તેવો હતો, અને આજે તો તેઓ ખરેખર આમોદ્રેકે ચઢ્યા હતા અને 'અનંત ગીય વાંઇએ' (ગીત વાજિત્રથી અનંત લાભ મેળવી શકાય) એ સૂત્રની સત્યતાનો આભાસ કરાવી રહ્યા હતા. મુખની આડો એમનો છેડો રાખી વાઉકાયની વિરાધનાની સંભવિતતા પરત્વે ઉપયોગ કરનાર એ પૂજાના નિષ્ણાતો કોઇ બેસુર કાસી વગાડે તો તેને ડોળાડોળ કરવાની ના પાડતા અને આખું વાતાવરણ તંગ કરી એકાગ્રતા જણાવવા માટે ધમાલનો સુવ્યવસ્થિત મેળ સાધતા હતા.

દાદાની મૂળ ટૂંકમાં મુખ્ય દેરાસરના અંદર રંગમંડપમાં વચ્ચે નોબતની ડાબી જમણી બાજુ બે હારમાં બેઠેલા એ સાચા ભાવુકોના પ્રત્યેકના ચહેરા મને યાદ છે. એમાંનાં *અત્યારે કોઇક જ હયાત છે પણ એમનાં છાયા સંસ્કાર હજુ જાગતાં છે. એના મુખ્ય ઉપાડ* લેનાર વેપારીનાયકે 'નમોઽર્હત્' ના ધ્વનિ પછી દુહો ઉપાડ્યો અને 'મારે સોના સમો રે સુરજ ઊગિયો' ના રાગમા લીધો. 'રામ ભરત ત્રણુ કોડીશું' નો આખો 'દુહો' જમાવી દીધો. પછી જ્યારે થાળ ભરી ભરીને પ્રભુને વધાવવાની વાત આવી ત્યારે એની અને ઝીલનારાની ઊર્મિઓ અવલોકી હોય તો ગજ ગજ છાતી ઊછળે અને મનોમંથન ચાલે.

---

૧. વીરવિલાસની માળાની આ સંખ્યા છે. દરેક લેખ સ્વતંત્ર હોઇ આગળના લેખના સંબંધ વગર વાંચી સમજી શકાય તેમ છે.

૨. શ્રી વીરવિજયજીની નવાણું પ્રકારની પૂજામાથી નવમી પૂજાનું પ્રથમ પદ અને આંકણીનું પદ હોવાથી આખી પૂજામા ઝબકતું સારગ્રાહી પદ છે.

એમા બગબર એ જ વખતે એણે નોમતના નાદ સાથે કાસી ઉપાડી અને પછી ચલતીના ઝમકારામા જે સોના સમો સુરજ ઊગાડ્યો તે આજે વરસો પછી પણ સોનાવર્ણા સૂર્યને રજૂ કરે છે, નજરે પડે છે અને મોતીના થાળ હાથમા રજૂ કરી પ્રભુ સન્મુખ જાણે તેમાથી મુઠીઓ ભરી ભરીને ઉડાડતા હોય એવુ ભાન કરાવે છે

સોના સમા થાળમા સફેદ મોતી ભરેલા હોય, થાળમા મોતીની રાગ ચઢાવી હોય અને પ્રભુને વધાવવા ચાલ્યા હોઇએ ત્યારે કેવા ભક્તિભર્યા હૈયા ઊછળે એ અનુભવવા જેવુ છે ત્યા તો શિવસુન્દરીનુ આણુ ચાલ્યુ, પ્રથમ સિદ્ધાચળ શિખરે દીવો દેખાયો ગિરિરાજના વિશાળ શિખર પર હજારો દીવેલનો ઝળહળતો દીવો તે મનમા ખરેખર સાત્ત્વિક માનસપુરના વિવેકપર્વત પર આવેલા અપ્રમત્ત શિખરનો ખ્યાલ કરાવતો હતો તે વખતે હું ઉપમિતિ કથાનુ ગુજરાતી ભાષામા અવતરણ કરી રહ્યો હતો મામાની આગળીએ ભવચક્ર નગર જોઇ રહ્યા પછી આ વિવેકપર્વત પર ફરતો હતો ત્યા ચિત્તસમાધાન મડપની વચ્ચે ખડી કરેલી નિ સ્પૃહતા વેદિકાના જીવવીર્યસિંહાસન પર બેઠેલા ચારિત્ર ધર્મરાજની ઝાખી કરી રહ્યો હતો અને અલબેલા આદીશ્વર, ચારિત્રધર્મરાજ અને અદ્ભુત ઝળહળતા મોટા દીવાની એકતા અનુભવી રહ્યો હતો[1]

આદીશ્વરને અલબેલા કહ્યા એટલે અનેક તરગો છૂટ્યા અલબેલો એટલે છેલછબિલો પણ થાય, સુદર પણ થાય, અનોખો પણ થાય અને બ કો પણ થાય, પણ મારે મન તો અદ્ભુતતાનો જ ખ્યાલ હતો જાણે આખા પર્વતને પ્રકાશનાર મોટો દીવડો હોય, જાણે ચેતનને જગાડનાર, પ્રકાશનાર, પ્રેરનાર, બતાવનાર અને દૂરદૂરથી દેખાનાર લાખો કેંડલ પાવરનો વિજળીક દીવો હોય, એવો આ અલબેલો આદીશ્વર દાદો સામે હાજરાહજુર દિવ્ય તેજ નાખી રહ્યો હતો અને એનો પ્રકાશ આખા પર્વત પર, આખી સૃષ્ટિ પર, આખા જીવન પર પડી સચરાચર પૃથ્વીને ચક્ષુ સન્મુખ કરતો હતો પણ ત્યા ન અટકતા ભાવુકે તો વાત ઉપાડી શિવસુંદરીનુ આણુ માડ્યુ આણુ વળાવના લાખોની હારની હાર રજૂ કરી નાગજી સાથે લાખો આણુ વળાવવા ગયા તો એ આણામા હજારો સ્ત્રીઓ પણ ચાલી નીકળી જાન ની જાન ચાલે તેમ આ આણાની હાર ચાલી અને એ વખતની આણા અગર વાતો મગજમા આનદ જમાવતી તેમા આ શિવસુદરીના આણાએ તો હદ કરી દીધી આઠયે આણે કાસીની ધૂન ચાલી, રાગ બદલાયો, બન્ને પદ સાથે લેવાયા અને ખરેખર એકાગ્રતા કરાવે તેવા પવર કાસી અને નોમતની ઝુમ વચ્ચે ચાલ્યા ત્યા વચ્ચે સિદ્ધાચળના નવ નામ લેવાણા બીજી અને ત્રીજી વાર રાગનો પલટો થયો અને અતરમાં દીવડો પ્રકટ થતો અનુભવ્યો એના પ્રકાશની આગળ બાહ્ય પ્રકાશની સરખામણી પણ ન થાય ત્યા તો એક જ પૂજામા ચોથી વાર રાગ-દેશી બદલાયા

શિવસુદરીનુ આણુ વાળવા ગયા ત્યા તો પોતાને પણ ત્યાં જ રહી જવા મન થયુ. એટલે અતર ધ્વનિ ચાલ્યો નીચેનો સંવાદ રાગની લયમા હૃદય કપન કરાવી રહ્યો અને આશાના ઉચ્ચપ્રદેશમા હૃદયને થનગનાવી રહ્યો.

---

૧. આની સ્પષ્ટતા માટે જુઓ ઉપમિતિભવપ્રપચા કથા ભાષાતર પ્રસ્તાવ ચોથો

પ્રભુ ! અલબેલા આદીશ્વર ! મારા નાથ ! આવા આવા કરોડો મોક્ષ ગયા, જન્મ મરણનાં દુઃખ વિસારી ગયાં, તો હવે તો અમને પણ આશા બંધાણી છે કે કરોડો પેસાણાં તો એકનો તેમાં વધારો થાય તેમાં કાંઇ વાંધો નહિ આવે. એટલી જગ્યા છે તો એકના વધારાથી સંકડામણ નહિ થાય. 'અમને પણ આશા મોટી રે'—એ પદ પાંચ દશ વાર ગવાયું, પ્રત્યેક પલટે આશામાં પણ વધારો થવા લાગ્યો. પછી નીચે પ્રમાણે આંતર સંવાદ થયો અને પ્રભુ સાથે વાતચીત થઇ, એ વાતચિત્તે ગેયરૂપ લીધું અને ગેયતા સાથે અંદર ગાન આલ્યું.

શ્રદ્ધા અને સંવેગથી ભરેલો દરિયો તો હું તરી ગયો !

શ્રદ્ધા કેવી ? અચળ શ્રદ્ધા ! એટલે શું ?

દેવગુરુધર્મની ઉપાદેયતા, વિશુદ્ધિ, સ્વીકાર !

અને સંવેગ કેવો ? સુંદર રંગથી રંગાયલો સંવેગ રંગ !

એટલે શું ? મોક્ષનો અભિલાષ !

ખરેખર, તને મોક્ષ જવાની ઇચ્છા છે ?

અરે હા ! એવી ઇચ્છા ન હોય તો આવડો મોટો દરિયો તરાય કેમ ?

કયો દરિયો ? સંસારનો ? એટલે શું સમજ્યો ?

બાહ્ય સંબંધો અને અંતરંગના દુશ્મનો, એ વળી કયા ?

કામ, ક્રોધ, લોભ, માન, દંભ, માયા, મત્સર !

એને તરીને તું અહીં આવ્યો ? તદ્દન જીતી ગયો નથી, પણ જીતવાના માર્ગ પર તો જરૂર છું.

પણ તારામાં શ્રદ્ધા છે તેની ખાતરી શી ? તો સાહેબ !

શ્રદ્ધા વગર અહીં કોણ આવે ? 'આ ગિરિરાજ ચઢવો દોહ્યલો છે, અહીં સુધી આવવું મુસ્કેલ છે, અઘરું છે, આકરું છે અને આવા પંચમ કાળમાં અહીં સુધી આવી પહોંચ્યો છું તે કાંઇ નાનીસુની વાત નથી, બાકી શ્રદ્ધા વગર કોણ આટલો માર્ગ ઉલ્લંઘી શકે ?

વારુ, આવી પહોંચ્યો તો ભલે આવ્યો ! હવે તારે શું કહેવું છે ?

સાહેબ ! સમુદ્ર–મોટો દરિયો તો વહાણવડે તર્યો, પણ હવે તો કાંઠે આવી પહોંચ્યો છું.

તો હવે કાંઠે ચાલ્યો આવ ! મુંઝાણો કેમ ?

સાહેબ ! મારું વહાણ તો ભર દરિયે ચાલે, કાંઠાનાં પાણી છીછરાં હોય ત્યાં વહાણ કેમ ચાલે ?

ત્યારે તારે શું જોઇએ છે ?

સાહેબ ! આપ કાંઠે ઊભા છો ! મારો હાથ ઝાલી લો તો વહાણમાંથી ઉતરી–ઠેકડો મારી કાંઠે ચાલ્યો આવું.

તે જરા જોર કર, વહાણમાં બેઠો બેઠો કાંઠાની ઇચ્છા કરી રહ્યો છે, પણ તારું જોર ( વીર્ય ) ફરકાવ.

તે માટે મારા પ્રભુ! તૈયાર છુ, પણ હવે મારુ વહાણ ચાલતુ નથી, કાંઠે આવેલાને હાથનો ટેકો આપો આપ તો દરિયો ઊતરી કિનારે ઊભા છો. જરા ટેકો આપો તો ઠેકડો મારી કિનારે આવી જઉં!

આવા સમુદ્રને કાંઠે ઊભેલાનો પ્રભુ હાથ ઝાલે. દિવ્ય દર્શન કરાવે, અનાહત નાદ સુણાવે, અજપા જાપ જપાવે, ત્યારે એ ખરો ભવ્ય દીવડો કહેવાય સિદ્ધાચલના શિખર પરના અલબેલા દીવડા! મારા માર્ગદર્શક અનંત જ્યોતિમય સ્વપરપ્રકાશક દિવ્ય તેજમય દીવડા! મારો પથ ઊજાળ, મારો માર્ગ સ્પષ્ટ કર, મારો હાથ ઝાલી લે, મને ઠેકડો મારવામા ટેકો આપ, મારો બાકીનો છીછરો પથ પૂરો કરાવ, મારી મોટી આશા પૂરી કર અને શિવસુંદરીનુ આણુ વાળના હજારોની લગારો બંધાણી તેમા મને પણ મૂકી આપ હુ એક વધી નહિ જાઉં આપ તો મારા હૃદયમા વસેલા છો, આપ મારા અંતર્યામી છો, આપ મારા આધાર છો, આપનુ તેજ હુ દૂરથી પારખી ગયો છુ, મારા સંવેગરંગને જરૂર સ્થાન મળશે એમ હુ જોઈ શકુ છુ

ત્યા તો પૂર જોશમા નોબત, કાસી અને શરણાઇની ધૂન લાગી અને ' તેણે હાથ હવે પ્રભુ ઝાલો હો ' પદ તો આશાના પદ કરતા પણ વધારે વખત ગવાયુ, ઝીલાણુ અને ચલતીમાથી હીંચ જામી અને આખા મંદિરમા એક રંગ થઈ ગયો. ગિરિરાજના શિખર પર આદીશ્વર અલબેલા છે એનો સાક્ષાત્કાર થયો, પૂરના પ્રકાશમા ભવ્ય શાંત દીવડો સામે દેખાયો અને ધૂમાડા વગરનો, પડછાયા વગરનો, ચીકાશ વગરનો અલબેલો દીવડો સામે રજૂ થયો ' હારે ' ' હારે ' ના અજબ પલટા, અંતરના જલ્પ, ડંકાના નાદ વચ્ચે શાંત ગંભીરતા, ધૂમાલ છતા શાંત વાતાવરણ અને સામેનો ઝળહળતો દીવડો, સમસ્ત વિશ્વ પર પ્રકાશ પાડતો વિશાળ ભવ્ય પ્રકાશપૂંજ! લાગ્યુ કે આણુ વાળવા જનારની કોઈ મોટી પાર્ટીમા આગળ પાછળ ઘુસી જવાય તો શ્રદ્ધાને ફળ બેસે, સંવેગનો રંગ જામે અને પ્રભુ હાથ ઝાલે તો એક કુદકો મારીને કાંઠે પહોચી જઉં!

આ અનમેનુ દર્શન એ ખરેખર અમૃતપાન છે, એને પીતા ધરવ થતો નથી, એને પીતા આનંદનો પાર રહેતો નથી એને પીતા બત્રીસ કોઠે દીવા થાય છે, એની મોજમા ભેગ નથી, એની લયમા કઠોરતા નથી, એના ઓજસમા ભેદભાવ નથી આવા અદ્ભૂત અનમેલા દીવડાની આજે ઝાખી થઇ, આ દીવડાને આજે ઓળખ્યો, એની પાસે હૃદયના ભાવ વર્ણવ્યા અને એના દર્શનનુ અમૃતપાન આજે પેટ ભરીભરીને કર્યું એમા આખને ટાઢક થઇ, હૃદયને તૃપ્તિ થઇ અને આત્મારામને શાંતિ થઈ પાચ વાર કાસીના ધમકારા થયા, નોબતના ગડગડાટ થયા અને પીપુડીના નાદ થયા આ સિદ્ધાચળના દીવડાની ધૂનમા પચાસ મિનિટ થઇ હશે પણ તેની અસર તેટલા વર્ષે પણ ચાલુ છે શબ્દનો ચમત્કાર, ગેયતાની સુવાચ્યતા અને ઊર્મિના ઉદ્રેક સાથે ધ્વનિ કાવ્યનો મહિમા જામી ગયો શબ્દાલંકાર અને અર્થાલંકારની સહયોગિતાના મીઠા મરમરણો આજે પણ આત્મભાન કરાવી રહ્યા છે

મૌક્તિક

———

# सांव्यवहारिक प्रत्यक्ष ( Perception )

જૈનદર્શનમાં જ્ઞાન( Knowledge )ના પાંચ પ્રકાર પ્રતિપાદન કર્યા છે. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળજ્ઞાન; અને પ્રમાણ ( *Valid knowledge* ) એ પ્રકારના–પ્રત્યક્ષ અને પરોક્ષ બતાવ્યા છે. જૈન સિદ્ધાંત પ્રમાણે ઇંદ્રિયો અને મનના નિમિત્ત વિના ચેતનાસ્વભાવ–પ્રકાશસ્વભાવરૂપ આત્માને જે સ્વતઃ જ્ઞાન થાય તેને પ્રત્યક્ષ જ્ઞાન–પ્રત્યક્ષ પ્રમાણ જ્ઞાન કહેવામાં આવે છે; અને કર્મથી આવરિત થયેલ જીવને ઇંદ્રિયો અને મનના સાધનથી જે જ્ઞાન થાય છે તેને પરોક્ષ જ્ઞાન કહેવામાં આવે છે. વ્યુત્પત્તિ પ્રમાણે અર્થ કરતાં ' પ્રત્યક્ષમાં ' અક્ષનો અર્થ જીવ કર્યો છે, અને ' પરોક્ષમાં ' અક્ષનો અર્થ ઇંદ્રિય કરવામાં આવે છે. સિદ્ધાંતમાં પ્રત્યક્ષ અને પરોક્ષનો જે અર્થ કર્યો છે તે યથાર્થ જોવામાં આવે છે. કારણ આત્મા પોતે જ્ઞાનસ્વભાવ–પ્રકાશસ્વભાવ છે. તે આત્માનો પ્રકાશ બીજા કોઈ વ્યવધાન ( intervention ) સિવાય સીધો પદાર્થ ઉપર પડે ત્યારે પદાર્થનું યથાર્થ જ્ઞાન થાય છે. પણ ઇંદ્રિય અને મનદ્વારા જ્યારે આત્માનો પ્રકાશ પદાર્થ ઉપર પડે ત્યારે તે પ્રકાશને ઇંદ્રિય અને મનનું કેટલેક અંશે આવરણ આવે છે, અને તે આવરણની તરતમતા પ્રમાણે જ્ઞાનના સ્વરૂપમાં પણ તરતમતા આવે છે. અમુક રંગના ચશ્મા પહેરીને આપણે બહારની વસ્તુઓ જોઇએ ત્યારે ચશ્માના કાચના રંગની ઘનતા પ્રમાણે વસ્તુના આપણને દેખાતાં રૂપમાં જે તરતમતા ભાસે છે તેવી તરતમતા ઇંદ્રિય અને મનરૂપી ચશ્માદ્વારા જ્ઞાન મેળવતાં જીવને થાય છે. કર્મના ક્ષયોપશમથી ઇંદ્રિય અને મનનો મેળ જેમ જેમ ઓછો થતો જાય છે, તેમ તેમ જ્ઞાન શુદ્ધતર બનતું જાય છે. અને કર્મનો આત્યંતિક ક્ષય થતાં–આત્મા શુદ્ધ સ્વરૂપમાં પ્રકાશિત થતાં જે વસ્તુનું યથાર્થ જ્ઞાન થાય છે તેને શાસ્ત્રમાં કેવળજ્ઞાન કહ્યું છે અને કેવળજ્ઞાન મુખ્ય પ્રત્યક્ષ જ્ઞાન છે. એટલે શાસ્ત્રમાં પ્રત્યક્ષ અને પરોક્ષજ્ઞાનનું જે સ્વરૂપ બતાવ્યું છે તે તત્ત્વની દૃષ્ટિએ યથાર્થ છે.

વ્યવહારમાં આપણે મન અને ઇંદ્રિયના નિમિત્તથી થતાં જ્ઞાનને પ્રત્યક્ષ જ્ઞાન કહીએ છીએ, અને અનુમાન, આગમ વિગેરે કારણથી થતાં જ્ઞાનને પરોક્ષ જ્ઞાન કહીએ છીએ. એક વૃક્ષ જોવાથી જ વૃક્ષનું જે સીધું જ્ઞાન થાય છે તે પ્રત્યક્ષ જ્ઞાન છે, જ્યારે અનુમાન શબ્દ આદિ જ્ઞાન પ્રાપ્ત કરવાના બીજા સાધનોદ્વારા જે જ્ઞાન થાય છે તે વસ્તુનું સીધું ( direct ) જ્ઞાન ન હોવાથી, પણ બીજા જ્ઞાન ઉપર આધાર રાખતું હોવાથી, પરોક્ષ જ્ઞાન છે.

શાસ્ત્રની દૃષ્ટિએ અને વ્યવહારની દૃષ્ટિએ પ્રત્યક્ષ અને પરોક્ષનો ઉપર પ્રમાણે ભેદ બતાવ્યા પછી વ્યવહારિક પ્રત્યક્ષ સંબંધે વિચારણા કરવાની રહે છે. તે પ્રત્યક્ષને જૈનદર્શનમાં ' સાંવ્યવહારિક ' પ્રત્યક્ષ કહેવામાં આવે છે. આ લેખનો મુખ્ય ઉદ્દેશ સાંવ્યવહારિક પ્રત્યક્ષની સમાલોચના કરવાનો છે. જેને માનસશાસ્ત્રમાં અને તર્કશાસ્ત્રમાં perception કહેવામાં આવે છે, તે આ સાંવ્યવહારિક પ્રત્યક્ષને ઉદ્દેશીને છે.

સામાન્ય સમજ ( common sense ) પ્રમાણે પ્રત્યક્ષ જ્ઞાન, બધા જ્ઞાનનો મૂળ આધાર છે, પ્રત્યક્ષ રીતે એક પદાર્થનું જ્ઞાન થાય તેમાં કાંઇ શંકા કે વિવાદને સ્થાન નથી, આપણા ચક્ષુથી એક વસ્તુ જોઇને વૃક્ષ કહીએ તેમાં કાંઇ શંકા લેવાનું રહેતું નથી, માટે નૈયાયિકો અને બીજા કેટલાક તત્ત્વવેત્તાઓ પ્રત્યક્ષ જ્ઞાનને બીજા બધા જ્ઞાનના અંતિમ પ્રમાણરૂપે માને છે. જૈનદર્શનમાં પણ જે પ્રતીતિમાં પ્રત્યક્ષ જ્ઞાનનો વિરોધ આવે તેને પ્રમાણજ્ઞાન ગણવા ના પાડેલ છે. પ્રમાણમીમાંસામાં પ્રત્યક્ષનું લક્ષણ **विशदः प्रत्यक्षम्** ( ૧-૧-૧૩ ) બતાવેલ છે. પ્રમાણનયતત્ત્વાલંકારમાં પણ **स्पष्टं प्रत्यक्षम्** ( ૨-૨ ) કહેલ છે. અને વિશદનો અર્થ બીજા પ્રમાણની અપેક્ષા વિનાનું જ્ઞાન કહેલ છે. એટલે સામાન્ય દૃષ્ટિથી વિચાર કરતાં પ્રત્યક્ષ બીજા જ્ઞાનથી શ્રેષ્ઠ અને વિશ્વાસપાત્ર જ્ઞાન છે, પણ વધારે તત્ત્વની દૃષ્ટિએ વિચાર કરતા પ્રત્યક્ષ નિઃશંકપણે પ્રમાણભૂત જોવામાં આવતું નથી.

એક જ પદાર્થ જૂદા જૂદા સ્થાનથી, જૂદાં જૂદા દૃષ્ટિબિંદુથી અને જૂદા જૂદા માણસોના જોવાથી જૂદા જૂદા પ્રકારનો પ્રત્યક્ષઇંદ્રિયજ્ઞાનમા જણાય છે. સૂર્યને જૂદા જૂદા માણસો જૂદે જૂદે વખતે જૂએ ત્યારે, સૂર્ય એક છતાં, જૂદા જૂદા સ્વરૂપનો ભાસે છે, તે સૂર્યના જૂદા જૂદા બધા સ્વરૂપ સાચા છે એમ કહી શકાય નહિ. કોઇ વખત દોરડું સર્પ દેખાય છે, થાંભલો ભૂત દેખાય છે, આ જ્ઞાન ઇંદ્રિયજન્ય પ્રત્યક્ષ હોવા છતાં સાચા નથી. એટલે ઇંદ્રિયજન્ય પ્રત્યક્ષ પ્રથમ દર્શને માનવામાં આવે છે તેવું એકાંત પ્રમાણજ્ઞાન નથી.

પ્રત્યક્ષને અંગે ત્રણ સવાલો જોવાના ઉપસ્થિત થાય છેઃ—

( ૧ ) પ્રત્યક્ષ એટલે શું? ( What is perception )

( ૨ ) ' પ્રત્યક્ષ ' પદાર્થનું જ્ઞાન કેવી રીતે આપે છે.

( ૩ ) પ્રત્યક્ષ જ્ઞાનમાં આવતાં વિષયો પદાર્થોની પ્રમાણભૂતતા કેવી રીતે છે.

( ૧ ) પ્રત્યક્ષ એટલે શું? તેનો ઉત્તર.

પ્રમાણમીમાંસામા ' ઇંદ્રિયમનોનિમિત્ત ' જ્ઞાનને પ્રત્યક્ષ ( સાંવ્યવહારિક ) કહેલ છે. એટલે ઇંદ્રિય અને મનના કારણદ્વારા થતાં જ્ઞાનને પ્રત્યક્ષ કહેલ છે. અને તેવા જ્ઞાનથી પદાર્થનો યથાર્થ બોધ થાય તેને પ્રત્યક્ષ પ્રમાણ કહેવામાં આવે છે. પ્રમાણનું લક્ષણ ' **सम्यगर्थनिर्णयः प्रमाणम्** ' ( ૧-૧-૨ ) બાંધેલ છે. અને તે પ્રત્યક્ષ પ્રમાણ અવગ્રહ, ઇહા, અપાય ધારણાત્મક છે. એટલે બૌદ્ધદર્શન માને છે તેવું ફક્ત પદાર્થનું સત્તાગ્રાહક પ્રત્યક્ષ જ્ઞાન નથી, પણ પદાર્થનું સમગ્ર સ્વરૂપ ગ્રહણ કરનાર પ્રત્યક્ષ જ્ઞાન છે. એક વૃક્ષ જોવાથી ફક્ત વૃક્ષના અસ્તિત્વ( existence )નું પ્રત્યક્ષ થતું નથી, પણ તેના અસ્તિત્વ સાથે વૃક્ષના જાતિત્વ અને વ્યક્તિત્વ-દ્રવ્ય અને ગુણનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. જૈનદર્શન પ્રમાણે પ્રત્યક્ષ જ્ઞાન ચેતનાના નિરાકાર ઉપયોગ એટલે દર્શનથી શરૂ થઇ ઉત્તરોત્તર અવગ્રહ, ઇહા, અપાયરૂપે પરિણામ પામતું ધારણાત્મક-નિશ્ચયાત્મક બને છે. નૈયાયિકો ઇંદ્રિય અને અર્થના સંનિકર્ષથી ઉત્પન્ન થતા યથાર્થ અને નિશ્ચયાત્મક ( true and definite ) જ્ઞાનને પ્રત્યક્ષ જ્ઞાન કહે છે, એટલે સામાન્ય રીતે પ્રત્યક્ષમાં ઇંદ્રિયો અને

પદાર્થનો સંબંધ માનવામાં આવે છે છતાં તે સંબંધ પ્રત્યક્ષ જ્ઞાન માટે એક આવશ્યક તત્ત્વ ( essential character ) નથી; અનુમાન શ્રુત આદિ અન્ય જ્ઞાનની મદદ વિના પદાર્થનું જે સાક્ષાત્-સીધું ( direct ) જ્ઞાન થાય તે પ્રત્યક્ષ જ્ઞાન છે. અર્થાત્ પદાર્થની સાક્ષાત્ પ્રતીતિ direct or immediate cognition પ્રત્યક્ષ જ્ઞાન છે. અને આ લક્ષણથી સ્મૃતિ અનુમાન-શબ્દ આદિ જ્ઞાનાંતરથી પ્રત્યક્ષ જ્ઞાન જુદું પડે છે.

( ૨ ) પ્રત્યક્ષ જ્ઞાનમાં આવતાં પદાર્થનું જ્ઞાન. (Cognition of objects in Perception)

અનુમાનાદિ અન્ય જ્ઞાનની મદદ વિનાનું પદાર્થનું સીધું-સાક્ષાત્ જ્ઞાન, એ પ્રમાણે પ્રત્યક્ષ જ્ઞાનનું લક્ષણ બાંધ્યા પછી, પદાર્થનું તેવું જ્ઞાન કેવી રીતે થઇ શકે તે હવે વિચારવાનું રહે છે. વૃક્ષ જેવા એક પદાર્થને આંખથી જોતાં ફક્ત લીલા રંગનું એક ધાબું ( patch ) દેખાય છે, વસ્તુનો આખો ભાગ દેખાતો નથી, તેના સ્પર્શ, ગંધ આદિ બીજા ગુણો દેખાતા નથી, છતા તરત આપણે આ વૃક્ષ છે એવું શંકા વિના કહીએ છીએ. આપણી ચક્ષુઇંદ્રિયથી તો આપણને ફક્ત વસ્તુના રૂપનું-વર્ણનું-રંગનું જ્ઞાન થાય છે. ઇંદ્રિયના વિષયને વિજ્ઞાનમા sense data કહે છે. દરેક ઇંદ્રિયના વિષય જુદા જુદા છે. એટલે એક ઇંદ્રિયના વિષયના પ્રત્યક્ષ જ્ઞાનથી અર્થાત્ વૃક્ષના ફક્ત રંગના જ્ઞાનથી આખા વૃક્ષનું-વૃક્ષ પદાર્થનું કેમ પ્રત્યક્ષ જ્ઞાન થઇ શકે છે તે મહત્ત્વનો સવાલ છે.

આ સવાલનો જવાબ જુદા જુદા તત્ત્વવેત્તાઓ જુદી જુદી રીતે આપે છે. પદાર્થના એક ઇંદ્રિયના વિષય-જેવા કે વૃક્ષના રંગનું જ્ઞાન પ્રત્યક્ષ થતાં, તેની સાથે રહેલ બીજી ઇંદ્રિયોના વિષયો જેવા કે સ્પર્શ ગંધ વિગેરેનું જ્ઞાન સ્મરણમાં આવે છે અને પ્રત્યક્ષમાં આવતા અને સ્મરણમાં ઉત્પન્ન થતાં આવા જુદા જુદા જ્ઞાનના સાહચર્ય( association )થી વૃક્ષ જેવા એક પદાર્થનું જ્ઞાન થાય છે, જેને પ્રત્યક્ષ કહેવામાં આવે છે બીજા તત્ત્વવેત્તાઓ એવો ખુલાસો કરે છે કે કોઇ પદાર્થનું આપણને પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી, પણ જુદી જુદી ઇંદ્રિયોના વિષયોના જુદા જુદા જ્ઞાન ઉપરથી એક પદાર્થનું આપણને અનુમાનિક ('inferential ) જ્ઞાન થાય છે, જેને પ્રત્યક્ષ જ્ઞાન કહેવામાં આવે છે. બીજા કેટલાક તત્ત્વવેત્તાઓ એવો ખુલાસો કરે છે કે ઇંદ્રિયોના કેટલાક વિષયો એવા છે કે જેમાં ગુણો સાથે પદાર્થનું પણ પ્રત્યક્ષ જ્ઞાન થાય છે, જો કે તેઓ પદાર્થ અને તેના ગુણોમાં ભેદ નથી એવું માનવા તૈયાર નથી.

ટૂંકામાં સ્પર્શન આદિ ઇંદ્રિયોદ્વારા સ્પર્શ આદિ વિષયોની ( sense-data ) ઉપલબ્ધિ થાય છે, તેની પાછળ રહેલ તેના આધારભૂત ગણાતાં અર્થની પ્રત્યક્ષ ઉપલબ્ધિ થતી નથી, છતાં પદાર્થમાં અથવા જ્ઞાનમાં એવી કઇ શક્તિ છે કે તેથી પદાર્થના અમુક ગુણ ઇંદ્રિયપ્રત્યક્ષ થતાં આખા પદાર્થનું આપણને પ્રત્યક્ષજ્ઞાન થઇ જાય છે ? આ એક વિચારવા જેવો સવાલ છે.

( ૩ ) પ્રત્યક્ષજ્ઞાનના વિષયોની પ્રમાણભૂતતા.—

જૈનદર્શનના તત્ત્વવેત્તાઓએ અનેકાંતની દૃષ્ટિએ આ સબંધમાં જે ખુલાસો કર્યો છે.

તે ન્યાયપૂર:સર ( logical ) છે, અને આ વિષયમાં ઘણો પ્રકાશ નાંખે છે. હેમચંદ્રાચાર્ય પ્રમાણમીમાંસાની ( ૧-૧-૨૦, ૧-૧-૨૧ ) સ્વોપજ્ઞ વૃત્તિમાં ઇંદ્રિયો, ઇંદ્રિયોના વિષયો, ઇંદ્રિયોનો જ્ઞાતા-આત્મા-સાથેનો સંબંધ, ઇંદ્રિયોનો પરસ્પરનો સંબંધ વિગેરેનો ઉલ્લેખ કરી એવું પ્રતિપાદન કરે છે કે-પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓની આ બાબતની મુશ્કેલીનું મૂળ કારણ એ છે કે તેઓ ઇંદ્રિયોને, ઇંદ્રિયોદ્વારા જ્ઞાન ગ્રહણ કરનાર જ્ઞાતાને તથા ઇંદ્રિયોના વિષયોને એકાંત ભિન્ન માને છે. તેનો એકાંત ભેદ ન માનતાં ભેદાભેદ માને તો બધો ખુલાસો થઈ જાય છે. હેમચંદ્રાચાર્ય કહે છે કે-ઇંદ્રિયોમા દ્રવ્યાર્થાદેશાત્ પરસ્પર અભેદ છે, અને પર્યાયાદેશાત્ ભેદ છે, તે પ્રમાણે ઇંદ્રિયો જે જ્ઞાનના સાધનો છે તેનો અને જ્ઞાનના અધિષ્ઠાન આત્માનો પણ ભેદાભેદ છે. તે પ્રમાણે સ્પર્શાદિ ઇંદ્રિયના વિષયોનો પણ દ્રવ્ય પર્યાય રૂપતાથી પરસ્પર ભેદાભેદ છે અને આ ભેદાભેદને સિદ્ધ કરવાને આપણા અનુભવ-( experience ) ને અગ્રસ્થાન આપે છે. તેઓ લખે છે કે **भेदाभेदात्मकत्वमव सेवं, तथैव निर्बाधमुपलब्धेः** પરસ્પર ભેદાભેદ માનવો જોઇએ, કારણ આપણને તેનું નિર્બાધ ( uncontradicted ) જ્ઞાન થાય છે. આચાર્ય મહારાજ આગળ ચાલતાં સ્પષ્ટ કરે છે કે:—

**तथा च न द्रव्यमात्रं पर्यायमात्रं वेन्द्रियविपय इति ।** અર્થાત્ ઇંદ્રિયનો વિષય, માત્ર દ્રવ્ય કે પર્યાય નથી, પણ દ્રવ્યપર્યાયાત્મક વસ્તુ છે.

**प्रमाणस्य विपयो द्रव्यपर्यायात्मकं वस्तुः** ( ૧-૧-૩ ) એટલે પ્રત્યક્ષનો વિષય માત્ર પર્યાય ( sense-data ) નથી, તેમ માત્ર દ્રવ્ય ( *Physical object* ) નથી, પણ અખંડ વસ્તુ-દ્રવ્યપર્યાયાત્મક વસ્તુ છે. પાશ્ચાત્ય વિદ્વાન મી. એચ. એમ. પ્રાઇસ કહે છે કે—A material thing is neither a group of sense-data or a family of sense-data alone, nor the physical object alone, but something which consists of both. It is a group or a family of sense-data to-gether with the physical object which is coincident with it. The complex object is the material thing. Phenomenalism identifies it *with the group of sense-data alone*, while the causal theory identifies it with the physical object only. To guard against the errors of both Mr. Price proposes to call the complete object 'the complete thing' or 'the total object.' સારાંશ કે એક કોઇ પણ વસ્તુ ફક્ત ગુણોનો સમૂહ નથી, કે એક દ્રવ્ય માત્ર નથી, પણ દ્રવ્ય અને પર્યાય બનેથી બનેલ છે. તેને મી. પ્રાઇમ એક સંપૂર્ણ-આખો પદાર્થ કહે છે. યશોવિજયજી ઉપાધ્યાય આવા પદાર્થને—

" ભિન્ન અભિન્ન ત્રિવિધ ત્રિલક્ષણ, એક પદારથ પાયો રે "

એ પ્રમાણે દ્રવ્યગુણપર્યાયના રાસમાં કહે છે, તે 'એક પદારથ' મિ. પ્રાઇમનો total અથવા complete object છે. મિ. પ્રાઇસના કહેવામાં અને જૈનદર્શનની માન્યતામાં

એટલો ફેર છે કે—મિ. પ્રાઇસ કહે છે તે પ્રમાણે પદાર્થમાં દ્રવ્યને અવલંબીને (coinciding) ગુણો રહેલા નથી, પણ દ્રવ્યગુણપર્યાયાત્મક પદાર્થ છે. અર્થાત્ a material object is a complex constituted of physical occupant & sense data દ્રવ્યપર્યાયસ્વરૂપ વસ્તુ છે.

વસ્તુનું ઉપર પ્રમાણે સ્વરૂપ સિદ્ધ થતાં, ઇંદ્રિયના વિષયો–ગુણોના પ્રત્યક્ષ જ્ઞાનથી તેના આધાર દ્રવ્યનું પણ પ્રત્યક્ષ જ્ઞાન થાય છે, તેમ થતાં એક પદાર્થનું (material thing) સ્વતઃ પ્રત્યક્ષ જ્ઞાન થાય છે; અને ગુણોના સ્મરણના સાહચર્ય અથવા અનુમાનથી કહેવાતું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે તે પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓની માન્યતા ટકી શકતી નથી. આ સવાલ જૈનદર્શનકારોએ સંપૂર્ણ રીતે ચર્ચ્યો છે. તત્ત્વાર્થસૂત્રની ૧–૧૭ ની વૃત્તિમાં આ સવાલ ઊભો કરવામાં આવ્યો છે.

**यदि तर्हि स्पर्शादेर्विषयस्य ग्राहका: अवग्रहादयोऽभ्युपगम्यन्ते न तर्हि द्रव्यस्य ज्ञानं चक्षुरादिजं किंचिद् ग्राहकं समस्ति छाद्मस्थिकं**—જો અવગ્રહાદિ જ્ઞાનથી સ્પર્શ વિગેરે વિષયો (sense-data) જ ગ્રહણ કરી શકાય તો ચક્ષુ વિગેરે દ્વારા દ્રવ્યનું છાદ્મસ્થિક જ્ઞાન ગ્રહણ કરનાર કાંઇ રહે નહિ. અર્થાત્ સ્પર્શ વિગેરે વિષયો(sense-data)ના ફક્ત જ્ઞાનથી વસ્તુના દેખાતા સ્વરૂપ(appearance)નું જ પ્રત્યક્ષ થાય. વસ્તુના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન ન થઇ શકે. વૃત્તિકાર જવાબ આપે છે કે–સ્પર્શ વિગેરે દ્રવ્યના પર્યાયો ગ્રહણ કરવાથી દ્રવ્યનું પણ જ્ઞાન થાય છે, કારણ દ્રવ્ય તેવા સ્વરૂપવાળું છે, દ્રવ્યથી પર્યાય જૂદા નથી, તેમ પર્યાય રહિત દ્રવ્ય નથી; એકના જ્ઞાનથી બીજાનું જ્ઞાન થઇ જાય છે.

એક જ પુદ્ગલ "દ્રવ્ય–અર્થ" (physical object) જૂદા જૂદા ઇંદ્રિયોના જ્ઞાનનો વિષય બનતાં તે તે ઇંદ્રિયના વિષયરૂપે પરિણામ પામે છે. ચક્ષુઇંદ્રિયનો વિષય બનતાં શ્વેત આદિ આકારે પરિણત થાય છે, રસનેંદ્રિયનો વિષય બનતાં તિક્તાદિ રસના પરિણામને પામે છે. એક જ અર્થ જૂદા જૂદા ઇંદ્રિયોનો વિષય બનતાં જૂદા જૂદા રૂપાદિ આકારના ભેદને પામે છે. દ્રવ્યનો આ ભેદ જૂદી જૂદી વિવક્ષાના કારણથી–જૂદા જૂદા નિમિત્તને લીધે થાય છે. દ્રવ્ય પોતાના સ્વનિમિત્તે તો એકાકાર છે. એક જ પુરુષ જૂદા જૂદા સંબંધને લીધે પિતા–પુત્ર–સાસરો–ભાઇ વિગેરે ગણાય છે, જો કે પુરુષ રૂપે તો એક જ છે. તેમ એક જ પુદ્ગલ દ્રવ્ય જૂદી જૂદી ઇંદ્રિયોનો વિષય બનતા રૂપઆદિ જૂદા જૂદા પર્યાયોરૂપે ભાસે છે, પણ તે ભાસ વખતે તેનું દ્રવ્યત્વ તો સાથે જ રહે છે. એટલે રૂપાદિ ઇંદ્રિયોના વિષયોના જ્ઞાન સાથે જ પુદ્ગલ દ્રવ્ય અર્થાત્ અર્થનું જ્ઞાન પણ થાય છે. તે જ્ઞાન માટે સાહચર્ય કે અનુમાનાદિ બીજા જ્ઞાનની અપેક્ષા નથી. વૃત્તિકાર સ્પષ્ટ કહે છે કેઃ—**स्पर्शादिग्रहणे द्रव्यग्रहणमवश्यभावि द्रव्यग्रहणे वा स्पर्शादिग्रहणम् अन्योन्यानुगमात् ।**

કોઇ એવી શંકા કરે કે—સાંવ્યવહારિક પ્રત્યક્ષ અવગ્રહથી શરૂ થઇ ઇહા, અપાય અને ધારણામાં પૂર્ણ થાય છે, માટે તેમાં વિચાર, અનુમાન અને બીજા જ્ઞાનની અપેક્ષા રહે છે અને તેથી તે ફક્ત પ્રત્યક્ષ જ્ઞાન ન કહી શકાય. આ શંકા વ્યાજબી નથી, કારણ

આ પ્રત્યક્ષ જ્ઞાનમાં ઉત્તરોત્તર પરિણામ પામતી અવગ્રહ, ઈહા, અપાય અને ધારણાની એક અખંડ ક્રિયા-જ્ઞાનની એક અખંડ ધારા છે. તેમાં અનુમાનાદિ બીજા કોઈ જ્ઞાનની અપેક્ષા રહેતી નથી. એક બહારનો પદાર્થ જોવાની સાથે જ આ વૃક્ષ છે, આ ટેબલ છે, આ માણસ છે એવું જ્ઞાન થાય છે. છદ્મસ્થ જ્ઞાનમાં એક અખંડ વસ્તુનું જ્ઞાન થઈ શકતું નથી, માટે બુદ્ધિએ મતિજ્ઞાનમાં અવગ્રહ આદિ જ્ઞાનના ક્રમ બતાવ્યા છે. પ્રત્યક્ષ જ્ઞાનમાં એક અખંડ ધારા છે, તેમાં તેવા જૂદા જૂદા ભેદ પાડી શકાય તેવો ક્રમ નથી. પ્રત્યક્ષજ્ઞાનની અખંડતા બતાવવા પ્રમાણમીમાંસામાં સં. પ્રત્યક્ષના લક્ષણમાં અવગ્રહ, ઈહા, અપાય ધારણાત્મક જ્ઞાન કહ્યું છે. ( ૧-૧-૨૦ )

ઇંદ્રિયોદ્વારા ઇંદ્રિયોના વિષયો ( sense-data )નું જ ફક્ત પ્રત્યક્ષજ્ઞાન થાય છે, તેની પાછળ રહેલ અર્થનું જ્ઞાન થતું નથી, છતાં પ્રત્યક્ષથી આપણને નિર્બાધ રીતે આખા પદાર્થની પ્રતીતિ થતી જણાય છે. આ પ્રતીતિ શા કારણથી કેવા સંજોગોમાં થાય છે, તેની તાત્ત્વિક ચર્ચા પૂરતો આ લેખનો ઉદ્દેશ છે એટલે પ્રત્યક્ષ જ્ઞાનના બીજા ભેદો-માનસ પ્રત્યક્ષ, અલૌકિક પ્રત્યક્ષ, યોગિ પ્રત્યક્ષ આદિ વિષયોની આ લેખમાં ચર્ચા કરવા અવકાશ નથી. પાશ્ચાત્ય તત્વજ્ઞાનના કેટલાક વિચારો " પ્રબુદ્ધ ભારત " માસિકના સને ૧૯૪૩ ના ફેબ્રુઆરી અને માર્ચના અંકમાં પ્રગટ થયેલા The Problem of Perception ના આર્ટિકલ ઉપરથી લેવામાં આવ્યા છે.

જીવરાજભાઈ ઓધવજી દોશી




( ગતાંક પૃષ્ઠ ૧૭૯ થી ચાલુ )

૨૧. ગયો વખત પાછો આવતો નથી માટે જ વીર ભગવાને ગૌતમસ્વામીને પણ કહ્યું હતું કે ' હે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ ન કરવો.'

૨૨. ઘડપણમાં ધારીએ તેટલું ધર્મકાર્ય સાધી શકાતું નથી એમ જરાવસ્થાને વરેલા મહાનુભાવોના અનુભવ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ, માટે બાળકાળથી જ ધર્મમય જીવન જીવવું જોઈએ.

૨૩. જમણો જમાડવાથી જ સાધર્મિકવાત્સલ્ય સાર્થક થતું નથી પણ નિરાધાર એવા સાધર્મી બંધુઓનો ઉદ્ધાર કરવો તેને જ ખરું સાધર્મિવાત્સલ્ય કર્યું ગણી શકાય.

૨૪. તપરૂપી અગ્નિ કઠિનમાં કઠિન કર્મરૂપી કાષ્ઠોને બાળી નાંખે છે.

૨૫. ભરતીમાં જગ્યા કરતાં જે ક્ષેત્રમાં વધારે જરૂરિયાત હોય તેમાં દાન વપરાવવું એ વિવેકપૂર્વકનું દાન ગણાય છે.

એન. બી. શાહ

# ધર્મથી સાત પ્રકારની વૃદ્ધિ

ધર્મારાધનવડે સાત પ્રકારની વૃદ્ધિ પ્રાપ્ત થાય છે, તે આ પ્રમાણે—

आयुर्वृद्धिर्यशोवृद्धिः, वृद्धिः प्रज्ञासुखश्रियाम् ।
धर्मसंतानवृद्धिश्च, धर्मात् सप्तापि वृद्धयः ॥ १ ॥

'આયુની વૃદ્ધિ, યશની વૃદ્ધિ, બુદ્ધિની વૃદ્ધિ, સુખની વૃદ્ધિ, લક્ષ્મીની વૃદ્ધિ, ધર્મની વૃદ્ધિ અને સંતાનની વૃદ્ધિ-આ સાતે પ્રકારની વૃદ્ધિ ધર્મથી પ્રાપ્ત થાય છે.'

આ સાતે પ્રકારની વૃદ્ધિ થતી જોઇ શકાય છે છતાં તે વિષે જરા વિચાર કરીએ.

૧. પ્રથમ ધર્મથી **આયુની વૃદ્ધિ** શી રીતે થાય? આયુષ્ય ઘટે પણ વધતું નથી એવો નિયમ છે. અહીં આયુ ઘટવાના નિમિત્તો સ્ત્રીસેવન, અભક્ષ્યભક્ષણ, અપેયપાન, પાપકાર્યમાં પ્રવૃત્તિ, આર્ત્તરૌદ્રધ્યાન વિગેરેનું સેવન ન કરવાથી જેનુ આયુષ્ય ઘટતું નથી તેને જ આયુષ્યની વૃદ્ધિ સમજવી. અત્યંત સ્ત્રીસેવનાદિવડે ક્ષયાદિ ભયંકર વ્યાધિનો ભોગ થઇ પડવાથી પ્રાણી આયુષ્ય ઘટાડીને પરભવમાં ચાલ્યો જાય છે. અભક્ષ્યનું ભક્ષણ કરવાથી અને અપેયનું પાન કરવાથી તેમાં આસક્ત થયેલ મનુષ્ય અજીર્ણાદિ અનેક વ્યાધિનો ભોગ થઇ પડે છે અને આયુષ્ય ઘટાડી પરભવમાં ચાલ્યો જાય છે. પાપકાર્યનાં પ્રવૃત્તિ કરવાથી અને આર્ત્તરૌદ્રધ્યાનથી પણ આયુષ્ય ઘટે છે તેથી પૂર્ણ આયુષ્ય ભોગવ્યા સિવાય જીવ પરભવમા ગમન કરે છે ધર્મી પુરુષોની આવી પ્રવૃત્તિ ન હોવાથી તેના આયુષ્યમાં ઘટાડો ન થવારૂપ વૃદ્ધિ થાય છે, એમ શાસ્ત્રમાં કહેલું છે.

૨. **યશની વૃદ્ધિ**—ધર્મી મનુષ્યો દાન, શીલ, તપ ને ભાવરૂપ ચાર પ્રકારનો ધર્મ કરનાર, સદાચારી, સત્ય વક્તા, પ્રમાણિક, સરલ અને સંતોષી હોય છે તેથી તેમનો યશ સર્વત્ર ગવાય છે. તેમના યશમાં વૃદ્ધિ થાય છે એ પ્રગટ જ છે.

૩ ધર્મથી પ્રજ્ઞા એટલે **બુદ્ધિમાં વૃદ્ધિ** થાય છે—ધર્મારાધન કરનારનું જ્ઞાનાવરણીય કર્મ તૂટે છે, ક્ષયોપશમ ભાવને પામે છે તેથી તેમની બુદ્ધિમા વૃદ્ધિ થાય. બુદ્ધિ નિર્મળ થાય એ દેખીતી હકીકત છે. પ્રાયે ધર્મી મનુષ્યો બુદ્ધિમાન જ હોય છે.

૪. ધર્મી જીવોના **સુખમાં વૃદ્ધિ** થાય છે. અધર્મી મનુષ્યો પાપકાર્ય કરવાવડે અનેક જીવોને દુઃખ ઉપજાવે છે તેથી અસાતાવેદની કર્મ બાંધે છે, તેને પરિણામે દુઃખ પામે છે. ધર્મી મનુષ્યો જીવવિરાધના કરતા નથી એટલું જ નહીં પણ અન્ય જીવોને દુઃખ પણ ઉપજાવતા નથી. બનતા સુધી અનેક જીવોની ઉપાધિ દૂર કરીને તેમને સુખ આપે છે તેથી તેમના સુખમાં વૃદ્ધિ થાય એ દેખીતી વાત છે

૫. ધર્મી જીવની **લક્ષ્મીમાં** પણ **વૃદ્ધિ** થાય છે, કારણ કે તેઓ કોઇને લાભ થતો હોય તેમાં આડા આવતા નથી, અંતરાય કરતા નથી તેથી તેને લાભાંતરાય

કર્મ બંધાતું નથી પરંતુ તૂટે છે એટલે તે ભવમાં તેમજ આગામી ભવમાં લક્ષ્મીની વૃદ્ધિ થાય જ છે. જે અન્ય જીવોને થતા લાભમાં ખલેલ પહોંચાડે છે, અગવડ ઊભી કરે છે તેને જ લક્ષ્મી મળવામાં સંકુચિતપણું થાય છે, પરંતુ પરોપકારવૃત્તિથી બીજાને લાભ કરનારા ને કરાવનારા ઉત્તમ પુરુષોને તો લક્ષ્મીમાં વૃદ્ધિ જ થાય છે.

૬. ધર્મ કરનારને **ધર્મની વૃદ્ધિ** થાય એમાં તો કહેવાપણું જ નથી—ધર્મકાર્ય પર પ્રીતિવાળા મનુષ્યો ઉત્તરોત્તર વિશેષ વિશેષ ધર્મકાર્ય કર્યા જ કરે છે તેથી તેમને ધર્મવૃદ્ધિ થાય જ છે.

૭. સાતમી **સંતાનની વૃદ્ધિ** કહી છે—આ સંતાનવૃદ્ધિ પણ સંસારની અપેક્ષાએ પુણ્યવાનનું લક્ષણ છે, પરંતુ ધર્મી જીવોને સંતાનની પ્રાપ્તિ થવામાં એ વિશિષ્ટતા છે કે તેમને સદ્‌ગુણી ને સદાચારી સંતતિ થાય છે કે જે તેમના ધર્મીપણાની સાક્ષી પૂરે છે. માત્ર સંતાન થવાથી જ ધર્મીપણું ગણાતું નથી પરંતુ સદ્‌ગુણી ને સદાચારી સંતતિ થાય તે ધર્મની-પુણ્યની-પુણ્યના ઉદયની નિશાની છે. લોકો પણ એવા સદાચારી સંતાનવાળાને જ પુણ્યવાન કહે છે.

આ પ્રમાણે સાતે પ્રકારની વૃદ્ધિ ધર્મના આરાધનથી, ધર્મના પ્રભાવથી થાય છે એ નિઃસંશય હકીકત છે તેથી જો તે બધા પ્રકારની અથવા તેમાંથી કોઇ પણ પ્રકારની વૃદ્ધિની ચાહના-ઇચ્છા હોય તો સુંદર રીતે ધર્માચરણ કરો, અવાંછકપણે કરો કે જેથી જરૂર તે તે પ્રકારની ઇચ્છા પૂર્ણ થશે. કિં બહુના ?

કુંવરજી




૧. અન્યની પ્રશંસા કરવી કોઇને ન પણ ગમે, પણ કરાવવી તો સહુ કોઇને ગમે છે. પોતાની શક્તિ તથા સ્થિતિનું ભાન પોતાને હોવા છતાં ગુણમાં અને સંપત્તિમાં હું મહાન છું એમ કહેવડાવવાને માટે ગુણવાનપણાનો કે સંપત્તિવાળા હોવાપણાનો ડોળ કરવો પડે છે.

૨. જીવનમાં નૈતિક જીવન ઉત્તમ છે અને ધાર્મિક જીવન સર્વોત્તમ છે.

૩. વિજ્ઞાન, કળા તેમજ ઇતર વિષય સંબંધી જ્ઞાન, પોતાના જીવનને સુધારી, બીજાના જીવનને સુધારવા વિરલા જ મેળવે છે પણ મિથ્યાભિમાનને પોષી પોતાના ક્ષુદ્ર વિચારોનો પ્રચાર કરવા અને ક્ષુદ્ર વાસનાઓને પોષવા ઘણા માણસો મેળવે છે.

૪. આનંદ તથા સુખના સમયમાં આપત્તિ-વિપત્તિ આવે તો આનંદની ભ્રમણાથી તેનો આદર કરશો નહીં.

૫. પરિણામે કલેશ તથા દુઃખના ભયંકર રૂપને ધારણ કરનાર આનંદ તથા સુખ સસ્તા મળતાં હોય તો પણ ખરીદવાં નહિ.

૬. કામની આવડત હોય છતાં અધિકાર અને મર્યાદાનું ઉલ્લંઘન થતું હોય તો તેવા કાર્યની દિશામાં એક ડગલું પણ ભરવું નહિ.

૭. ભિન્ન ભિન્ન વિચારના અનેક વ્યક્તિઓનો આશ્રય લેવામાં માનવજીવન અસ્થિર અને અવ્યવસ્થિત બને છે, માટે સ્વશ્રેયસાધક માનવીએ ઇચ્છિત ધ્યેય સાધવાને ઉત્તમ વિચાર તથા માન્યતાવાળા એક જ વ્યક્તિના આશ્રય તળે શાંતિ તથા સંતોષપૂર્વક જીવન વ્યતીત કરવું.

૮. હજારો મનુષ્યની સમક્ષ મનગમતું વિચારવામાં કોઇનો પણ પ્રતિબંધ નથી; પરંતુ મનગમતું બોલવામાં કે વર્તન કરવામાં ઘણા વિરોધી નીકળશે.

૯. પૂર્ણ પાપના ઉદય સિવાય અધર્મ તથા અનીતિના અધમ કાર્યમાં ફાવટ આવી શકતી નથી.

૧૦. વાણી તથા વર્તન કરતાં વિચારથી વધુ અપરાધી બનાય છે, તેમજ વધુ શ્રેય પણ સાધી શકાય છે; કારણ કે દુર્લભ, અપ્રાપ્ત પારકી વસ્તુઓનો મનથી ભોગોપભોગ જ્યારે ઇચ્છા થાય ત્યારે કરી શકાય છે. તેમજ આર્થિક તથા શારીરિક સંપત્તિમાં પોતાની નબળાઇ હોવા છતાં પણ દરેક પ્રકારની શુભ ભાવના કરી શકાય છે.

૧૧. જેને કોઇ પણ પ્રકારનો સ્વાર્થ હોતો નથી તે જ પોતાનામાં રહેલી નબળાઇ અન્યને જણાવી શકે છે.

૧૨. અધિકારી સિવાય ખોટી રીતે માયા કરી બીજાની પાસે માન મેળવવું તે ભવિષ્યમાં અપમાનનું પાત્ર બનવાથી અપમાન મેળવવા બરાબર છે, છતાં મૂઢ માનવી મને માન મળે છે એમ માની ખુશી થાય છે, અને મિથ્યાભિમાનમાં આવી જઇને જીવવાના સિદ્ધાંતો જાળવી શકતો નથી.

૧૩. કીર્તિ, મોટાઇ, લોકપ્રિયતા તથા આદરસત્કાર મેળવવા જનતાને મનગમતું ભલે કરો, પણ આત્માનું અશ્રેય કરી જીવનના છેડે અધોગતિરૂપ દુઃખના દરિયામાં ડૂબી જવાનું હોય તો બધું ય નકામું છે.

૧૪. અણસમજણમાં જીવતાં દશ ગયાં, વીશ ગયાં, ત્રીશ ગયાં અને ચાળીશ ગયાં તો હવે સમજણમાં જીવતા ક્યારે શીખશો ?

૧૫. બુદ્ધિમત્તા અને ડહાપણ જણાવવા તે તો સહુ કોઇને ગમે છે પણ પોતાની બુદ્ધિમત્તાનું તથા ડહાપણનું કાર્ય કરવાનું કોઇકને જ ગમે છે.

૧૬. પોતાની ચિંતા કરનાર તો સહુ કોઇ હોય છે પણ નિઃસ્વાર્થ પણે પરની ચિંતા કરનાર તો કોઇક જ દયાળુ હોય છે.

૧૭. કોઈ પણ વ્યક્તિ પોતાની દુર્બુદ્ધિના અંગે કોઈના વિરોધમાં જૂઠાણાનો આશ્રિત બનીને ખોટો કોલાહલ કરી મૂકે તો તેથી કદાચ કોઇ અણજાણ, અલ્પબુદ્ધિ માનવી વિચારની નિર્બળતાથી ભ્રમિત થઇ શકે છે પણ ડાહ્યા, બુદ્ધિશાળી, વિચારશીલ ભ્રમિત થઇ શકતા નથી.

૧૮. પ્રભુની ઉપાસના કરી પ્રભુના સ્વરૂપને મેળવવા પ્રયાસ કરનારને, ધાન્યના કીડાની જેમ વિવેકશૂન્ય, ધાન્ય ખાઇને જ જીવી જાણનાર અજ્ઞાની માનવીની પરવા હોતી નથી.

# જીવાભિગમ સંગ્રહણીપ્રકરણમાં જણાયેલી વિશિષ્ટતાઓ

૧. જીવો મરણસમુદ્‌ઘાતવડે અને મરણસમુદ્‌ઘાત વિના પણ મરણ પામે છે.

૨. સંમૂર્ચ્છિમ તિર્યંચ પંચેંદ્રિય મોટા આયુષ્યવાળા ને મોટા શરીરવાળા હોય છે તે અઢી દ્વીપની બહાર પર્વતો અને દેવનગરી વિગેરેમાં ઉપજે છે,

૩. સંમૂર્ચ્છિમ તિર્યંચ પંચેંદ્રિય જીવો મરણ પામીને દેવોમાં ભવનપતિ ને વ્યંતરમાં ઉપજે છે અને નારકીમાં પહેલી નરકે જાય છે.

૪. ઉપર કહેલા જીવોને દેવ ને નારકીપણામાં બે અજ્ઞાન જ હોય છે.

૫. વિકલેંદ્રિય જીવોમાં અપર્યાપ્તાવસ્થામાં સાસ્વાદન સમકિત ઘંટાલાલાન્યાયે હોય છે તેથી તે સમ્યગ્‌દૃષ્ટિ હોય છે અને બે જ્ઞાનવાળા પણ કહ્યા છે.

૬. દેવો ને નારકી અપર્યાપ્તા અપર્યાપ્તપણામાં જ હોય છે, તેને ઉદય તો પર્યાપ્તનામકર્મનો જ હોય છે.

૭. ત્રસના ત્રણ પ્રકાર કહ્યા છે તેમાં તેઉકાય ને વાઉકાયને ગતિત્રસ કહ્યા છે અને બેઇંદ્રિય વિગેરે ચાર પ્રકારના ત્રસોને ઉદારત્રસ અથવા લબ્ધિત્રસ કહ્યા છે.

૮. અઢી દ્વીપની બહાર ગર્ભજ મનુષ્યના ચૌદ સ્થાનકમાં પણ સંમૂર્ચ્છિમ મનુષ્ય ઉપજતા નથી.

૯. સૂક્ષ્મ એકેંદ્રિયમાં અપર્યાપ્તાની નિશ્રાએ અસંખ્યાતા પર્યાપ્તા હોવાનું અન્યત્ર કહ્યું છે. પ્રજ્ઞાપનાસૂત્રમાં સંખ્યાતગુણા કહ્યા છે. શ્રી આચારાંગમાં અસંખ્યાતગુણ કહ્યા છે.

૧૦. દેવ તથા નારકોની જેમ મનુષ્ય તિર્યંચને પણ ભાષા ને મનપર્યાપ્તિ એક સાથે પૂરી થતી હોવાથી પાંચ પર્યાપ્તિવાળા કહ્યા છે.

કુંવરજી

---

૧૯. માનવી બધું યે મેળવી શકે છે, પણ ચારિત્ર મેળવવું ઘણું જ કઠણ છે; કારણ કે નિર્દોષ જીવન જીવ્યા સિવાય ચારિત્ર મળી શકતું નથી.

૨૦. વિષયાધીન આત્મા સત્ત્વહીન બની જાય છે અને અધર્મ તથા અનીતિના પંથે દોરવાઈ જાય છે; જેથી અનેક અકાર્યો સેવીને અપરાધી બને છે.

૨૧. વ્યભિચારી, માનવ જીવનની કદર કે કિંમત કરી જાણતો નથી. એવાને પોતાના આત્માની જરા ય દયા હોતી નથી; કારણ કે પરલોકની પીડાથી તે નિર્ભય અને નિઃશંક હોય છે.

૨૨. મૃત્યુને અને ધર્મને ભૂલીને જ અકાર્ય સેવાય છે, કારણ કે તે સિવાય તો અકાર્યના પંથે પળી શકાતું નથી.

૨૩. અપકીર્તિનો ભય હોય તો અપકૃત્યોની દિશાથી વિમુખ થઇ જાઓ.

૨૪. વિકાસ સાધવો હોય તો વિશ્વની વિચિત્ર લીલામાં મૂંઝાશો નહિ.

૨૫. વિકાસ સાધવા માટે જ પૂર્વપુરુષોએ પર્યુષણ જેવા મહાપર્વની યોજના કરી છે, તેનું આરાધન સારી રીતે કરવું અને તે પર્વમાં કરવાના અગિયાર કાર્યોમાંથી જેટલા બને તેટલા જરૂર કરવા.

આ. શ્રી વિજયકસ્તૂરસૂરિ

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર:—ભાઈ મગનલાલ દેવચંદ-મીયાંગામ )

**પ્રશ્ન ૧**—જિનમંદિરમાં પ્રાણાયામ કરી શકાય ?

**ઉત્તર**—ન કરી શકાય. જિનમંદિરમાં ભાવસ્તવ તરીકે ચૈત્યવંદનાદિ કરી શકાય તેમજ એકાંતમાં બેસીને પરમાત્માનું ધ્યાન કરાય.

**પ્રશ્ન ૨**—અરૂપી આત્માને રૂપી કર્મ કેમ લાગી શકે ?

**ઉત્તર**—આ બાબત ગણધરવાદમાં બહુ વિસ્તારથી ઉત્તર આપેલ છે ત્યાંથી જાણી લેશો. ટૂંકામાં અરૂપી એવા જ્ઞાનને મદિરાપાન બેભાન કરે છે અને બ્રાહ્મી વિગેરે ઔષધિઓ અનુગ્રહ કરે છે તે પ્રમાણે આત્માને કર્મથી થતા અનુગ્રહ તેમજ ઉપઘાત માટે સમજવુ.

**પ્રશ્ન ૩**—જિનમંદિરમાં જમીન પર કરેલા સ્વસ્તિક કે નંદાવર્ત ઉપર પગ મૂકી શકાય ? એમાં દોષ લાગે ખરો ?

**ઉત્તર**—એ આઠ મંગળિક પૈકી મંગળિકો છે. તેને પ્રતિષ્ઠિત કરેલા નથી. અષ્ટમંગળિક ચોખાવડે પણ આળેખાય છે ને કાઢી નખાય છે તેમ આમાં દોષનો સંભવ નથી. આ વસ્તુ પૂજનિક નથી, પરંતુ મંગળકારક છે.

**પ્રશ્ન ૪**—સંમૂર્છિમ મનુષ્ય શેમાં ઉપજે છે ? તેને ઓળખી શકાય ?

**ઉત્તર**—મનુષ્યના મળમૂત્રાદિ ચૌદ સ્થાનકમાં તે ઉપજે છે. તે ૧૪ સ્થાનોના નામ જીવવિચારાદિથી જાણવા. તે ચર્મચક્ષુથી અદશ્ય હોય છે. અંગુળના અસંખ્યાતમા ભાગના શરીરવાળા હોય છે. અંતર્મુહૂર્ત્તના આયુષ્યવાળા હોય છે. વિશિષ્ટજ્ઞાની તેને જોઇ શકે છે.

**પ્રશ્ન ૫**—જર્મનીનું રાજચિહ્ન સ્વસ્તિક છે તે, મંગળિક તરીકે ગણાય ?

**ઉત્તર**—ન ગણાય. તેની માન્યતામાં બહુ ભેદ છે.

**પ્રશ્ન ૬**—જીવ ને પુદ્ગળ પરસ્પરમાં પ્રવેશી શકે છે ?

**ઉત્તર**—જીવનો ને પુદ્ગળનો સંયોગસંબંધ થાય છે; પરંતુ તે બંને એકરૂપ થતા નથી. સંયોગ વિયોગના પરિણામવાળો જ હોય છે. પ્રવાહે કરીને કાર્મણ શરીર કાયમના સંયોગવાળું છે તેનો પણ જીવ મોક્ષે જાય ત્યારે વિયોગ થાય છે. આ વિષે વધારે નવતત્ત્વાદિથી સમજવું.

**પ્રશ્ન ૭**—સ્વપ્નમાં જે દેખાય છે તે વસ્તુતઃ શું છે ?

**ઉત્તર**—તે મનની કલ્પના જ છે, વસ્તુ નથી. આપણે જે કાંઇ દેખીએ છીએ તે વસ્તુ જ નથી. કોઇ આપણને દેખે તે પણ વસ્તુ નથી.

**પ્રશ્ન ૮**—વીશ વિહરમાન તીર્થંકર કયાં કયાં વિચરે છે?

**ઉત્તર**—વીશ વિહરમાન પૈકી પ્રથમના ૪ જંબૂદ્વીપના મહાવિદેહમાં, ત્યારપછીના આઠ ધાતકીખંડના બે મહાવિદેહમાં અને ત્યારપછીના આઠ પુષ્કરવરાર્ધ દ્વીપના બે મહાવિદેહમાં વિચરે છે. આ વિષે વધારે જાણવાની ઇચ્છા હોય તો વીશ વિહરમાન જિનના ૨૧ ઠાણાનું પ્રકરણ અમે માસિકમાં છપાવેલ છે તે વાંચવું.

**પ્રશ્ન ૯**—ઉત્કૃષ્ટ કાળે ૧૭૦ જિનેશ્વર થાય છે તે કયાં કયાં થાય છે? અજિતનાથજીના સમયમાં થયેલા છે તેના નામો મળી શકશે?

**ઉત્તર**—પાંચ મહાવિદેહની ૧૬૦ વિજયમાં ૧૬૦ ને પાંચ ભરત તથા પાંચ ઐરવતમાં મળીને ૧૦ કુલ ૧૭૦ થાય છે. તેના નામો અમારી છપાવેલી તીર્થંકરનામાવળીમાં આપેલા છે.

**પ્રશ્ન ૧૦**—નોઇંદ્રિય તરીકે ઓળખાતા મન વિના પાંચ ઇંદ્રિયો પોતપોતાના વિષયનો ઉપભોગ કરી શકે?

**ઉત્તર**—જે જીવોને મન નથી એવા અસંજ્ઞી એકેંદ્રિયાદિ જીવો દ્રવ્યમન સિવાય પણ પોતાને જેટલી ઇંદ્રિયો હોય તેટલી ઇંદ્રિયોના વિષયને ભોગવી શકે. મનવાળા સંજ્ઞી પંચેદ્રિય જીવો મન સાથે ઇંદ્રિયો મળે ત્યારે તેના વિષયોનો આસ્વાદ લઇ શકે-મન વિના લઇ શકે નહીં.

**પ્રશ્ન ૧૧**—સાત સમુદ્ઘાતનું અને તેમાં પણ કેવળીસમુદ્ઘાતનું સ્વરૂપ સમજાવશો

**ઉત્તર**—તેને માટે દંડક પ્રકરણ તેમજ લોકપ્રકાશાદિમાંથી સમુદ્ઘાત પ્રકરણ વાંચવું. પત્રદ્વારા તેની સમજણ પૂરતી રીતે આપી શકાય નહીં.

**પ્રશ્ન ૧૨**—કર્મબંધના પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ ને પ્રદેશ એમ ચાર પ્રકાર કહ્યા છે તેના અર્થ શું?

**ઉત્તર**—નવતત્ત્વમાં બંધતત્ત્વની અંદર તેનું સ્વરૂપ બરાબર સમજાવેલું છે તે વાંચશો. પ્રકૃતિ એટલે તેનો સ્વભાવ, સ્થિતિ એટલે તેને જીવ સાથે રહેવાનો કાળ, અનુભાગ એટલે કર્મપ્રદેશોમાં રહેલો રસ અને પ્રદેશ એટલે કર્મવર્ગણામાં રહેલા પુદ્ગળોનો સમૂહ સમજવો.

કાચા કેળાના સંબંધમાં જણાવવાનું કે-પાંચ કે વધારે પર્વીએ લીલોતરી ખાવાની બાધાવાળાને વાપરવા કલ્પે જ નહીં. બાધા લેતી વખતે તેની છૂટ રાખી હોય તો વાપરી શકાય.

(૨)

( પ્રશ્નકાર—ભાઈ ઝવેરચંદ છગનલાલ-મીયાંગામ-સુરવાડાવાળા )

**પ્રશ્ન ૧**—તિર્ચ્છાલોક ૧૮૦૦ યોજન પ્રમાણ કહ્યો છે તે શી રીતે સમજવો? કેમકે તીર્ચ્છાલોકમાં તો અસંખ્યાતા દ્વીપ સમુદ્રો છે.

**ઉત્તર**—ઊર્ધ્વ તથા અધો મળીને જાડાઈમાં ૧૮૦૦ યોજન સમજવો. તિર્છો તો અસંખ્ય યોજનપ્રમાણ સમજવો

**પ્રશ્ન** ૨—અંગુળ કેટલા પ્રકારના છે ?

**ઉત્તર**—અંગુળ ત્રણ પ્રકારના છે તેનું, ત્રણ પ્રકારના સંખ્યાતાનું, નવ પ્રકારના અસંખ્યાતાનું, નવ પ્રકારના અનંતાનું સ્વરૂપ લોકપ્રકાશના પ્રથમ સર્ગના પ્રારંભમાં આપેલ છે ત્યાંથી સમજવું. તેનો વિસ્તાર ઘણો હોવાથી અહીં લખી શકાય નહીં.

**પ્રશ્ન** ૩—અંજનશલાકા ને પ્રતિષ્ઠામાં શું ફેર ?

**ઉત્તર**—અંજનશલાકા તે મૂર્ત્તિમાં દેવત્વ આરોપણની ક્રિયા છે. તેમાં મૂર્ત્તિનાં ચક્ષુમાં અંજન કરવામાં આવે છે. તેનું ખરું નામ જ પ્રતિષ્ઠા છે. અત્યારે પ્રતિષ્ઠા કહેવામાં આવે છે તે તો બિંબપ્રવેશ અથવા સ્થાપન છે.

**પ્રશ્ન** ૪—ચક્રવર્ત્તીનું શરીર કેવું હોય ?

**ઉત્તર**—ચક્રવર્તીનું શરીર ઔદારિક જ હોય, પણ તે અનેક સ્ત્રીઓને ભોગવવા માટે અનેક રૂપો વિકુર્વી શકે છે.

**પ્રશ્ન** ૫—અનંત કાળથી અવ્યવહારરાશિમાંથી જીવો નીકળ્યા કરે છે અને અનંત કાળ સુધી નીકળશે છતાં જ્ઞાનીઓને પૂછતાં તે એક નિગોદનો અનંતમો ભાગ જ નીકળ્યો છે અથવા સિદ્ધ થયો છે એમ કહે છે તેનું શું કારણ ?

**ઉત્તર**—એક નિગોદમાં જે જીવો છે તે આઠમે અનંતે છે. તેનું સ્વરૂપ તમે જાણશો ત્યારે તમને ખબર પડશે કે એ અનંતું એટલું મોટું છે કે તેમાંના જીવોનો અનંતમો ભાગ નીકળે તે બરાબર છે.

**પ્રશ્ન** ૬—તીર્થંકરને કેવળજ્ઞાન પામ્યા અગાઉ સંપૂર્ણ શ્રુતજ્ઞાન હોય ?

**ઉત્તર**—એનો નિરધાર નહીં. પૂર્વ ભવથી લાવેલા ત્રણ જ્ઞાનમાં હોય તેટલું જ હોય, પરંતુ શ્રેણી માંડતા સામર્થ્યયોગથી સંપૂર્ણ શ્રુતજ્ઞાન થઇ જાય છે.

**પ્રશ્ન** ૭—પંચાંગ શુદ્ધ કરીને પ્રભાતે પ્રતિમાને અડ્યા સિવાય વાસક્ષેપથી પૂજા થઈ શકે ? **ઉત્તર**—થઇ શકે. એમાં વિરોધ નથી.

**પ્રશ્ન** ૮—સાધ્વીને શ્રાવક કેવી રીતે વંદન કરે ?

**ઉત્તર**—હાલ ફીટ્ટા વંદનની પ્રવૃત્તિ છે. ખમાસમણ દેવાની પ્રવૃત્તિ નથી.

**પ્રશ્ન** ૯—ओंकारबिंदुसंयुक्तं नित्यं ध्यायंति योगिनः । એટલે બિંદુ સંયુક્ત એવા ઓંકારનું ધ્યાન નિત્ય યોગી પુરુષો કરે છે, એમાં બિંદુસંયુક્ત કહેવાનું શું કારણ ? એ ઓંકારમાં મુનિનામનો જ અનુસ્વાર થયેલ છે.

**ઉત્તર**—એ સ્વરૂપદર્શક વિશેષણ છે તેથી એમ કહેવામાં બાધ નથી. એ વ્યવચ્છેદક વિશેષણ નથી.

**પ્રશ્ન** ૧૦—સરસ્વતીને બ્રહ્મચારિણી કહી છે પણ દેવો તો અવિરતિ હોય છે તેથી તેમાં બ્રહ્મચર્ય કેમ હોય ?

**ઉત્તર**—અવિરતિનો અર્થ વિરતિ લેતા નથી એટલો જ કરવાનો છે; બાકી

અવિરતિવાળા અવિરતિને સેવનારા જ હોય એમ ન સમજવું. નવ ગ્રૈવયકને પાંચ અનુત્તરના દેવોને વિષયપ્રવિચારણા બીલકુલ નથી.

**પ્રશ્ન ૧૧**—સરસ્વતી કયા દેવલોકની દેવી છે ?

**ઉત્તર**—એ વૈમાનિક નથી, ભવનપતિનિકાયની છે.

**પ્રશ્ન ૧૨**—દેવલોકમાં અપરિગ્રહિતા દેવી આઠ દેવલોક સુધી જાય છે તેમ કોઇ દેવો પણ જાય છે ? જઇ શકે છે ?

**ઉત્તર**—એ દેવોનું અવધિજ્ઞાન જ પોતાના દેવલોકની ધ્વજા સુધીનું છે તેથી પ્રાયે જઇ શકતા જ નથી. અન્યના અવલંબનથી જઇ શકે છે.

( ૩ )

## મુનિ વિનયવિજયજીના પ્રશ્નોના ઉત્તરો

૧. મુનિરાજની ગતિ દેવગતિ કે મોક્ષ કહેલ છે તે મુનિમાર્ગમાં વર્તતા પાચ મહાવ્રતધારી મુનિ માટે સમજવી. પાસથ્થા વિગેરે માટે સમજવી નહીં.

૨. મુનિ જો મૈથુન સેવે તો તેને ' સયસહસ્સાણ નારીણં ' વિગેરે બે ગાથામાં કહેલ છે તેટલું પાપ લાગે.

૩. ધવળ શેઠના પૂર્વ ભવો કોઇએ પૂછેલા ન હોવાથી શ્રીપાળચરિત્રમાં કહેલા નથી. પૂર્વ ભવે તે મુનિ હોવાની વાત માનવા યોગ્ય નથી.

૪. મહાવીર પ્રભુના મુખ્ય દશ શ્રાવકોના નામ વર્ધમાનદેશના વિગેરે અનેક સ્થળોએ છે ત્યાંથી જાણી લેવા. તે દશ શ્રાવકના ચરિત્રની બુક પણ છપાયેલ છે.

૫. મહાવીર પ્રભુને ગૌતમ બુદ્ધ મળ્યા નથી.

૬. હનુમાન, સુગ્રીવ વિગેરે વિદ્યાધર હતા તે વાત બરાબર છે. કપિ (વાનર) કહે છે તે વ્યાજબી નથી. તે વાનર નામના દ્વીપમાં રહેનારા હતા.

૭. લક્ષ્મણ ને હનુમાન પરણેલા છે તે બરાબર છે. પરણેલા નથી એમ જે લોકો કહે છે તે તેઓની માન્યતા છે.

૮. યુગલિક ક્ષેત્રોમાં અત્યારે પણ સાથે જન્મેલા સ્ત્રીપુરુષો સ્ત્રીભર્તારપણે વર્તે છે. ત્યાં પાણિગ્રહણનો વ્યવહાર જ નથી. તેઓ ભાઈ બહેન કહેવાતા નથી.

૯. ઋષભદેવના વખતમાં પણ ભરતક્ષેત્ર તો હાલ છે તેટલું જ હતું, પરંતુ તેનું પ્રમાણ શાસ્ત્રમાં કહેલ છે તે પ્રમાણે વિચારશો એટલે સંકડાશ લાગશે નહીં.

૧૦. નારકીના જીવો પાછલો ભવ જાતિસ્મરણથી જાણે છે તેમ જ તિર્યંચને જાતિસ્મરણ થાય તો તે પણ જાણી શકે.

**કુંવરજી**



# પ્રભાવિક પુરુષો

## પટ્ટધરબેલડી (૪)

ઋજુમતિ—તીશભદ્ર ! હમણાં જે ગર્જના સંભળાણી તે સિંહગર્જના જેવી જણાય છે. તમે આ તરફના વતની છો એટલે એ સંબંધી અનુભવી લેખાઓ, તમારું શું ધારવું છે ?

પાછલી હારમાં ચાલતાં શિષ્યોમાંના એકે બીજાને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો.

તીશભદ્રે તરત જ ઉત્તર આપ્યો કે–વડિલ ગુરુભાઇ ! આપનું અનુમાન તદ્દન સાચું છે. જુઓને ગર્જનાનો અવાજ પુનઃ થઇ રહ્યો છે. આ પહાડી પ્રદેશમાં સિંહ–વાઘ આદિની વસ્તી હોય છે એ વાત સુપ્રસિદ્ધ છે. અને તેથી તો આ માર્ગ ભયંકર ને જોખમકારક લેખાય છે. ગુરુદેવ સાથે ભાઇ નંદનને જે વાર્તાલાપ થઇ રહ્યો છે એમાં પણ એ વાતનો નિર્દેશ સૌ–પ્રથમ થઇ ચૂકયો છે.

ઋજુમતિ—ગર્જનાના નાદ પુનઃ પુનઃ થતાં હોવાથી નજદિકમાં જ એ વિકરાળ પ્રાણીઓનો વસવાટ હોવો જોઇએ. આપણે કાળજીપૂર્વક ડગલાં ભરવા જોઇએ.

તીશભદ્રની નજર સામેની ગીચ ઝાડી તરફ હતી અને ત્યાં કંઇક હલચલ જોતાં જ તેનાથી બૂમ પડાઇ ગઇ. ગુરુદેવ ! થોભો–થોભો, જરૂર એ ઝાડમાં સિંહની વસ્તી છે. એ આ તરફ ડગલાં માંડતો જણાય છે. બાજુ પર રહેલી સરિતા પ્રતિ એ પાણી પીવા પણ જઇ રહ્યો હોય !

તીશભદ્ર મુનિની ભીતિજનક વાણીએ નંદન-સાધુને ક્ષુબ્ધ બનાવ્યા. તેમના ચહેરા પર ભયની કાલિમા પથરાઇ ગઇ. ગુરુદેવના મુખાર-વિંદ પ્રતિ તે મીંટ માંડી રહ્યા.

સંભૂતિવિજય મહારાજ ઊભા રહ્યા. જે દિશા તરફ શિષ્ય તીશભદ્રની આંખો ખેંચાઇ હતી તે તરફ ઘડીભર જોઇ રહ્યા. પછી ધીમા છતાં દૃઢ સાદે બોલ્યા. એ વેળા તેઓશ્રીના ચહેરા પર પૂર્વે વર્તતી હતી તેવી જ તેજસ્વિતા પ્રસરી રહેલી દૃષ્ટિગોચર થતી હતી, ભયની વિહ્‌વળતાની રંચમાત્ર અસર જણાતી નહોતી. આ પ્રકારના પ્રબળ માનસિકપણાની છાયા વાણીમાં પણ ઉતરી હતી. નિમ્ન શબ્દો જ એની સાબિતી આપી રહ્યાં હતાં—

" વહાલા શિષ્યો ! લેશ માત્ર ગભરાવાની જરૂર નથી. તીશભદ્રે જે ભયની આગાહી કરી છે એ દિશામા દૃષ્ટિ ફેંકતા મને જે માલૂમ પડ્યું છે એનો સાર તારવીએ તો એ જ નીકળે કે આપણે જે માર્ગે જઇ રહ્યા છીએ એમાં કેશરી-સિંહનો ભેટો થવાનો ચોખ્ખો સંભવ છે સામેની ટેકરી કંઇ ઝાઝી દૂર નથી. ઝાડી-માંથી કઇ પળે છલંગો ભરતો વનરાજ પોતાનો પંજો આપણા પર લગાવશે એ કલ્પવું મુશ્કેલ છે અને ડોકિયા કરી રહેલા એ મરણ-ભયમાંથી ઉગરવાનો કોઇ રસ્તો મારી નજરે આવતો નથી. અત્યારે તો એક જ સલાહ આપવી ઊચિત છે અને તે એ જ કે—

' નિર્ભયતા ધારણ કરી, સાગારી અનશન આદરી કાયોત્સર્ગમાં ઊભા રહી જવું અને પ્રભુશ્રી. મહાવીરે કહેલા ચાર શરણ ગ્રહણ કરવા. '

' નીતિકાર કહે છે કે–જ્યાં લગી ભય નેત્રો સામે આવ્યો ન હોય ત્યાં લગી એને ટાળવાના ઉપાયો કરવા એ બુદ્ધિમત્તાનું લક્ષણ છે પણ જ્યાં એની દુંદુભિ ચક્ષુ સામે બજી રહી હોય ત્યાં એક જ ઉપાય લેવો અને તે એ કે નિડર-તાથી તેનો સામનો કરવો.

" શાસ્ત્રકાર જણાવે છે તેમ જે કંઇ સારો

યા નરસો અનુભવ સુખદુઃખ સંબંધી પ્રાપ્ત થાય છે એ સર્વમા નિમિત્તભૂત આત્માનું પોતાનું પૂર્વસચિત્ત ' કર્મ ' જ છે. આપણે એ કર્મને જડમૂળથી ઉખેડી નાંખવા આ સ્વાંગ લીધો છે એટલે ભય જેવી ચીજ આપણી જેવા સાધુઓના જીવનમાં સંભવતી જ નથી. છકાયના જીવોને અભય આપવાની પ્રતિજ્ઞાવાળા આપણે શ્રમણો ખરેખર નિર્ભયતાના સાચા પ્રતીક સમા છીએ. અલબત આપણા રૂંવે રૂંવે અહિંસા પરિણમી હોય તો **अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः** જ્યા અહિંસાની પૂર્ણપણે પ્રતિષ્ઠા થયેલી હોય છે ત્યાં વેરઝેર સહજ શમી જાય છે. અરે ! જન્મથી વૈરી ગણાતા પ્રાણીઓ પણ પોતાના વેરઝેર ભૂલી જાય છે. એવી વિભૂતિની સામે વાઘ બકરી એક આરે પાણી પીવે છે અને સર્પ નકુલ એક સાથે રમે છે.

" જ્યાં પરિસ્થિતિ આવી છે ત્યા હવે પાછા ડગલાં ભરવાનું બીલકુલ કારણ નથી. ઉપસર્ગોનો ઉઘાડી છાતીએ સામનો કરવા નીકળેલા સંતોને સામે આવી રહેલા કેશરીનો ભય ન જ સંભવે. પરીષહ જીતવાને કટિબદ્ધ થનાર વીરશાસનના સુભટને મરણાંત ઉપસર્ગની પણ પરવા ન હોય.

" શિષ્યો ! યાદ કરો, નિમ્ન આગમ વાક્યોને-અવધારો એના અર્થને—

**पायं पुव्वनिबद्धो, संबंधो होइ जीवाणम्**

પ્રાયઃ જીવોને પૂર્વભવે જોડાયેલો સંબંધ હોય છે અર્થાત્ તે આ ભવમાં ઉદય આવે છે.

**जं जेण जया जारिसमुवज्जियं होइ–**
**कम्मं सुहमसुहम् ।**
**तं तारिसं तया से संपज्जइ–**
**दोरियनिबद्धम् ॥**

જેણે જે રીતે-જે પ્રકારે પૂર્વે શુભ કે અશુભ કર્મ ઉપાર્જન કર્યું હોય તે ઉદયકાળ પ્રાપ્ત થતાં જાણે દોરીએ બાંધેલો પદાર્થ દોરી ખેંચતા સહજ ખેંચાઇ આવે તેમ તેનો વિપાક પ્રાપ્ત થાય છે. એ વેળા સમતાપૂર્વક એ ભોગવી લેવો એ જ પ્રશંસનીય માર્ગ છે. મુનિઓ માટેનો એ ધોરી માર્ગ છે.

" વાઘણ જેમના દેહમાંથી આંતરડા ઉન્જડતી હતી, માંસભક્ષણ કરી રહી હતી એવા સુકોશલ મુનિની અડગતાને યાદ કરો.

" વાધરી સૂકાતાં જેમનાં નેત્રો ખેંચાતાં હતાં અને અકથ્ય વેદનો થતી હતી એવા ઋષિ મેતાર્યના ધૈર્યને પણ યાદ કરો.

" શિર પરની ભડભડતી આગને શ્વસુરે બંધાવેલી પાઘડી લેખનાર મુનિશ્રી ગજસુકુમાલના ધૈર્યને યાદ કરો. એને વિચારવાનો, અવધારવાનો અને દ્રઢતાથી અમલ કરવાનો સુઅવસર લાધ્યો છે. આવી કર્મ નિર્જરવાની પળો જીવનમાં વારંવાર પ્રાપ્ત થતી નથી. જાગ્રત આત્મા એ વેળા જ સાધના કરી લે છે. આત્મા અને દેહ ભિન્ન છે એ કિંમતી સૂત્રને પ્રતિદિન રટનાર નહિં, પણ અમલમાં મૂકનાર જ આ વેળાએ નફો કરી શકે છે. જડ ચેતનના જુદા સ્વભાવની પિછાન કેવલ શબ્દથી નહીં પણ સ્વવર્તનથી દાખવનાર ખરેખર જીવન સફળ કરી જાય છે.

" શિષ્યો ! ભય સામે છે. પલકારામાં જીવન હતાં ન હતાં થવાના ચોઘડીઆ વાગી રહ્યાં છે. એ પ્રાણી તો અજ્ઞાન છે, ભય આણવામાં કારણરૂપ છે; બાકી જે કંઇ દોષ છે તે આપણી પૂર્વકૃત કરણીનો છે. એથી એનો છેડો છોડવા માત્ર સમતાનું શરણું શોધવું ઘટે. જરા પણ ચહેરા પર વિકૃતિ આવવી ન જોઇએ. અંતર મલિન થવું ન જોઈએ. સાવધાન બનો અને અંતરમાં એ વાત ઠસાવી દો કે—**एगोऽहम् नत्थि मे कोई।** ' હું એકલો છું. મારું કોઇ નથી. મને કોઇની સાથે વૈર વિરોધ નથી. "

તીરાભદની ધારણા ખોટી નહોતી. મહારાજ

સંભૂતિવિજયજી અને શિષ્યો વચ્ચે જે વાર્તાલાપ ચાલ્યો અને અંતમાં સૌ સાગારી અનશન આદરી જ્યાં કાયોત્સર્ગમાં લીન થયા ત્યાં અલ્પકાળમાં જ એક સિંહ પોતાના બે બચ્ચા સહિત આવી પહોંચ્યો. દૂરથી જોનારને સહજ લાગે કે હવે અલ્પ ક્ષણમાં જ સાધુઓના રામ રમી જવાના ! હમણાં જ આ રાની વનરાજ અને એના બચ્ચાઓ કુદરતી રીતે પ્રાપ્ત થયેલ આ અણમૂલા શિકાર ઉપર તૂટી પડવાના ! ! પણ સાચે જ વિધિના રાહ ન્યારા છે. માણસ ધારે છે શું અને દૈવ કરે છે શું ! વિશ્વમાં સર્વ કંઇ માનવીની ધારણા પ્રમાણે જવલ્લે જ બનતું દૃષ્ટિગોચર થાય છે. કયાં તો સાધુમહાત્માઓની અહિંસાના પ્રતાપથી કહો કે કયાં તો પૂર્વભવના સ્નેહથી કહો–ગમે તેમ પણ આ જંગલી પશુઓએ વર્તનમાં જંગલીપણું કે ક્રૂરતા ન દાખવી. શાસ્ત્રકારનું વચન છે કે–" અકસ્માત મેળાપમા કારણ વિના જેને દેખીને સ્નેહ પ્રગટે તે પૂર્વભવનો મિત્ર સમજવો અને જેને જોતાં વૈરની લાગણી ઉદ્ભવે તે પૂર્વભવનો શત્રુ જાણવો." ટૂકમા કહીએ તો એટલું જ કે એ જાનવરો બાજુ પર થઇ સરિતાની દિશામાં પસાર થઇ ગયા.

ગર્જનાનો જે સ્વર નજીકમાં કાને પડતો હતો તે દૂર જતો જોઇ, મહારાજશ્રીએ કાયોત્સર્ગ પારી ચક્ષુ ઉઘાડી મરણાંત ઉપસર્ગમાંથી પોતાને ઉગરી ગયેલા જોયા. શિષ્યોને કાયોત્સર્ગ પરાવ્યો અને એટલું જ કહ્યું કે–" દેવાનુપ્રિયો ! જોયું જેમણે જીવનમાં સારી રીતે અહિંસા ઉતારી છે અને જગતના જીવોને નિર્ભયતા આપી છે તેમને કોઇનો જ ભય નથી."

એવામાં જે માર્ગે જવાનું હતું તે તરફથી હાકોટા પાડતો એક માનવી દોડ્યો આવતો જણાયો. એટલે મહારાજશ્રીએ એના આવતાં સુધી થોભવું ઇષ્ટ માન્યું. એ નજીક આવતાં જ સંભૂતિવિજયજીના મુખમાંથી આશ્ચર્યના ઉદ્ગાર સરી પડ્યા.

" અરે સદ્દાલ ! તું અહીં કયાંથી ? આમ અચાનક. "

જેને માટે આ ભીષણ પંથ અમે લીધો હતો એ માણસનો મેળાપ થયો અને મરણાંત ઉપસર્ગમાંથી આટલી સરલ રીતે બચી જવાનું થયું, એથી નંદન અને તીશભદ્રનો આનંદ ઉભરાઇ ગયો. તેઓ ગુરુમહારાજમાં અલૌકિક શક્તિ માનવા લાગ્યા.

સદ્દાલ—મહારાજ ! આપે મારા જેવા રંક–ગામડીઆનું નામ શી રીતે જાણ્યું ?

ગુરુ–અરે ભોળા ! પેલા યજ્ઞ માટે તને સમજાવી તારા પ્યારા તુખારને લઇ જનાર બ્રાહ્મણ શંભુપ્રસાદને શું તું ભૂલી ગયો ?

સદ્દાલ–અરે ! યાદ આવ્યું. આપ કર્મકાંડી ભૂદેવ મટી આ સંન્યાસી કયારથી બન્યા ? વેશ પરિવર્તનથી માનવી ભૂલથાપનો ભોગ બને છે. આપ સરખા વિદ્વાનને એ ધર્મ છોડી આ જાતનો અંચલો કેમ ઓઢવો પડ્યો ? મહારાજ !

સૂરિ–સદ્દાલ ! એની પાછળ લાંબો ઇતિહાસ છે. તું આવ્યો તે પૂર્વેની થોડી પળોમાં અમો સર્વ જીવન–મરણ વચ્ચે ઝોલાં ખાતા હતા. વિકરાળ વનરાજ પોતાના બે શાવકો સહિત આ માર્ગે પસાર થઇ ગયો. હું તો માનું છું કે અમોએ ધારણ કરેલા શ્રી મહાવીરદેવના પવિત્ર વેશથી જ એ રાની પશુઓનો શિકાર બનતાં અમો ઉગરી ગયા.

" અહો ! શું પેલો સિંહ આ રસ્તેથી ગયો ? હું એની શોધમાં જ આ તરફ નીકળી આવ્યો છું એ મારો સુખદુઃખનો સાથી છે. મેં પૂર્વે એક વાર તેના પગમાં વાગેલો કાંટો કાઢ્યો હતો ત્યારથી અમારા વચ્ચે દોસ્તી જામી છે એ

વિકરાળ પ્રાણીમાં પણ સ્નેહ જેવી ચીજ છે. જાણે એકાદ પાળેલો શ્વાન ન હોય તેમ મારી આજ્ઞા એ ઉઠાવે છે. મારા સહવાસથી કહો કે ચાહે તો એનામાં રહેલા કોઇ કુદરતી અંશથી કહો-ગમે તે હો-પણ આ પ્રદેશમાં એનો રંજાડ નહિં જેવો છે. પેલીમેરના જંગલી પશુઓના શિકાર સિવાય કોઇ માનવીનો ભોગ લીધાનું મેં સાંભળ્યું નથી. મારા સરખા-એની જાતના પૂર્વ વૈરી-પ્રત્યે પણ જ્યારે એ પ્રેમાળ બન્યો છે ત્યારે આપ જેવા કરુણાના અવતાર સંત પ્રતિ એ ક્રૂર ન જ બને. આપનું મુખારવિંદ જોઇ એ આ તરફ ફરકે જ નહીં. એ સિંહના ખોળિયામાં મને લાગે છે કે કોઇ હરણીઆનો જીવ છે. મને ગર્જના સાંભળી લાગેલું કે તે જ મારો સાથી હોવો જોઇએ તેથી તો હું હાકોટા પાડી રહ્યો હતો, પણ આપ સર્વને અહીં જોતાં જ એ ચાલ્યો ગયો જણાય છે !"

"ખેર ! જે થાય છે તે સારાને માટે. આ માર્ગ લેવાનું પ્રયોજન તો ભાઇ તને મળવા પૂરતું જ હતું. કુદરતે તને મેળવી આપ્યો એટલે હવે મૂળ મુદ્દા પર આવી જઉં. તેં મારા કહેવાથી ધર્મ સમજી અશ્વ આપ્યો હતો પણ યજ્ઞમાં જીવતા પ્રાણીને હોમી દેવામાં ધર્મ નથી પણ મહાન્ અધર્મ છે. એ કાળે એ વાત હું સમજેલો નહીં, પાછળથી એ સત્ય મને લાધ્યું. સાચો ધર્મ અહિંસામાં સમાયો છે. જે આત્મા સર્વ જીવોમાં પોતાના સરખો આત્મા વસે છે એમ જોઇ પરને જરા પણ દુઃખ પમાડતો નથી તે જ સાચો ધર્મી છે. ટૂંકમાં કહું તો ધર્મ નીચેના બે વાક્યમાં સમાય છે.

**परोपकारो पुण्याय, पापाय परपीडनम् ।**

પરોપકાર કરવો એ જ ધર્મ યાને પુન્ય છે, પરને પીડા ઉપજાવવી એ જ પાપ વા અધર્મ છે.

"તું એ બરાબર સમજી લે. એ દિવસે મેં તને અધર્મના માર્ગે વાળ્યો તે બદલ હું ક્ષમા ચાહું છું. અંતરથી મારું એ પાપ મિથ્યા થાઓ એમ ઇચ્છું છું અને ખાતરીથી કહું છું કે આત્માના કલ્યાણનો રાહ યજ્ઞકર્મ નથી પણ આ નિર્ગ્રંથનો સંયમધર્મ જ છે."

સદ્દાલ—મહારાજ ! હું કંઇ ઝીણી વાતો ન જાણું. જ્યાં બારાખડીનો એકે અક્ષર ઘુંટેલો નહીં ત્યાં ધર્મ-અધર્મની ઊંડી બાબત શ્યે સમજાય. આપ મારા ઘોડાના દાનમાં પાપ માનતા હો તો, આપના કરતાં મેં કુટુંબના નિભાવ અર્થે ઘણાં ઘણાં પાપો કર્યાં છે. નતીજો એ આવ્યો છે કે ઘરની નવી આવેલી વહુવારૂઓને હું ભારે પડું છું. પેટ ભરીને બે વાર ખાવા અન્ન પણ કેટલીક વાર નથી મળતું. મનનું આ દુઃખ પ્રગટ કોની પાસે કરાય ? મારા બીજા બે મિત્રો છે એમને પણ મારા જેવું જ-છતાં મારાથી વધારે કપરું દુઃખ છે. જો કે પૂર્વે કષ્ટ વેઠવામાં કચાશ નથી રાખી એટલે એ તો કોઠે પડી ગયું છે. લૂખો-સૂકો રોટલો મળવાથી સંતોષ ધરીએ છીએ પણ આ મનુષ્ય દેહ મારફત કોઇ પરમાર્થ થઇ શકતો હોય અને આ દોષમય જિંદગીની આખર અવસ્થા સુધરતી હોય તો એ તરફ વળવાનું મન સહજ થાય છે.

સૂરિ-ભાઇ ! એવો એક જ માર્ગ છે. દોષો ધોવાનો-કર્મો ટાળવાનો અને પરલોક માટે ઉમદા પાથેય ગ્રહણ કરવાનો માર્ગ તે ભાગવતી દીક્ષા અંગીકાર કરવાનો.

"મહારાજ સાહેબ ! તો હું મારા મિત્રોને લઇને જરૂર આપની પાસે આવીશ. અમે સાથે જ એ માર્ગ લઇશું."

"સદ્દાલ ! અમે પાટલીપુત્ર તરફ જઇ રહ્યા છીએ ત્યાં આવીને મળજે."

(ચાલુ) ચોકસી

## મહાવીર પરમાત્માના છદ્મસ્થપણાની અને તેમાં કરેલા તપની વિશિષ્ટતાઓ

મહાવીર પરમાત્માએ ચારિત્રગ્રહણ કર્યા પછી સાડા બાર વર્ષે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. તે ૧૨॥ વર્ષના છદ્મસ્થપણામાં તેમણે અપૂર્વ તપસ્યાઓ કરી છે.

૧ સાડા બાર વર્ષમાં માત્ર ૩૪૯ દિવસોએ જ આહાર લીધો છે.

૨ ૩૪૯ દિવસથી બાકીના ભાગમાં ચૌવિહાર ઉપવાસ કર્યા છે એટલે પાણી પણ વાપર્યું નથી.

૩ પારણાના ૩૪૯ દિવસમાં પણ એક જ વખત આહાર લીધો છે.

૪ હસ્તપાત્ર હોવાથી ત્યાં જ આહાર કર્યો છે ને ત્યાં જ પાણી વાપર્યું છે.

૫ ઠામ ચૌવિહાર કહીએ એવા પારણા કર્યા છે.

૬ બે દિવસ ઉપરાઉપર તો આહાર લીધો જ નથી.

૭ સાડાબાર વર્ષમાં જમીન પર બેઠા જ નથી. પ્રાયે કાયોત્સર્ગમાં જ રહ્યા છે. એટલે શયન કરવાની તો વાત જ નથી.

૮ સાડાબાર વર્ષમાં પ્રમાદ સેવ્યો નથી અર્થાત્ નિદ્રા તો લીધી જ નથી.

૯ પ્રાયે ૧૨॥ વર્ષમાં મૌન જ રહ્યા છે. ઉપદેશ પણ આપ્યો નથી.

૧૦ દેવ, મનુષ્ય ને તિર્યંચોના કરેલા અનેક ઉપસર્ગો-પ્રાણાંત ઉપસર્ગો પણ સમતાભાવે સહન કર્યા છે

૧૧ ઉપસર્ગ કરનાર ઉપર દ્વેષ તો શેનો જ કરે, પરંતુ તેની દયા ચિંતવી છે ને તેને કર્મ ખપાવવામાં સહાયકારી માન્યા છે.

૧૨ અનુકૂળ ઉપસર્ગોમાં પણ ચિત્તને સ્થિર રાખ્યું છે.

૧૩ દીક્ષા સમયે પ્રભુના સ્કંધ ઉપર ઇંદ્રે સ્થાપેલ દેવદૂષ્ય એક વર્ષે ગયા પછી બાકીના છદ્મસ્થપણાના ૧૧॥ ને કેવળીપણાના ૩૦ વર્ષ પ્રભુ વસ્ત્ર વિના જ વિચર્યા છે.

૧૪ ઉપર જણાવેલા વર્ષોમા પ્રભુએ શીયાળામાં ટાઢ, ઉનાળામાં તાપ અને ચોમાસામાં વરસાદ ઉઘાડા શરીરે સહન કરેલ છે.

૧૫ શ્રમણપણાના ૪૨ વર્ષો ઉઘાડે પગે, ઉઘાડે શરીરે અને ઉઘાડે મસ્તકે પ્રભુએ વિહાર કર્યો છે.

આ રીતે વીર પરમાત્માના શરીર પરના નિઃસ્પૃહીપણાની તુલના કોઇથી થઇ શકે એમ નથી.

આવા વીર પરમાત્માના તપની સામે કોઇના પણ તપનો મુકાબલો-સરખાઇ તો શેની જ થાય, પરંતુ તેના અલ્પાંશે પણ અન્ય દર્શનકાર વિગેરેના તપ આવી શકે તેમ નથી.

આ કાળના છેવઠ્ઠા સંઘયણવાળા જીવો પ્રભુના વજ્રઋષભનારાચસંઘયણ પાસે અતિ અલ્પ બળવાળા હોવાથી કોઇ રીતે પણ તેની સાથે સરખામણી કરી શકાય નહીં. જે કોઇ અલ્પજ્ઞ તેમના તપ સાથે અન્યના તપાદિકની સરખામણી કરે છે તેને મહાવીર પરમાત્માના અપૂર્વ ચરિત્રથી અજ્ઞાત જ ગણવો. કુંવરજી

# શ્રી જૈનધર્મ પ્રકાશ



## પુસ્તક ૫૯ મું.

(સં. ૧૯૯૯ ના ચૈત્રથી ૧૯૯૯ ના આસો સુધી માસ સાતની)

## અનુક્રમણિકા



### ૧. પદ્યવિભાગ

પેટાવિભાગના જુદા ગણતાં લેખ ૬૯

## ૩. પ્રકીર્ણ



ત્રણ વિભાગના કુલ લેખો ૧૦૫



## માસિકના વર્ષારંભનો ફેરફાર

માસિકના વર્ષનો ચૈત્ર માસથી પ્રારંભ કરવામા આવે છે, પરંતુ તેમાં ઘણી અગવડ આવતી હોવાથી પુ ૬૦ માની શરૂઆત સંવત ૨૦૦૦ ના કાર્તિક માસથી કરવાનો નિરધાર કર્યો છે એટલે પુ. ૫૯ ના અંક ૭ જ નીકળશે અને તેનુ લવાજમ પણ પુ ૬૦ માના અંક ૧૨ સહિત માસ ૧૯ ના રૂા. ૨ાા અને પોસ્ટેજના ૭ આના મળી રૂા. ૩ાા લેવામા આવશે. વી. પી કરવું પડશે તો તેનો ખર્ચ જુદો ચડશે. સંવત ૨૦૦૦ના પોષ માસમાં વી. પી. કરવામા આવશે તેથી ગ્રાહકોએ સાર અગાઉ મનીઓર્ડરથી લવાજમ મોકલવુ જેથી વી. પી નો નકામો ખર્ચ ચડે નહીં

## નવા સભાસદોનાં નામ

| | | |
|---|---|---|
| ૧ ભાઇશ્રી વાડીલાલ ચતુર્ભુજ ગાંધી ભાવનગરવાળા. | મુંબઇ | લાઇફ મેમ્બર |
| ૨ શાહ મોહનલાલ ભાણજી શાપરીઆ ભાણવડવાળા. | મુંબઇ | ,, |
| ૩ ઝવેરી સારાભાઇ લખમીચંદ | મુંબઇ | ,, |
| ૪ શાહ હરિચંદ ત્રીભોવનદાસ | ભાવનગર | વાર્ષિક મેમ્બર |
| ૫ શાહ ભગવાનદાસ રામજી | ,, | ,, |
| ૬ સતોત ભગવાનદાસ વેલચંદ | ,, | ,, |

## નવા જૈન પંચાંગ

જોધપુરી શ્રીધર શીવલાલના ચંડાશુચંડુ પંચાગને આધારે આપણે પાળવાની તિથિ યથાર્થ સૂચવનારા પંચાગ અમે બહુ વર્ષોથી બનાવીએ છીએ તે જોધપુરી નવું પંચાગ આવવામા ઢીલ થવાથી બહાર પાડી શકયા નથી, પરંતુ ૧૫ દિવસમાં છપાવીને બહાર પાડશુ કાગળોની પુષ્કળ મોઘવારી છતાં ખરીદ કરનારની સગવડ ખાતર અમે સો નમ્બના રૂ. ૫) લેવાનો નિરધાર કર્યો છે મંગાવનારને દીવાળી અગાઉ પહોચાડી શકશુ મંગાવવા ઇચ્છનારે તરતમાં જ પત્ર લખવો છૂટક નકલનો એક આનો પોસ્ટેજ જુદુ.

## કાર્તિક માસની વધ-ઘટ ને પર્વો

શુદિ ૧૩ નો ક્ષય : વદિ ૪ બે

શુદિ ૧ શુક્ર–નવીન વર્ષારંભ વીર સં ૨૪૭૦. ગૌતમસ્વામી કેવળજ્ઞાન વિ. સ ૨૦૦૦

શુદિ ૫ મંગળ–જ્ઞાનપંચમી — શુદિ ૬ બુધ–ચૌમાસી અઠ્ઠાઇ બેઠી

શુદિ ૧૪ બુધ–ચૌમાસી ચૌદશ — શુદિ ૧૫ ગુરુ–શ્રી સિદ્ધાચળ યાત્રા

વદિ ૩ રવિ–રોહિણી

શ્રી કલકત્તાનિવાસી શેઠ લક્ષ્મીચંદજી કરણાવતના ધર્મપત્ની શ્રીમતી ગટાબાઇ ગયા અશાડ શુદિ ૧ મે સ્વર્ગવાસી થયા છે તેઓ સ્વભાવે સરલ ને વિનયી હતા તેમજ દેવ–ગુરુ–ધર્મ પ્રત્યે પૂર્ણ શ્રદ્ધાવાળા હતા તેમણે અનેક પ્રકારના તપો કર્યા હતા, અનેક તીર્થોની યાત્રાઓ કરી હતી તીર્થસ્થાનોમાં દ્રવ્યનો વ્યય પણ સારો કર્યો છે તેમની પાછળ તેમના શ્રેયનિમિત્તે તેમના સુપુત્ર ધનુલાલજીએ આ સભાને રૂા. ૫૧) ભેટ તરીકે મોકલ્યા છ તે આનંદ સાથે સ્વીકારવામાં આવે છે

Reg. No. B. 156

## શેઠ અનોપચંદ નરશીદાસનું ખેદકારક પંચત્વ

મૂળ પાલીતાણાના પણ બહુ વર્ષથી ભાવનગરનિવાસી થયેલા શેઠ અનોપચંદ લાંબા વખતની માંદગી ભોગવી ૬૦ વર્ષની વયે આસો શુદ ૧ ની રાત્રે પંચત્વ પામ્યા છે. તેઓ ધર્મકાર્યમાં ઉદારદિલથી સારો વ્યય કરતા હતા. છેલ્લા વખતમાં તે વૃત્તિ વધારે સુંદર બની હતી. તેઓ ત્રણ પુત્ર ને ત્રણ પુત્રી વિગેરે પરિવાર મૂકી ગયા છે. શરીર અનિત્ય જ છે તેથી તે સંબંધી ખેદ કરવાનું કાંઇ ફળ નથી. અમે તેમના સુપુત્ર લખમીચંદ વિગેરેને દિલાસો આપીએ છીએ અને તેમના આત્માની શાંતિ ઇચ્છીએ છીએ.



મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઇ-શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર